મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયા ગ્રંથમાળાનો

## પરિચય

મુસલમાન કોમમાં સાંસારિક રીતરિવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રચાર થાય એવાં પુસ્તકો ઇનામ આપી રચાવવા માટે કાઠિયાવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયાએ રૂ. ૨૫૦૦)ની ત્રણ ટકાની સરકારી પ્રોમિસરી નોટો સન ૧૯૦૩ માં સોસાયટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમાં કાયમનો વધારો થાય એ માટે સોસાયટીએ એ જ સાલમાં સદરહુ નોટો વેચી એનાં અમદાવાદ મ્યુનિસિપાલિટીના સવાચાર ટકાનાં રૂ. ૨૨૦૦)નાં ડિબેન્ચરો લીધાં છે. એના વ્યાજમાંથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધિયા ગ્રંથમાળા"ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાયટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે :

| પુસ્તક | લેખક | કીંમત |
|---|---|---|
| ૧. મુસલમાનોની રાજકીય તેમજ વિદ્યા સંબંધી ચડતીનો ઈતિહાસ અને તેમની પડતીનાં કારણો | મહેબૂબમિયાં ઇમામબક્ષ કાદરી | ૦–૨–૦ |
| ૨. ઇસ્લામની ભરતી ઓટ | નનામિયાં રસૂલમિયાં | ૦–૮ |

| | | |
|---|---|---|
| ૩. સર સૈયદ એહમદનું જીવનચરિત્ર | મહેબૂબમિયાં ઇમામબક્ષ કાદરી | ૦–૮–૦ |
| ૪. મિરાતે સિકંદરી | આત્મારામ મો. દીવાનજી | ૧–૦–૦ |
| ૫. અયામા | અમીરમિયાં હમદમિયાં ફારૂકી | ૦-૧૦-૦ |
| ૬ મિરાતે અહમદી વૉ. ૨. ખંડ ૧ | દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી | ૧–૦–૦ |
| ૭. ખંડ ૨ | ,, ,, | ૧–૦–૦ |
| ૮. ખંડ ૩ | ,, ,, | ૧–૦–૦ |
| ૯. ખંડ ૪ | ,, ,, | ૧–૦–૦ |
| ૧૦. ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો | ,, ,, | ૧–૦–૦ |
| ૧૧. ગુજરાતનો ઇતિહાસ | સૈયદ અબુ ઝફર નદવી | ૨–૦–૦ |

ગુજરાત વિદ્યાસભા
અમદાવાદ, તા. ૫–૪–'૪૯

જેઠાલાલ જીવણલાલ ગાંધી
સહાયક મંત્રી

# લેખકના બે બોલ

હું ઈ. સ. ૧૯૨૧માં ગુજરાત રાષ્ટ્રિય વિદ્યાપીઠ, અમદાવાદમાં આવ્યો તે પછી થોડા સમયમાં પુરાતત્ત્વ મંદિર ત્યાં ખોલવામાં આવ્યું. તેના સભાસદો તરફથી ગુજરાતનો એક વિગતવાર ઇતિહાસ ઉર્દૂ, ફારસી, તુર્કી, સંસ્કૃત, હિંદી, ગુજરાતી, મરાઠી, ફ્રેન્ચ, પોર્ચુગીઝ અને અંગ્રેજી ગ્રંથોને આધારે લખવાનું નક્કી કરવામાં આવ્યું. ઇસ્લામી ઝમાનાનું કામ મને સુપ્રત કરવામાં આવ્યું. મેં તેને માટે સામગ્રી જમા કરવાનું શરૂ કર્યું, અને એ કામ માટે હિંદુસ્તાન ઉપરાંત, અરબસ્તાન, સીરિયા અને કોન્સ્ટન્ટિનોપલના મશહૂર લેખકો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. કોન્સ્ટન્ટિનોપલના કેટલાક મિત્રોએ સખ્યાબંધ અખબારોમાં એના ઉપર લેખો લખ્યા. ઇતિહાસના કેટલાક પ્રોફેસરોએ મારી સાથે સીધો પત્રવ્યવહાર કર્યો પરંતુ ઇ સ ૧૯૨૮ માં એ ખાતું આર્થિક મુશ્કેલીઓને લઈને પ્રગતિ કરી શક્યું નહિ. તે સમય દરમિયાન 'તારીખે ગુજરાત' (ગુજરાતના ઇતિહાસની)ની જેટલી કિતાબો મેં વાંચી તેમાંથી મને જણાયું કે દરેક ગ્રંથકારે પોતાના સમય પર્યંતના બનાવોનો સમાવેશ કર્યો છે. તે ઉપરાંત ઉર્દૂ ઝમાનમાં કોઈ સંપૂર્ણ તારીખ આજ પર્યંતની લખવામાં આવી નથી તેથી સ્વાભાવિક રીતે જ મને તે પૂરી કરવાનો ખ્યાલ આવ્યો. આ ખ્યાલ આવતાં જ અંગત મુશ્કેલીઓ તેમજ

મારા ઓધ્ધાની ફરજો હોવા છતાં મે મારું ધ્યાન એ ઉપર કેન્દ્રિત કર્યું. અને ખુદાનો આભાર માનું છું કે આજે એનો પ્રથમ ભાગ વાચકોની આગળ પેશ કરવાનો ગર્વ હું અનુભવું છુ. બીજા ભાગમાં ગુજરાતના બાદશાહો । વશે, ત્રીજામાં[1] મોગલ સલ્તનત, અને ચોથામાં મરાઠાઓ પછી બ્રિટિશ સલ્તનતનો હેવાલ આવશે. પ્રથમ ભાગમાં મૂળ કિતાબની શરૂઆત પહેલાં એક પ્રસ્તાવના છે જેમાં ભૌગોલિક બાબતો ઉપરાંત સંખ્યાબધ ઉપયોગી હકીકતો લખી છે. ગુજરાતી ભાષાની પ્રગતિ ઉપર એક સ્વતંત્ર પ્રકરણ લખાયુ છે જે માર પ્રિય શાગિર્દ શ્રી. નરહરિલાલ ભટ્ટ, સ્નાતક (બી. એ)નો લખેલો છે મારી એવી ઇચ્છા હતી કે ઉર્દૂ ઝબાન ઉપર પણ એક લેખ અંદર શામેલ કરું. મને દિલગીર થાય છે કે આજ પર્યંત એમાં કામિયાબી હાંસિલ ન થઈ. આલુ જમાનાના ઇતિહાસના નિયમોને ધ્યાનમાં રાખી હરેક જરૂરી બાબત સમાવવાની મેં કોશિશ કરી છે. ગુજરાતના ઇતિહાસની શરૂઆત જાદવ ખાનદાનથી શરૂ કરવામાં આવી છે, પરંતુ અસલ તારીખ ગુજરોના વખતથી શરૂ થાય છે. વલભીપુરનો અહેવાલ વિગતવાર લખ્યો છે, અને વલભીપુરના વિનાશ અને અરબોના હુમલા વિશે સંપૂર્ણ સંશોધન કર્યું છે. અરબ મુસાફરોનાં સફરનામાંમાથી જે

ખલજી સમયની કોઈપણ ઈમારત આજ પર્યંત ગુજરાતમાં ન મળી. પરંતુ તઘલકના સમયની સંખ્યાબંધ ઈમારતો મોજૂદ છે.

સિક્કાનો પણ ખાસ ખ્યાલ રાખવામાં આવ્યો છે, અને હરેક બાદશાહના સમયના સિક્કાની હકીકત આ ગ્રંથમાં મોજૂદ છે.

મારો એવો દાવો નથી કે આ તારીખ સંપૂર્ણ છે અને ભૂલોથી મુક્ત છે. બલ્કે સંભવિત છે કે મારાં કેટલાંક સંશોધનોમાં ચૂક હોય. પરંતુ વાંચકોને હું ખાત્રી આપું છું કે બને તેટલે અંશે બનાવો અને સાલોની ચોકસાઈ ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે. તે છતાં હું ઈન્સાન છું અને હું કમજ્ઞાનવાળો વિદ્યાર્થી છું.

વાંચકોને મારી વિનતિ છે કે જો કંઈ મારી ભૂલ જણાય તો મને જ્ઞાનના આશ્રયી તરીકે જણાવે જેથી હું બીજી આવૃત્તિમાં તે દુરસ્ત કરી શકું.

આબુ ઝફર

## કિતાબની વિશેષતા

(૧) ગુજરાતની હાલની ભૌગોલિક હાલત લખી છે જે આજે તો ગુજરાત બહારના લોકો માટે અને સો વરસ પછી સારા હિંદુસ્તાન માટે બેહદ ઉપયોગી થશે.

(૨) ગુજરાતી ભાષા ઉપર વિગતવાર લખવામાં આવ્યું છે. જેઓ ગુજરાતી ભાષાના ઇતિહાસથી વાકેફ નથી તેમને માટે એ વધુ આકર્ષક છે.

(૩) હરેક જાતની ગણત્રી એકઠી કરવામાં આવી છે. ભવિષ્યના ઇતિહાસકારોને એક જગ્યાએથી મળી જશે, જેને પરિણામે તેઓ મુશ્કેલીમાંથી બચી જશે.

(૪) વલભીપુર વિશે હાલના દષ્ટિબિંદુથી લખવામાં આવ્યું છે, જેથી તેની અસલ હાલતનો અન્દાજ મળી જાય છે.

(૫) રાષ્ટ્રકૂટ અને અન્ય રાજાઓના સમયમાં અરબ મુસાફરો આવ્યા હતા. અને તેમણે જે કંઈ તેઓ વિશે લખ્યું છે

તે તમામ મે તે રાજાઓના વૃત્તાતોમા સમાવ્યુ છે, જેથી કરીને તેમના વિશેની હકીકતો ઉપર નવી પ્રકાશ પડે એ સામાન્ય ગુજરાતની તારીખોમા મળતી નથી, પરંતુ મસઉદી, સલમાન, અબુનહસન ઈસ્તખરી ઈબ્ન હોકલ, બીરૂની, ઈબ્ન-નદીમ, જામેઉલ હિકાયાત, અને માર્કોપોલો વગેરેમા મળે છે

(૬) મે સોમનાથ વિશે એટલુ વિગતવાર લખ્યુ છે કે આજ પર્યંત એનાથી વધુ વિસ્તૃત રીતે કોઇએ લખ્યુ નથી

(૭) હરેક બાદશાહના સમયના સિક્કાની હકીકત પણ આપી છે જે ઉપરથી તેમના નામો અને ઈલ્કાબો જાણવાના મળે છે, એટલુ જ નહિ પરતુ ઘણીવાર તેની સાલ ઉપરથી તેમની તખ્તનશીની અને અવસાનની તારીખ પણ મળી જાય છે

(૮) ઉર્દૂ, ફારસી, અરબી, અગ્રેજી અને ગુજરાતી ભાષાઓના ઇતિહાસોમા જે કોઈ ખોટા બનાવોનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તેમનો આધારો સહિત રદિયો આપી સાચી હકીકતો જણાવી છે

(૯) આ કિતાબ હરેક જગ્યાએ સિક્કા, શિલાલેખો અને અર્વાચીન સશોધનોમાથી ફાયદો ઉઠાવી લખવામા આવી છે

(૧૦) ગુજરાતના નાઝિમો વિશે ઘણુ જ સશોધન કરી લખવામાં આવ્યુ છે એ સામાન્ય તારીખોમા એક જ જગ્યાએ મળી શકે એમ નથી

ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવામાં નીચેનાં પુસ્તકોની મદદ મે લીધી છે :

**અરબી પુસ્તકો**

૧ મસાલિકુલ્ અબ્સાર ભા ૨ મિસર
૨ સફરનામા, ઇબ્ન બતૂતા
૩ ઝફરૂલવાલા, લંડન
૪ તારીખે મસઉદી, મિસર
૫ સુબ્હુલ્ આ'શા, મિસર
૬ સફરનામ એ બશ્શાહી મુકદ્દસી, મિસર
૭ સફરનામએ સલમાન સૈરાફી. પેરિસ
૮ તારીખે બલાઝરી, મિસર
૯ કસ્કુસ્ ઝુનુન
૧૦ કિતાબુલ હિંદ વમસિન, પેરિસ
૧૧ મુખ્તસરૂદ્ દવલ
૧૨ સફરનામ એ ઇબ્ન હોકલ, લીડન
૧૩ સફરનામએ ઇસ્તખરી, મિસર
૧૪ ઇબ્ન ખલદૂન મિસર
૧૫ અજાઇબુલ્ હિંદ, પેરિસ
૧૬ કિતાબુલ ફેહરિસ્ત, ઇબ્ને નદીમ, મિસર
૧૭ તારીખ–અલ્કામિલ, ઇબ્ને અસીર
૧૮ તારીખે તબરી
૧૯ કિતાબુલ્ હિન્દ, અલબીરૂની, લીડન

**ફારસી પુસ્તકો**

૧ તબકાતે અકબરી
૨ ફરિશ્તા
૩ તારીખે અફીફ સિરાજ
૪ તારીખે ઝિયા બર્ની
૫ તારીખે રનછોડજી, હસ્તલિખિત
૬ રિયાઝુસ સલાતીન
૭ આઈને અકબરી
૮ તબકાતે નાસિરી
૯ જામેઉલ હિકાયાત ઓફી, હસ્તલિખિત
૧૦ મિરાતે અહમદી
૧૧ તારીખે ઈરાન, જોન માલ્કમ
૧૨ તારીખે બદાયૂની

**ઉર્દૂ પુસ્તકો**

૧ તારીખે પાલનપુર
૨ મિરાતે મોહમ્મદી
૩ તારીખે હિન્દ, ઝકાઉ'લાહ સાહેબ
૪ સફરનામ એ માર્કોપોલો
૫ મુકદ્દમ એ દવલરાની ખિઝરખાન
૬ ખિલાફત ઔર હિંદુસ્તાન
૭ તારીખે હાશિમી
૮ હયાતે સા'દી
૯ શેરૂલ અજમ
૧૦ તમદ્દુને હિન્દ
૧૧ રસાઈલે શિબ્લી

૧૨ મારૂ અધ્યાય
૧૩ બોધમતી હિંદ
૧૪ અઝુલ્ કુરાન
૧૫ તારીખે અરબે કદીમ
૧૬ તારીખે ગોજરાત
૧૭ સફરનામ એ હુંગ સિયાંગ, ચીની મુસાફર

### ગુજરાતી પુસ્તકો

૧ કરણ ઘેલો
૨ રાસમાળા
૩ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ
૪ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ગોવિંદજી હાથીભાઈ દેસાઈ

### અંગ્રેજી પુસ્તકો

૧ બોમ્બે ગેઝેટિયર
૨ કાઠિયાવાડ ગેઝેટિયર
૩ ઇલિયટ સાહેબનો હિંદુસ્તાનનો ઇતિહાસ
૪ ગુજરાત ગેઝેટિયર

### સંસ્કૃત પુસ્તક

૧ રત્નમાલા
૨ શત્રુંજય તીર્થ પ્રબન્ધ

## અનુક્રમણિકા

# ઉપોદ્ઘાત

**સીમા:**—ઉત્તરમાં મારવાડ, મેવાડ, સિરોહી, કચ્છનું રણ અને અરવલ્લી પર્વતનો કેટલોક ભાગ

દક્ષિણમાં–થાણા, નાસિક (મહારાષ્ટ્ર)

પૂર્વમાં–વાંસવાડા, ખાનદેશ (માળવા)

પશ્ચિમમાં–અરબી સમુદ્ર, કચ્છનો અખાત, સિંધ.

ગુજરાત પ્રાંત હિંદુસ્તાનની પશ્ચિમ દિશામાં આવેલો છે. એના બે ભાગ છે: એક દ્વીપકલ્પનો ભાગ છે એટલે કે એની ત્રણ બાજૂ પાણી અને એક બાજૂ જમીન છે; એ સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડના નામથી ઓળખાય છે. બીજા ભાગની ચારે બાજૂએ જમીન છે. દ્વીપકલ્પનો ભાગ અરબીસમુદ્રમાં આવેલો છે. એ અરબસ્તાનના ઉમાન પ્રાંતની લગભગ સામે અને સિંધની નીચે આવેલો છે.

બીજા ભાગની દક્ષિણની હદ ડાંગ અને વાંસદાનાં રાજ્યો સુધી છે. (કારણ કે અહીં ગુજરાતી ભાષા બોલાય છે.) નર્મદા નદીના કિનારાથી માંડી ઉત્તર સુધી પહાડોની એક હાર જાય છે જે અરવલ્લી અને વિંધ્યાચલ પર્વતોને જોડે છે. એ ગુજરાતની પૂર્વ અને ઉત્તર-ની સરહદો છે અને એને માળવા મેવાડ અને મારવાડથી જુદો પાડે છે. કચ્છનો અખાત અને કચ્છનું રણ એની પશ્ચિમ અને વાયવ્યમાં આવેલાં છે. અરબી સમુદ્ર અને ખંભાતનો અખાત એની નૈર્ઋત્યની હદ છે. જે પહાડ ગુજરાતના ઈશાન તરફની હદ બાંધે છે તેની શાખાઓ આ પ્રાંતના અંદરના ભાગમાં ફેલાયેલી છે; અને એને લઈને કેટલાક ભાગો ખાડાટેકરાવાળા થયા છે. પહાડો અને ખીણોમાં ગાઢ જંગલો છે અને એ જંગલોમાંથી ઘણી નદીઓ નીકળે છે, જેના કિનારાઓ ઉપર ઘણાં ઊંડાં કોતરો, પેચદાર ઘાટીઓ અને પહાડો આવેલાં છે. ગુજરાતની આજના સમયની (ઈ. સ. ૧૯૪૮)ની આ સીમા છે. ગુજરાતના રાજાઓ અને સુલતાનોના સમયમાં એના

રાજકીય વિસ્તારમાં જે વધઘટ થતી રહી તેનો આગળ ઉલ્લેખ કરવામાં આવશે.

**વસ્તીઃ**—આ પ્રાંતની વસ્તી લગભગ ૧ કરોડ જેટલી છે. એમાં ૨૦ મોટાં શહેરો અને ૫૦૦૦ ગામો છે. મુસલમાનોની વસ્તી ⅙ થી કંઈક વધારે છે, એટલે કે ૧૭ લાખ જેટલી છે.

**વિસ્તારઃ**—એનું ક્ષેત્રફળ ૭૪૦૦૦ ચોરસ માઈલ છે. ઉત્તર દક્ષિણ એની લંબાઈ ૩૨૦ માઈલ છે અને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૩૬૦ માઈલ છે.

**ગુજરાતના કિનારાઃ**—ગુજરાતને કચ્છથી માંડી થાણા સુધીનો કિનારો છે. એમાં ઘણા અખાતો છે તેમજ પુષ્કળ બંદરો છે. એ હાલમાં પણ ઉપયોગમાં આવે છે. માંડવી, દ્વારકા, જામનગર, પોરબંદર, માંગરોળ, વેરાવળ, કોડીનાર, દીવ, જાફરાબાદ, ભાવનગર, ખંભાત, ભરૂચ, દમણ અને ડુમસ બંદરો છે. કેટલીક જગ્યાઓમાં ફક્ત નાનાં નાનાં જહાજો જાય છે અને ખોટો હરફર કરે છે, પરંતુ બાકીનાં તમામ જે અસલ બંદરો હતાં તે અંગ્રેજ સરકારે રાજકીય ફાયદા ખાતર બંધ કરી દીધેલાં છે.

**અખાતોઃ**—ખંભાતનો અખાત અને કચ્છનો અખાત.

ગુજરાતમાં દાખલ થવાના **સાત રસ્તા** છેઃ—

(૧) આબુ પર્વતની ખીણઃ—જ્યાંથી સાધારણ રીતે આર્યો અને ગુર્જર આવ્યા હતા, અને મહમૂદ ગઝનવી વગેરેએ ચડાઈ કરી હતી.

(૨) કચ્છનો અખાતઃ—જ્યાંથી ગ્રીક લોકો આવ્યા હતા.

(૩) કચ્છનું રણઃ—જે બાજૂથી મહમૂદ ગઝનવી પાછો ગયો હતો અને મહમદ ઘોરી આવ્યો હતો.

(૪) ખંભાતનો અખાતઃ—જેમાં થઈને અરબ વેપારીઓ આવ્યા હતા.

(૫) ખાનદેશઃ—આ બાજૂ મોહમદ તઘલખ દક્ષિણમાં થઈ ગુજરાતમાં આવ્યો હતો.

(૬) નર્મદાઃ—મરાઠા અહીંથી ગુજરાતમાં આવ્યા.

(૭) ડુંગરપુરની ખીણમાંથી પસાર થઈ મોડાસા થઇ જ્યાંથી અલાઉદ્દીન ખલજીના સમયમાં ઉલૂગખાન ગુજરાતમાં દાખલ થયો હતો.

ભૂશિરઃ—ગુજરાત પ્રાંતમાં અસંખ્ય ભૂશિરો છે; પરંતુ મોટામાં મોટું ભૂશિર નોંધ લેવા જેવું માત્ર દ્વારકા છે.

ટાપુઓઃ—ઉપર કહી ગયા પ્રમાણે ગુજરાત પ્રાંતના બે ભાગ છેઃ એકનો સંબંધ જમીન સાથે છે અને બીજો સમુદ્રને મળે છે. આ બીજા ભાગની હદ પુરાણા જમાનામાં બહુ જ દૂર સુધી ફેલાયેલી હતીઃ પરંતુ એને સમુદ્રે કાપી કાપી હાલની હદ સુધી આણી મૂકી છે, જે કારણથી નાના મોટા પુષ્કળ ટાપુઓ અને દ્વીપકલ્પો પેદા થયા. હાલમાં ગુજરાતના ટાપુઓ નીચે પ્રમાણે છેઃ—

પીરમ, સુલતાનપુર, કુલ્પપુર, દીવ, શંખોદ્ધાર, સિયાળ, દમણ, આમાંના દીવ અને દમણ પોર્ટુગીઝો (ફિરંગી)ના કબજામાં છે, શંખોદ્ધાર વડોદરા રાજ્યના હાથ નીચે છે. દીવનો ટાપુ ૮ માઇલ લાંબો અને ૨ માઇલ પહોળો છે, તેમાં ૮ ગામ આવેલાં છે. ત્યાં રંગનું કામ સુંદર થાય છે. દમણમાં ઘઉં, ચોખા, અને તમાકુ સારાં પાકે છે. બાકીના ટાપુઓ સરકારના તાબામાં છે. આખો સૌરાષ્ટ્ર એક દ્વીપકલ્પ છે, જે પશ્ચિમ ગુજરાતમાં સૌથી મોટો છે. સુરત અને ભરૂચમાં પણ નાના નાના ઘણા દ્વીપકલ્પો આવેલા છે, જે વિશે કંઇ ખાસ લખવા જેવું નથી,

પહાડોઃ—જે પ્રમાણે ગુજરાતનો પશ્ચિમ ભાગ પાણીથી ઘેરાયેલો છે તે પ્રમાણે ઈશાન ખૂણાનો ભાગ પહાડોથી ભરાયેલો છે જેની જુદી જુદી શાખાઓ અંદરના ભાગમાં ફેલાયેલી છે, જે નીચે પ્રમાણે છેઃ અર્બુદાચલ કે આબુનો પર્વત, (૨) વિંધ્યાચળનો પર્વત, (૩) જમીલ કે ગીરનો પર્વત, (૪) બરડાનો પર્વત, (૫) સિદ્ધાચળ કે શેત્રુંજો, (૬) ઈડરનો, (૭) પાવાગઢ (ચાંપાનેર)નો, (૮) લુણાવાડાનો (વિંધ્યાચળની શાખા), (૯) રાજપીપળાનો, (૧૦)

ચોટીલો, (૧૧) માંડવધાર, (૧૨) ગિરનાર, (૧૩) આરાસુર, (૧૪) સાતપુડો.

મિરાતે અહમદીમાં બીજા બે પહાડોનાં નામ આપવામાં આવ્યાં છે: ઓસમ અને કુફા. પરંતુ આ બંને પહાડો નકશામાં જોવામાં આવતા નથી. આમાંનો ઓસમ માતરીનો પહાડ સૌરાષ્ટ્રમાં ધોરાજી નજીક છે. કુફા એ કોયલો સંભવે છે, જે બરડાથી પશ્ચિમમાં દરિયા કાંઠે છે. ચોટીલા અને માંડવધારનાં નામ મિરાતે અહમદીમાં નથી.

કેટલાક પર્વતો વિશે ટૂંકામાં વિગત:

(૧) આબુઃ—ઉત્તર ગુજરાતમાં આવેલો છે અને એ ૫૬૦૦ ફીટ ઊંચો છે. ત્યાં દેલવાડાનાં જૈનોનાં દેરાં જોવા લાયક છે.

(૨) આરાસુરઃ—એ પણ ગુજરાતના ઈશાન ખૂણામાં આવેલો છે. ત્યાંનું અંબા ભવાનીમાતાનું દેરું પ્રખ્યાત છે. આ પર્વતમાંથી આરસપહાણ નામનો સફેદ પથ્થર નીકળે છે.

(૩) પાવાગઢનોઃ—એ પવનગઢ કહેવાય છે. એ પંચમહાલ જિલ્લામાં આવેલો છે. એ ૨૫૦૦ ફીટ ઊંચો છે. એના ઉપર કાલિકા માતા (કાળકા માતા)નું દેરું છે. લોકો ત્યાં જાત્રાએ જાય છે. ત્યાંથી લોઢું નીકળે છે; તેમજ મેંગેનીઝ ધાતુ પણ નીકળે છે, જે કાચ બનાવવાના કામમાં બહુ જ ઉપયોગી છે.

(૪) રાજપીપળાનોઃ—આ સાતપુડા નામના પર્વતની શાખા છે. જૂના જમાનામાં એ ઉપરનાં જંગલોમાંથી હાથીઓનાં ટોળાં પુષ્કળ પકડવામાં આવતાં હતાં. અહીંથી અકીકનો પથ્થર નીકળે છે.

(૫) ઈડરનોઃ —આ પણ વિંધ્યાચળના ઉત્તર તરફના ભાગની શાખા છે.

(૬) શેત્રુંજોઃ—સૌરાષ્ટ્રમાં પાલિતાણા પાસે આવેલો છે. ત્યાંનાં જૈનોનાં દેરાં પ્રખ્યાત છે. એ ૨૫૦૦ ફીટ ઊંચો છે.

(૭) ગિરનાર —એની તળેટીમાં જૂનાગઢ આવેલું છે. અહીં પણ

જૈનોનાં મંદિર છે. એની ઊંચાઈ ૩૫૦૦ ફીટ છે. એની તળેટીમાં મહાન અશોક રાજાએ કોતરાવેલો પ્રખ્યાત શિલાલેખ છે.

(૮) ગીર.—સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલો છે. એ સિંહ માટે પ્રખ્યાત છે. હિંદુસ્તાનમાં આ સિવાય બીજા કોઈ પણ સ્થળે સિંહ જોવામાં આવતા નથી.

(૯) બરડોઃ—એ પોરબંદર પાસે આવેલો છે. એ નાના નાના ડુંગરાઓનો બનેલો છે. અહીંથી લોખંડ નીકળે છે. વળી ત્યાં વાંસનાં મોટાં જંગલ છે.

**ગુજરાતની ઈશાનમાં આવેલા પર્વતોઃ**—આબુ, પાવાગઢનો (ચાંપાનેર), આરાસુર, લુણાવાડાનો, ઇડરનો, વિંધ્યાચળ, ગજ્જીપીપળાનો અને સાતપુડો.

**નૈર્ઋત્ય ગુજરાત એટલે કે સૌરાષ્ટ્રમાં આવેલા પર્વતોઃ**—ચોટીલો, બરડો, ગિરનાર, ગીર, શેત્રુંજો, માંડવધાર, ઓસમ, કોયલો.

**નદીઓઃ**—ગુજરાતના પહાડો ઈશાન ખૂણામાં આવેલા છે, તેથી કુદરતી રીતે ત્યાંની જેટલી નદીઓ છે તે સર્વ નૈર્ઋત્ય તરફ વહે છે અને અરબી સમુદ્રને મળે છે. એની ૭ નદીઓનું સવિસ્તર વર્ણન એનાં મૂળ અને મુખ સાથે નીચે પ્રમાણે છે :

(૧) **સરસ્વતીઃ**—એ ઉત્તર ગુજરાતમાં અરવલ્લી પર્વતમાંથી નીકળી કચ્છના રણમાં અદશ્ય થાય છે. સરસ્વતીને કિનારે સિદ્ધપુર અને પાટણ આવેલાં છે.

(૨) બનાસ—મેવાડમાં આવેલી અરવલ્લીની પર્વતમાળામાંથી નીકળી પાલણપુરના રાજ્યમાંથી પસાર થઈ કચ્છના રણમાં અદશ્ય થાય છે. બનાસના કિનારા ઉપર જ ગાધનપુર આવેલું છે.

(૩) **સાબરમતીઃ**—અરવલ્લીની પર્વતમાળામાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. એના કિનારા ઉપર અમદાવાદ અને સાદરા આવેલાં છે. એની લંબાઇ ૨૦૦ માઇલ છે.

(૪) મહીઃ—એ મહેન્દ્ર પર્વત એટલે કે માળવાના ડુંગરમાંથી

નીકળી ખંભાતના અખાતમાં પડે છે. એની લંબાઈ ૩૨૫ માઇલ છે. લુણાવાડા અને ખંભાત એના કિનારા ઉપર આવેલાં છે. આ નદીમાં કાળા પથ્થર વધારે પ્રમાણમાં જોવામાં આવે છે અને ગુજરાતમાં તો એના કિનારાના નજીકના પ્રદેશોમાં મોટાં ભયાનક વાઘાં આવેલાં છે.

(૫) નર્મદાઃ—એ વિંધ્યાચળ પર્વતના અમરકંટક નામની શાખામાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે. આખા ગુજરાતમા એ સૌથી મોટી નદી છે. એની લંબાઈ ૭૬૦ માઇલ છે. એના કિનારા ઉપર ચાણોદ (ચાંદોદ), નાંદોદ, શુક્લતીર્થ અને ભરૂચ આવેલાં છે. આ નદી ઉપર સરપાણનો ધોધ આવેલો છે. નર્મદાનું બીજુ નામ રેવાજી છે. એમાં વહાણો મુખથી સો માઈલ સુધી ફરી શકે છે.

(૬) તાપી.—સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતમાં પડી અરબી સમુદ્રને મળે છે. એ ૪૫૦ માઇલ લાંબી છે. સુરત અને રંદિર એના કિનારા ઉપર આવેલાં છે. એના મુખથી બત્રીસ માઇલ સુધી વહાણો ફરી શકે છે.

આ બધી ગુજરાતની મુખ્ય નદીઓ છે. એમને ઘણી નદીઓ મળે છે; જેમકે સાબરમતીને હાથમતી ઉપરાંત પુષ્કળ નાની નદીઓ મળે છે, જેવી કે અંબિકા વગેરે. સૌરાષ્ટ્રમાં કોઈ મોટી નદી નથી. ખાસ નોધવા લાયક ભાદર ચોટીલાની એક ધાર મદાવાના ડુંગરામાથી નીકળી પોરબંદર નજીક દરિયામાં નવીબંદર કને મળે છે. એને જૂનાગઢ નજીક ગિરનારમાંથી નીકળતી ઓઝત મળે છે. સોરઠી અને વરતુ હાલારમાં થઈ અરબી સમુદ્રને મળે છે; અને શેત્રુંજી શેત્રુંજા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતમાં પડે છે તે છે.

સરોવરોઃ—આ પ્રાંતમાં નીચે પ્રમાણેનાં સરોવરો છે ·

ખેડા જિલ્લામાં એક સરોવર છે જેમાં એક ટેકરી માત્ર ઉનાળામાં નજરે પડે છે, બાકીનો સમય એ પાણીમાં ઢંકાયેલી રહે છે.

બીજું સરોવર પ્રાંતીજમાં છે, જેનું ક્ષેત્રફળ ૨૮૦ ચોરસ માઇલ છે અને એની ઊંડાઈ ૩૦ ફીટ છે. ત્યાંની માછલી અમદાવાદ અને અન્ય શહેરોમાં પુષ્કળ જાય છે.

કચ્છના રણ અને ખંભાત વચ્ચે એક "નળ" નામનું સરોવર છે, જેનું ક્ષેત્રફળ ૪૯ ચોરસ માઇલ છે. કેટલાક લોકો ત્યાં પાણીમાં રહેનારાં પક્ષીઓ—બતકના શિકાર અર્થે જાય છે.

રણઃ—ગુજરાત પ્રાંતમાં રણનું પ્રમાણ વધારે નથી. થરના રણની દક્ષિણે એક પ્રદેશ આવેલો છે, જે કચ્છના રણને નામે ઓળખાય છે. આના બિલકુલ સપાટ જમીનના ભાગનું ક્ષેત્રફળ ૯૦૦૦ ચોરસ માઇલ છે.[1] બહુધા આ અસલ સમુદ્રનો ભાગ હતો, જે સુકાઈ ગયો છે. આ રણના બે ભાગ છે. પૂર્વમાંનો મોટો ભાગ પૂર્વથી પશ્ચિમ સુધી ૧૬૫ માઇલ લાંબો છે, અને ઉત્તર દક્ષિણ એની લંબાઈ ૮૦ માઇલ છે. આ ભાગનું ક્ષેત્રફળ ૭૦૦૦ ચો. માઇલ છે. ડૉકટર લેબાન એમના પુસ્તકમાં આ રણ વિશે નીચે પ્રમાણેની બાબતો જણાવે છેઃ—

પૂર્વ તરફનો ભાગ જે નાનું રણ છે તે ૧૬૦૦ ચો. માઇલ છે. એની પૂર્વ પશ્ચિમ લંબાઈ ૮૦ માઇલ છે અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૧૦ થી ૪૦ માઇલ છે. મોટા રણની દક્ષિણની સરહદ ઉપર મોટી મોટી ટેકરીઓ છે, અને એપ્રિલથી ઑકટોબર માસ પર્યંત દક્ષિણ દિશા તરફથી મોટા વંટોળિયા આવે છે અને કોઈક વખત વરસાદ પણ પડે છે. ભરતી વખતે દરિયાનું પાણી એકથી ત્રણ ફીટ સુધી ચડે છે. કોઈક વખત લૂણી અને બનાસ નદીઓની રેલ એને પાણીથી તર કરી મૂકે છે. અને પાણીના સુકાયા પછી તો ભેજ રહી જાય છે. કોઈક ઠકાણે જમીન હરિયાળી દેખાય છે. આ રણમાં કોઈકોઈ વખતે પક્ષી નીકળી આવે છે. ગધેડાં અને હરણોનાં ટોળાં પણ જોવામાં આવે છે, તેમજ ઊંટોના કાફલા પણ આવે છે.

૧. મુંબઈ ગેઝેટિયર, ભા. ૫ માં પૃ. ૧૧–૧૨

પરંતુ ત્યાં આવવાની કોઈ હિંમત કરતું નથી.

આ રણની સપાટી ઉનાળામાં બિલકુલ સફેદ અને બરફની માફક ચળકતી હોય છે. એની અને સમુદ્રની વચ્ચે કચ્છનો ટાપુ આવેલો છે, જે કંઈક અંશે ઊંચાઈ ઉપર છે. આ રણની સુંવાળી સપાટી ઉપર જ્યારે સીધાં સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેમાં મૃગજળ નજરે પડે છે, જે મુસાફરોને પરેશાન કરી આખરે દીવાના બનાવી દે છે. સૂર્યના સખત તાપને લઈ કચ્છના રણમાંથી પસાર થવું શક્ય નથી. ફક્ત સૂર્યાસ્ત પછી જ કોઈ આદમી આ અજબ અને એકાંત મેદાનમાંથી પસાર થવાનો ઈરાદો કરી શકે છે.[૧]

**ગુજરાતની આબોહવા અને મોસમો:**—આ પ્રાંતની આબોહવા તંદુરસ્ત અને સુંદર છે. પરંતુ જંગલી પ્રદેશો ભેજવાળા છે. સમુદ્ર નજીક હોવાના કારણથી ઠંડી ઓછી હોય છે. વરસાદ ખપપૂરતો પડે છે. જૂન માસની આખરથી વરસાદ શરૂ થાય છે અને સપ્ટેમ્બર માસ સુધી રહે છે. નવેમ્બર ડિસેમ્બર અને જાન્યુઆરી મહિનાઓમાં ઠંડી સાધારણ પડે છે. ફેબ્રુઆરી મહિનાની આખરથી ગરમી શરૂ થાય છે, અને જુલાઈ સુધીમાં ૧૧૫° ગરમી થાય છે. શિયાળામાં ૪૭° સુધી આવી સખ્ત ઠંડી પડે છે. ગુજરાતની ઉત્તરે કચ્છ અને કચ્છના રણમાં સખત ગરમી પડે છે. સૌરાષ્ટ્રના મધ્યભાગમાં પણ ગરમીનું પ્રમાણ વધારે છે.

**વરસાદ:**—વરસાદ હોવા છતાં પણ ગુજરાતમાં ગરમી પડે છે. હિંદુસ્તાનના બીજા ભાગોની માફક અહીં પણ વરસાદ ઠીક પડે છે અને જુદા જુદા ભાગોમાં વરસાદનું પ્રમાણ વધતું ઓછું છે. અમદાવાદ જિલ્લામાં સરાસરી ૩૦ ઇંચ જેટલો વરસાદ પડે છે. સૌથી વધારે વરસાદ સુરત જિલ્લામાં પડે છે. સૌરાષ્ટ્ર અને કચ્છમાં વરસાદ ઓછો છે. આખા ગુજરાતમાં લગભગ સરાસરી ૩૦ ઇંચ જેટલો વરસાદ પડે છે.

૧. તમદ્દુન હિન્દ, પૃ. ૪૦

## હવા ખાવાનાં સ્થળો

ડુમસઃ—સાધારણ રીતે ત્યાં રદિર થઈને જવાય છે, કારણ કે એની પાસે જ એ આવેલું છે. એ હવા ખાવાનું સ્થળ ગણાય છે અને સમુદ્રને કિનારે આવેલું છે. ત્યા ધનિક તેમજ વેપારી લોકોનાં પુષ્કળ મકાનો છે. ઉનાળામાં એ જગ્યા રમણીય દેખાય છે.

આબુઃ—એ એક મશહૂર પહાડ છે. એની ઊંચાઈ ૫૬૦૦ ફીટ જેટલી છે. ઉનાળામાં ત્યા ઠંડી સાધારણ પડે છે. ત્યાં મેવાડ, મારવાડ, ગુજરાત અને સૌરાષ્ટ્રના નવાબો અને રાજાઓ, તેમજ સિવિલ અને મિલિટરી ઓફિસરો ઉનાળામાં રહે છે. સામાન્ય વર્ગના લોકો પણ સખ્યાબંધ ત્યાં જાય છે. હિંદુઓ માટે ધર્મશાળા અને મંદિરોમાં રહેવા માટે બંદોબસ્ત રાખવામાં આવેલો છે. મુસલમાનો માટે પણ એક મસીદ છે. સ્ટેશનથી પહાડ ઉપર મોટરથી જવાય છે. ત્યાં પુષ્કળ ઝરા છે, જે જોવા લાયક છે.

હજીરા અને વેરાવળ —આ બને જગ્યા સમુદ્ર કિનારે આવેલી છે. મધ્યભાગના લોકો હવાખાવાનાં સ્થળો માની ત્યાં જાય છે. વેરાવળમાં એક નાની જામે મસ્જિદ અને સખ્યાબધ નાની મસ્જિદો છે. એક સરકારી હાઈસ્કૂલ અને બીજી એક અરબી મદ્રેસા તકવીઅતુલ ઈસ્લામના નામથી ત્યાં છે. મદ્રેસા નાના પાયા ઉપર છે પરંતુ તેની ઈમારત સારી છે, અને તે ઉપરાંત એનું પુસ્તકાલય એ ભાગમાં અજોડ છે. ત્યાં દરેક જાતનાં પુસ્તક છે જૂનાગઢના નવાબે લાખો રૂપિયા ખર્ચ કરી એનો કિનારો બદર રૂપમાં બનાવ્યો છે. અને હવે ત્યા મોટાં જહાજો આવી શકે છે. હાલમા સોમનાથ અને માંગરોળ ઉપર એની ઝબરદસ્ત અસર જણાય છે આ બનેનો વિકાસ આ કારણથી રૂંધાઇ ગયો છે. જૂનાગઢ રાજના હાથ નીચે આ શહેર છે. જામે મસ્જિદમાં ઈમામ[1] સામેની જે મિહરાબ[2] છે તે ઉપરનો

૧. ધર્મમા વડો ૨. મસ્જિદમા એક ખાસ જગ્યા જ્યાં ઈ— તરફ મો કરી નમાઝ પઢાવે એ

શિલાલેખ હજુ સુધી વાંચી શકાયો નથી, એ દિલગીરીની વાત છે સમુદ્ર પાસે એક નાની મસ્જિદ છે. જે ઉપર મહમૂદશાહના વખતનો હિ. સં. ૮૯૩નો શિલાલેખ છે.

નહેરોઃ—(૧) ખારી નદીની નહેર, ગુજરાતમાં આ મહત્ત્વની નહેર છે, જેનો લાભ ડાંગરની મોસમમાં લોકો વધુ પ્રમાણમાં ઉઠાવે છે. (૨) બીજી નહેર હાથમતીની છે. (૩) સૌરાષ્ટ્રમાં માંગરોળ નજીક સારણની પુરાણી નહેર છે. લોકો ઘણું કરી ચોમાસા પછી કૂવાનો ઉપયોગ કરે છે. આ કારણથી આજ પહેલાં આ મુલકમાં લાખો કૂવા હતા.

પેદાશઃ—ગુજરાતમાં ઓછીવત્તી હરેક જાતની પેદાશ જોવામાં આવે છે, જેમાંથી કેટલીક મશહૂર ચીજોની યાદી નીચે પ્રમાણે છેઃ

વનસ્પતિઃ—શેરડી, વરિયાળી, તમાકુ, અફીણ, ગુલાબ, કેવડો, ચંપો, વાંસ, બાવળ, પીપળ, બોરડી, ખાખરા, સાગ, સીસમ, સીમરો, અરડૂસી.

ફળઃ—સીતાફળ, જામફળ, દાડમ, દ્રાક્ષ, સફરજન, કેરી, ખરબૂચાં, રાયણ, નાસપાતી, તરબૂચ, ચીભડાં, કાકડી, પપૈયાં, કેળાં, મહુડાં, બોર, નારંગી, આંબલી. પરંતુ કેરી અને રાયણ ગુજરાતમાં પુષ્કળ થાય છે. એ વાત જાણીતી છે કે સુલતાન મહમૂદે આ બંને પ્રકારનાં વીસ લાખ ઝાડો ગુજરાતમાં રોપાવ્યાં હતાં. જામફળ અને દાડમ ધોળકામા પુષ્કળ થાય છે. અને પ્રાંતીજ પાસે ઓરાન ગામમાં ખરબૂચાં ( ટેટી ) બહુ જ મીઠાં અને મજેદાર હોય છે. પંચમહાલ જિલ્લામાં મહુડાં પુષ્કળ થાય છે, સુરત જિલ્લામાં આંબા, ફણસ, અને તાડ અને ખજૂરીનાં ઝાડો વધારે પ્રમાણમાં છે.

[નોંધઃ—ઓરાન, પ્રાંતીજ જિલ્લામાં લગભગ ૨ માઈલ ઉપર એક નાનો કસબો છે. અસલ એ વેપારનું મથક અને અનાજનું બજાર હતું. મરાઠાઓની લૂંટફાટને લઈને એની પડતી થઈ હતી. હાલમાં

એ એક મુસલમાન જમીનદારના તાબામાં છે. એ એક વિશાળ જગ્યા છે. સંભવિત છે કે પુરાણા વખતમાં પણ એ એવી જ હશે. આ ગામ નદી કિનારે આવેલું છે. ઉનાળામાં એનો ઘણોખરો ભાગ સુકો થઈ જાય છે અને ઘૂંટણપૂર પાણી રહી જાય છે. સૂકા ભાગમાં વાઘરી લોક ટેટીની ખેતી કરે છે. આ મોસમમાં પેદાશ વધુ પ્રમાણમાં થાય છે. અને ઘણું કરીને એ ટેટી મીઠી પણ હોય છે. લોકો પ્રાંતીજ, નડિયાદ, અમદાવાદ વગેરે જગ્યાએ એ લઇ જાય છે. આ કસબાની વસ્તી ઊંચી ઊંચી ટેકરીઓ ઉપર છે. આ ટેકરીઓ ડુંગર જેવી ઊંચી છે. ઘણીખરી જગ્યાએ ઝરા વહે છે તેમાંથી મીઠું સાફ અને હલકું પાણી નીકળે છે. ત્યા લોકો આ જ પાણીનો ઉપયોગ કરે છે. કૂવા નથી. અને ખરેખર આટલી ઊંચી જગ્યામાં કૂવા ખોદવા એ પહાડો ખોદવા બરાબર છે. ત્યાં ઝરા હોવાથી એમ માલૂમ પડે છે કે નીચે પથ્થર હશે. ઘણી જગ્યાએ પથ્થર બહારથી દેખાય છે. એ કાંકરીના હોવાથી બહુ જ મજબૂત હોય છે. જે પથ્થર નદીમાં હોય છે તે લાંબા સમયથી ત્યાં જ છે. અમદાવાદમાં સાબરમતીનુ પાણી અજીર્ણકારક ગણાય છે. વળી એકાદ વાસણમાં કેટલાક દિવસ રાખવામાં આવે તો સફેદ રંગના ખાર કોર ઉપર જોવામાં આવે છે. પરંતુ અહીં આ નદીનુ પાણી હલકું, મીઠું અને પાચક છે. મારા ધારવા પ્રમાણે કદાચ આ ઝરાના મળવાથી એના ગુણમાં ફેરફાર થયો હશે. મોસમમાં બોર અને કેરી ઉત્તમ પ્રકારનાં થાય છે. નદીની બીજી પાર ગાયકવાડ સરકારની જમીન છે. ત્યાંનું પુરાણી ઢબનું મંદિર જોવા જેવું છે. મંદિરનો આગળનો અને મધ્યનો ભાગ તૂટી ગયેલો છે. પરંતુ મોટી મોટી શિલાઓ કેવી રીતે ઉડાવવામાં આવી હશે એ વિચારવા જેવી બાબત છે. ત્યાં એક ઉર્દૂ અને ગુજરાતી નિશાળ છે. એક મસીદ પણ છે. ત્યાંની વસ્તી આ પ્રમાણે છે : નદીના કિનારા ઉપર મુસલમાનો રહે છે, ત્યાર પછી હિંદુ વાણિયા અને ત્યાર પછી કોળી લોકોની વસ્તી છે. પુરાણા જમાનામાં લૂંટફાટનુ જોર વધુ પ્રમાણમાં

હોવાથી હિંદુઓના રક્ષણ અર્થે આ રીતે વસવાટ કરવામાં આવ્યો હતો. હાલમાં આ ગામ વેપારનું કેન્દ્ર ન હોવાના સબબ વેપારીઓ પણ અહીંતહીં જતા રહ્યા. અત્યારે પણ ત્યાં બસો અઢીસો ઘર છે. બહુધા પુરાણું મંદિર બૌદ્ધના વખતનું પણ હાલ જૈનોનું છે. વેપારીઓ સામાન્ય રીતે જૈન છે. આસપાસની તમામ જમીન ખાઈ જેવી નીચી અને પહાડ જેવી ઊંચી છે. એની હાર ઇડરના પહાડોને મળે છે, તેથી એના અંદરના ભાગમાં કોઇ કોઈ વખત વાઘ આવી પહોંચે છે. અસલના જમાનામાં અહીં એક અજગર પણ હતો જે એક આખી બકરી ગળી જતો હતો, અને આ જ સ્થિતિમાં એક વખત લોકોએ એને જોયો અને મારી નાખ્યો. એના ચામડાની પેટી ત્યાંના દરબાર સાહેબના સાળા પાસે છે. ત્યાંનાં ઘણાંખરાં મકાનો માટીનાં છે, પરંતુ હવે પતરાંનો ઉપયોગ થવા માંડ્યો છે. કસબાતી અથવા સિપાઈઓની વસ્તી ત્યાં ઠીક પ્રમાણમાં થઇ ગઈ હતી. લાંબો કુર્તો, પાયજામો, અને દોપટ્ટો ત્યાંની સ્ત્રીઓનો લિબાસ છે. પુરુષો કુર્તો પાયજામો અને શેરવાની કે કોટ પહેરે છે અને માથે ફેંટા બાંધે છે. ત્યાં હિંદુઓનું પણ એક મંદિર છે. અહિંયાંની ખીણોમાં કેવડો પુષ્કળ ઊગે છે, પરંતુ કોઇ એનો યોગ્ય ઉપયોગ કરતું નથી.

ત્યાંના લોકો ભેંસ વધુ પ્રમાણમાં પાળે છે. ભારબોજ માટે એઓ ઊંટોનો ઉપયોગ કરે છે. એની આમદાની ૩૦૦૦૦ જેટલી છે. પરંતુ સેકડે ૭૦ જેટલા રૂપિયા જુદા જુદા ટેક્સને લઇને સરકારી ખજાનામાં જાય છે. અહિંયાંની નાની નાની ટેકરી ઉપર જો તંદુરસ્તી તેમજ હવાખાવા માટે બંગલા બાંધવામાં આવે તો સંખ્યાબંધ લોકો ત્યાં આવે, ત્યાં એક કોસ દૂર એક ગામ આવેલું છે જેનું નામ લાખરોળા છે. ત્યાંની રોટી અતિ મીઠી હોય છે. અહિંયાં પણ મુસલમાનોની જમીનદારી છે. બાકીનાં આસપાસ તમામ કોળી અને હિંદુ છે, જેમની વચ્ચે પુરાણા વખતમાં બહુ જ ટંટો ચાલતો હતો.

કુલ વસ્તી લગભગ દોઢ હજાર જેટલી છે. મુસલમાનોની સંખ્યા ૩૦૦ જેટલી છે. ૮૦૦ થી ૯૦૦ જેટલા હિંદુ છે, અને બાકીના કોળી છે. ત્યાંના મુસલમાનોનો સામાન્ય વર્ગ ગરીબ છે, પરંતુ એઓ આળસુ છે. જુદી જુદી જાતનાં નાનાં નાનાં કારખાનાં જો ત્યાં બનાવવામાં આવે તો સહેલાઈથી એઓ સુખચેનથી પોતાનું ગુજરાન ચલાવી શકે એમ છે. પ્રાથમિક શિક્ષણનું પ્રમાણ ૭૦ ટકા જેટલું છે.]

ગુજરાતનું અનાજઃ—ઘઉં, બાજરી, જુવાર, તુવેર, તલ, બાવટો, મકાઈ, ડાંગર, મગ, મઠ, અડદ, ચણા, કપાસ અને સરસવ, પાકે છે. પરંતુ એમાં બાજરી, જુવાર, ડાંગર અને કપાસ અહીંની ખાસ પેદાશ છે. ડાંગર ખેડા જિલ્લામાં ઉત્તમ થાય છે. એ ચોખાનું નામ 'કમોદ' છે. બાજરી અને જુવાર ખાસ કરીને સૌરાષ્ટ્રમાં જ થાય છે, અને ત્યાં વધારે ઉપયોગમાં લેવામાં આવે છે. કપાસ માટે સુરત અને ભરૂચ જિલ્લા મશહૂર છે. હિંદુસ્તાનનું ઉત્તમ રૂ અહીં ઉત્પન્ન થાય છે. સામાન્ય રીતે એ કાળી જમીનમાં વાવવામાં આવે છે. દિલગીરીની વાત છે કે એમાંનો મોટો ભાગ હિંદુસ્તાનની બહાર જતો રહે છે.

ગુજરાતનાં જાનવરોઃ—ગુજરાતમાં દરેક જાતનાં જાનવરો જોવામાં આવે છે, જેમાંનાં કેટલાકનાં નામ નીચે પ્રમાણે છેઃ—

વાઘ, સિંહ, ચિત્તા, રીંછ, વરુ, વાંદરાં, માંકડાં, હરણ, સાબર, શિયાળ, ઘોડા, ગધેડાં, ગાય, બળદ, ભેંસ, ઊંટ, બકરાં, ઘેટાં, કૂતરાં, રોઝ વગેરે. હાથી શાહજહાં બાદશાહના સમય સુધી અહીં જોવામાં આવતા હતા, પરંતુ હવે નથી. આખા હિંદુસ્તાનમાં સિંહ ફક્ત સૌરાષ્ટ્રના ગિરના ડુંગરમાં જ જોવામાં આવે છે. એનો શિકાર કરવાની મનાઈ છે, કારણ કે એની નસલનો હિંદુસ્તાનમાંથી નાશ થયો છે; માત્ર આ જગ્યા બાકી રહી ગઈ છે. મોટા મોટા યુરોપિયનોને જૂનાગઢના નવાબ સાહેબની પરવાનગીથી શિકાર કરવાનો લાભ મળતો હતો. ચિત્તા અને વાઘ નળ સરોવર પાસે તેમજ મોડાસામાં જોવામાં આવે

છે, કારણ કે સરોવરને લઈને હરણ વગેરે ઘણાંખરાં જાનવરો ત્યાં રહે છે. વાંદરાં અમદાવાદમાં સાબરમતીને કિનારે અસંખ્યાબંધ જોવામાં આવે છે. મહાજનો તરફથી એમને ચણા ખાવાના મળે છે. એઓ ખેડૂતને બહુ જ સતાવે છે. કચ્છ અને સૌરાષ્ટ્રના ઘોડા વખણાય છે. મારો ખ્યાલ છે કે ઇરાક અને ઉમાનના વતનીઓ અસલ લાંબો સમય પર્યંત અરબી ઘોડા અહીં લાવી વેચતા હતા અને આ એ ઘોડાઓની ઓલાદ છે.[1] અહીંના બન્ને જાતના બળદો સુંદર હોય છે. મોટા કદવાળા બળદના શરીર તથા શિંગડાં ખૂબસૂરત હોય છે. અને નીચી કદના બળદ પણ નાના, મજબૂત અને સોહામણા હોય છે. એ નાના રબર ટાયરના એક્કાએ જોડેલા ઠીક દેખાય છે. એને ઘોડા સાથે હરીફાઈમાં દોડાવવાની તાલીમ આપવામાં આવે છે. પહેલાં અમદાવાદમાં રાતના ૧૨ વાગ્યા બાદ દોડાવવાની હરીફાઈઓ પણ થતી.

**ગુજરાતના ખનીજો:**—સોનું, અકીક, આરસપહાણ, લોઢું, સીસું, મેગેનીઝ, અબરખ, સુરોખાર, મીઠું અને સંગ પડાણી છે. સોનું ભાવનગરના પહાડોમાંથી અસલના જમાનાથી નીકળતું આવ્યું છે, પરંતુ આજકાલ એ બંધ છે. અબરખ પંચમહાલ, સાબરકાંઠા અને રેવાકાંઠા એજન્સીમાંથી નીકળે છે. અકીક સુરત જિલ્લામાં નીકળે છે, પરંતુ ખંભાતમા એને સાફ કરવામાં આવે છે. હિંદુ અને મુસલમાન કારીગરો ઉત્તમ પ્રકારની ચીજો એમાંથી બનાવે છે. દાખલા તરીકે કફ અને કોટનાં બટન, વીંટી, એરિંગ, ગળાનો હાર, ચપ્પુનો હાથો, ઘડિયાળની ચેઇન, સલીબ (ક્રોસ આકારની), હિલાલ (અર્ધચંદ્રના આકારનાં) વગેરે. આ વસ્તુઓ ફ્રાન્સ, અમેરિકા, મિસર વગેરે જગ્યાએ પુષ્કળ જાય છે. હિંદુસ્તાનમાં પારસી અને વહોરા એની બહુ જ કદર કરે છે. સુરોખાર રાધનપુરમાંથી નીકળે છે. સમુદ્ર નજીક હોવાના સબબથી મીઠું પુષ્કળ પકવી શકાય છે. આ

1. દીબાચો-ખુલાસ-તુત્ તવારીખ

પાક બરબાદ કરવા બ્રિટિશ સરકારે એક અલગ ખાતું પણ કાઢયું હતું તેથી સૌથી વધારે નુકસાન ખંભાતના નવાબને થયેલું. ત્યાં તમામ ગુજરાત ખાઈ શકે એટલું મીઠું પકવી શકાય, પરંતુ બ્રિટિશ સરકારે બંદર ખોલી કે મીઠું તૈયાર કરી આમદાનીનો વધારો કરવા દીધો નહિ. કેટલીક વખત સ્ટેટના સત્તાવાળાઓએ એ બાબતમાં પત્રવ્યવહાર કર્યો હતો, પરંતુ એનું કંઈ પરિણામ આવ્યું નહોતું, કારણ કે સરકાર પોતે જ એનો વેપાર કરતી હતી. તેથી પોતાને સખત ખોટ આવવાનો ભય હતો. સરકારને આ વેપારથી વાર્ષિક ૭ કરોડ રૂપિયા મળતા હતા.

લોઢું ઘોઘામાંથી નીકળે છે અને એ પહેલાં કપડવંજમાંથી કાઢવામાં આવતું હતું, પરંતુ હાલમાં એ બંધ છે. આજકાલ હાલોલ-માંથી મેંગેનીઝ કાઢવામાં આવે છે.

સંગ પડાણી એક જાતનો ચૂનો છે, જે ઈડરના પહાડોમાંથી નીકળે છે. એને પોલિસ કરી એવો સાફ અને ચમકદાર બનાવવામાં આવે છે કે આબેહૂબ આયના જેવો જ દેખાય છે. દિલ્હીના લાલ કિલ્લાના બાંધકામમાં શાહજહાં બાદશાહે એનું પ્લાસ્ટર કરાવ્યું હતું. તાજમહાલના અંદરના ભાગમાં પણ એનું પોલિશ છે. લોકો એમાં પોતાની સુરત જોઇ શકે છે. ઇ. સ. ૧૯૦૭માં પહેલી વખત હું જ્યારે આગ્રા ગયો હતો ત્યારે મેં નજરે જોયું હતું. હવે લોકોએ એને હાથ લગાડી લગાડીને મેલુ કરી દીધું છે. એ છતાં પણ એમાં પડછાયો હજુ પણ નજરે પડે છે. ઘણે ભાગે એનો વપરાશ બંધ થયો છે, કારણ કે સિમેન્ટે હરેક જાતના ચૂનાના વેપારને પાયમાલ કર્યો છે.

**મોતી** કચ્છના અખાત અને જામનગરમાંથી નીકળે છે.

**ગુજરાતનો હુન્નર-ઉદ્યોગ:**—કાપડ, કાગળ, સાબૂ, લોખંડની પેટી, અકીકની ભિન્ન ભિન્ન પ્રકારની ચીજો, તાળાં, દીવાસળી, જરી અને રેશમનાં કપડાં વગેરેનું કામ અહીં સારું થાય છે. ભરૂચમાં ?રીની ચાદરો સારી બને છે અને ત્યાં કાચનાં કારખાનાં છે. ગુજ-

રાતમાં છાપવાનાં કારખાનાં અને દળવાની ઘંટીઓ પણ પુષ્કળ છે.

પાલણપુરમાં કેવડા અને ચંપાનાં અત્તર અને તેલ ઉત્તમ પ્રકારનાં થાય છે તે ઉત્તર હિંદુસ્તાનમાં પુષ્કળ જાય છે. ત્યાં કેવડાનું મોટું જંગલ છે તેમાં સાપ પણ વીંટાયેલા જોવામાં આવે છે. વળી લૂગી, રૂમાલ, સુસી (ધારીવાળાં કપડાં), દોહર (એક પ્રકારનું કાપડ), સુલેમાની ચાદર, ખાદી અને ગેતરજી સુંદર તૈયાર થાય છે અને અરબસ્તાનમા વેચાય છે. છરી, ભાલા, ખંજર, તલવાર, ચામડાની ચીજો, બનાતની જીન સારાં તૈયાર થાય છે. પાટણમા માટીનાં વાસણો સારા થાય છે અને રેશમી રંગીન ચિત્રકામવાળાં કીમતી કપડાં ત્યા બને છે, જે પટોળાં કહેવાય છે. ઇ. સ. ૧૯૩૨માં મેં મારી નજરે કારખાનામાં બધું કામ જોયું. હું અતિ હેરતમંદ થયો. ખરેખર કામનો ખૂબસરત નમૂનો છે. કપડાંની બંને બાજૂએ એક સરખી ભાત જોનારને આશ્ચર્યચકિત કરે છે. દિલગીરીની વાત છે કે યુરોપનાં કારખાનાંએ આપણી આ અજબ કળાને દબાવી દીધી છે.

કાપડ—અમદાવાદમાં કાપડ પુષ્કળ તૈયાર થાય છે. ફક્ત કાપડની ૮૦ થી વધારે મિલ ચાલે છે. એ જાણે કે હિંદુસ્તાનનું માચેસ્ટર છે. હરેક જાતનું કાપડ અહીં થાય છે. કેટલીક મિલોમાં સૂતર તેમજ કાપડ બંને તૈયાર થાય છે. અને કેટલીકમાં સૂતર ઇંગ્લાંડથી મંગાવી માત્ર કાપડ તૈયાર કરવામાં આવે છે પરંતુ દિલગીરીની વાત એ છે કે બ્રિટિશ સરકારે અત્યાર સુધી ૮૦ નંબરથી વધારેનું સૂતર તૈયાર કરવા દીધું નહોતુ. આ ઉપરાંત વીરમગામ, નડિયાદ, વડોદરા, ભરૂચ, પેટલાદ, ભાવનગર, વેરાવળ વગેરે શહેરોમાં પણ કાપડની મિલો છે. તમામ ગુજરાતમાં કુલ ૧૧૫ થી વધુ મિલ છે.

કાગળ—સાધારણ રીતે કાગળ યુરોપથી આવે છે. અથવા મુંબઇ કલકત્તા વગેરે ઇલાકામાં હિંદુસ્તાનમાં આવેલાં ત્યાંનાં કારખાનામાં બને છે. આ કારણથી કાગદી કંઈ ઉત્પન્ન કરી શકતા નથી. ... એક જાતનો જાડો સફેદ કે બદામી કાગળ ખાસ અમદાવાદમાં

હાથથી પુરાણી રીત પ્રમાણે બનાવવામાં આવે છે. ખાસ કરીને વેપારીઓના હિસાબકામ માટે સંખ્યાબંધ ચોપડા એમાંથી તૈયાર થાય છે. આ સિવાય કોઈ એનો ઉપયોગ નથી.

અમદાવાદ પાસે હવે તો બારેજડીમા કાગળની મિલ થઈ છે અને ત્યાં સારા પ્રમાણમાં છાપવાનો કાગળ તેમજ પૂઠાં વગેરે તૈયાર થાય છે.

**સાબૂ** વધુ પ્રમાણમાં પ્રાંતીજમાં તૈયાર થાય છે, તે કપડાં ધોવાના કામમા આવે છે. હમણાં અમદાવાદમાં, વેરાવળમાં, પોરબંદરમાં પણ તૈયાર થાય છે. અમદાવાદમાં મુસલમાનોનાં કારખાનાંમાં વધુ પ્રમાણમાં રંગીન દીવાસળી તૈયાર થાય છે, જે તહેવારોમાં વપરાય છે. કેટલીક મુદતથી સામાન્ય દીવાસળી પણ બનવા માંડી છે. ખાસ કરીને એ પંજાબમાં વેચાય છે. ખંભાતમાં બે મુસલમાનોનાં બે કારખાનાં છે, જે સુંદર રીતે ચાલે છે. અકીક વિશે મેં ઉપર વિગતવાર લખ્યુ છે. વેરાવળમાં સુંદર તાળાં બને છે. સુરતમાં જરી રેશમ અને કિનખાબ સારાં તૈયાર થાય છે અને એ બહાર જાય છે. હાથીના દાંતનું કામ પણ ત્યાં સુંદર થાય છે. કચ્છનું સોનારૂપાનું કોતરણીકામ પ્રખ્યાત છે.

મીણથી જે ભિન્ન ભિન્ન પ્રકારનાં કાપડ છાપવામાં આવે છે તે દૂર દૂરના મુલકોમાં જાય છે. પોરબંદર અને ઓખામા સિમેન્ટ બનાવવાના કારખાનાં છે. ઈડરમાં લાકડા ઉપરનું રંગીન કામ સુંદર થાય છે.

**વેપારઃ**—ગુજરાતમાં નીચેની વસ્તુઓની આયાત નિત્ય થાય છેઃ

**આયાતઃ**—સોનું, ચાંદી, વિલાયતી કાપડ, લોખંડ અને લોખંડનો સામાન, ખાંડ, દવા, કાચનો સામાન, મશીન, રમકડાં, રંગ, લાકડા, ધાતુ, અનાજની કેટલીક જાતો, નાળિયેર, ઘાસતેલ, કોલસા, કાગળ,* ઘડિયાળ, મોટર અને સાઇકલ.

**નિકાસ.**—અનાજ, તેલીબિયાં, રૂ, સૂતર, કાપડ, તમાકુ, માખણ, ચામડાં અને મસાલા.

## વહેવારનાં સાધનો

**જળમાર્ગો:**—ગુજરાતનો જળમાર્ગ હવે લગભગ બંધ થઈ ગયો છે. નાની સ્ટીમર અને વહાણો આવજાવ કરે છે, ને ખંભાતથી ભાવનગર, હુમસ, જાફરાબાદ, સોમનાથ, વેરાવળ, માંગરોળ, પોરબંદર, દ્વારકા, અને માંડવી, વગેરે જગ્યાએ જાય છે. પરંતુ આ બધી જગ્યાઓ સાધારણ છે. ગુજરાત અને સૌરાષ્ટ્ર તેમજ અરબી સમુદ્રનું મુખ્ય બંદર મુંબઈ છે, અને સિંધ જ નહિ પરંતુ સારા હિંદુસ્તાનના વાયવ્ય ભાગનું કરાંચી મુખ્ય બંદર છે. બે દાયકામાં ભાવનગર, જામનગર, ઓખા, નવલખી અને વેરાવળમાં મોટાં બંદર બનાવવામાં આવ્યાં છે.

**ઊંટના કાફલા:**—કેટલીક વખતે કચ્છના રણમાં થઈને ઊંટોના કાફલા આવજા કરે છે. રેલ અને સ્ટીમરને લઈને એની ખાસ જરૂર પડતી નથી.

**તાર ટપાલ:**—રેલ્વેની માફક તારટપાલનો પણ બંદોબસ્ત છે. ઇલાકાની રાજધાનીનું શહેર એનું કેન્દ્ર છે અને ઘણાંખરાં શહેર, કસબા અને ગામમાં એની શાખાઓ છે. એની મારફતે પત્રો, પારસલ, પૈસા અને તાર પહોંચાડવામાં આવે છે.

**જમીન માર્ગો**—**રેલ્વે**—ગુજરાતની રેલ્વે જાળની માફક ફેલાયેલી છે. મોટી લાઈન ઉપરાંત નાની નાની સંખ્યાબંધ રેલ્વે છે. મુખ્ય રેલ્વે સરકારની બી. બી. એન્ડ સી. આઇ., ગાયકવાડની જી. બી. એસ., અને સૌરાષ્ટ્રમાં બધી શાખાઓ એકરૂપ થઈ સૌરાષ્ટ્ર રેલ્વે બની છે.

## જાતો અને તેમનો વસવાટ

આજ પણ ગુજરાતમાં ભિન્ન ભિન્ન જાતની કોમો જોવામાં આવે છે તે કબીલા તેમજ જાતિની દૃષ્ટિએ એક બીજાથી જુદી પડે છે. પુરાણા જમાનામાં સંખ્યાબંધ કોમો બહારથી આવતી હતી ને વરસનો મોટો ભાગ અહીં પસાર કરતી હતી; પરંતુ ગુજરાતનાં

બંદરો બંધ થઈ ગયાં ત્યારથી તેમની આવજા પણ બંધ થઈ ગઈ. અત્યારે તો નીચે પ્રમાણેની કોમો ગુજરાતમાં રહે છે :

ભીલ, કાઠી, કાળીપરજ, રજપૂત, રબારી, મોગલ, ખોજા, મેમણ, પઠાણ, પારસી, વહોરા, સીદી (હબશી), કોળી, ગરાસિયા, સૈયદ, શેખ, મોમીન, ક્ષત્રી (ખત્રી), બ્રહ્મક્ષત્રી, કાયસ્થ વાણિયા, બ્રાહ્મણ, કણબી, ભાટ, નાગર, ઢેઢ (ચમાર), ભંગી, વાઘરી, બલુચી, મકરાણી, અરબ, મૌલા–ઈસ્લામ, રાઠોડ અને પરમાર.

ભીલ વધુ પ્રમાણમાં પંચમહાલમાં, કાઠી સૌરાષ્ટ્રમાં, અને કાળીપરજ ખાનદેશ અને સુરતમાં રહે છે. રબારી સારા ગુજરાતમાં ફેલાયેલા જોવામાં આવે છે. ખોજા (આગાખાની) હરેક જગ્યાએ વસેલા છે, પરંતુ તેમનાં કેન્દ્રસ્થાનો આણંદ, અમદાવાદ, અને લીમડીમાં છે. મેમણો કચ્છ અને સૌરાષ્ટ્રમાં રહે છે. પઠાણોનું કેન્દ્રસ્થળ કપડવંજ છે. ત્યાં તેઓ મોટી સંખ્યામાં રહે છે. વહોરા બે જાતના છે : એક સુન્ની અને બીજા ઈસ્માઈલી (શિયા). તેમનો સુરત અને અમદાવાદમાં વધુ પ્રમાણમાં વસવાટ છે. ખાસ કરીને ઈસ્માઈલી વહોરાઓનું કેન્દ્રસ્થળ સુરત છે. તેમના પવિત્ર વડા મુલ્લાંજી સુરતમાં રહે છે. નાગર કોમ વધુ પ્રમાણમાં સૌરાષ્ટ્ર અને ખાસ કરીને જૂનાગઢમાં રહે છે; અમદાવાદ, વડનગર, વીસનગર, નડિયાદ, પેટલાદ, ભરૂચ અને સુરતમાં પણ છે. રજપૂત લોકો ઉત્તર ગુજરાત અને સૌરાષ્ટ્રમાં રહે છે. પારસીઓ સાધારણ રીતે હરેક ઠેકાણે જોવામાં આવે છે, પરંતુ તેમની મોટી વસ્તી નવસારીમાં છે. કણબી લોકોની મોટી સંખ્યા અમદાવાદ જિલ્લામાં, ઉત્તર ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં પણ, અને તેમનો ધંધો ખેતીનો છે. તેમની વસ્તી એક લાખ જેટલી છે.

## ગુજરાતની ભાષા અને કેળવણી

આ પ્રાંતમાં જુદી જુદી જાતની બોલીઓ બોલાય છે, તેમાંની ઉર્દૂ, મરાઠી, કચ્છી સિવાયની સોરઠી, ચરોતરી, સુરતી અને ભીલ લોકોની બોલી ભીલી ગુજરાતી છે. ગુજરાતી ભાષાની તળ ગુજ

બે જાત છે : એક સુરતી અને બીજી ચરોતરી. ભરૂચથી માંડી દમણ સુધી સુરતી બોલીનો પ્રચાર છે, અને અમદાવાદથી માંડી વડોદરા સુધી લોકો ચરોતરી ભાષામાં વાત કરે છે. ગુજરાતી ભાષા બોલનારાઓની સંખ્યા એક કરોડ અને સાત લાખ જેટલી છે. હિંદુસ્તાનની બધી ભાષા બોલનારાઓમાં ગુજરાતીની સંખ્યા સેકડે ત્રણ જેટલી છે. ઉર્દૂ જબાનનો પણ હાલમાં વિકાસ થઈ રહ્યો છે. એ ભાષા આ પ્રાંતમાં દરેક ઠેકાણે બોલાય છે તેમજ લોકો તે સમજી શકે છે. ઠેકઠેકાણે ઉર્દૂ મદ્રસા જોવામાં આવે છે. ઘણીવાર ઉર્દૂ ચોપાનિયાં અને અખબારો બહાર પાડવામાં આવ્યાં હતાં, પરંતુ તેનો પ્રચાર એટલો બધો થયો નહિ.

જ્યારે આર્યો હિજરત કરી હિંદુસ્તાનમા આવ્યા ત્યારે પહેલ-વહેલા તેઓ ગુજરાતમાં આવ્યા ન હતા, પરંતુ લાંબી મુદત બાદ તેઓ દક્ષિણ તરફ ફેલાયા. ત્યારપછી મધ્યકાળમાં સંખ્યાબંધ કોમોએ આર્ય લોકોની પેઠે ગુજરાત ઉપર હુમલા કર્યા હતા. તેમાંની ખાસ કોમો હૂણ, ગુર્જર, અરબ, પઠાણો વગેરેની હતી. પારસીઓ જે મુસલમાનોના જમાનામાં ઇરાનથી નાસી છૂટયા હતા તેમણે ગુજરાતમાં આસરો લીધો હતો. આ તમામ પરદેશી કોમો અને ટોળીઓ રફતે રફતે એક બીજા સાથે હળીમળીને રહેવા લાગી અને તેમણે પોતાના રિવાજો અને સુધારા ગુજરાતી સમાજમાં પણ દાખલ કરી દીધા, તેમજ ગુજરાતી સમાજોની પણ તેના પર કંઈક અસર થઈ. આવી રીતે જેમ જેમ વખત ગયો તેમ તેમ એક બીજા સાથે હળીમળીને રહેવાથી એક જમાતની ખાશિયત બીજી જમાતે અખ-ત્યાર કરી, આ જુદી જુદી જાતો એક તરીકા ઉપર એકત્ર થઇ ગઈ, તેમના રિવાજો સામાન્ય થઇ ગયા, તેમની ઉન્નતિ પણ સમાન થઈ ગઈ, તેમના સમાજ પણ એકત્ર થઇ ગયા; અને આવી રીતે તેમનાં ઇતિહાસ, ભાષા અને સાહિત્ય વગેરેનો એકી સાથે વિકાસ થયો.

અનાર્ય લોકોની ભાષાની વાત બાદ કરતાં એમ ખાત્રીથી કહેવામાં આવે છે કે ફકત સંસ્કૃત જ સારા હિંદુસ્તાનની સામાન્ય

ભાષા હોવી જોઈએ. આ દેશની તેમજ પરદેશની ઘણીએ ભાષાઓ તે સમયની સંસ્કૃત ભાષા સાથે મળી ગઈ અને આ તમામ ભાષાઓની આપસમાં એક બીજા ઉપર અસર થઈ. આવી રીતે આ ભાષાઓ-માંની હરેકને પરભાષામાંથી કંઈક અંશે ફાયદો કે ગેરફાયદો થયો; અને જે કંઈ ગ્રહણ ન કરી શકાયું તે છોડી દીધું. બ્રાહ્મણ તેમજ ઉચ્ચ કોટીના લોકોને સામાન્ય રીતે સંસ્કૃતનો અભ્યાસ કરવાનો હક મળ્યો હતો. અન્ય જાતિના લોકોથી બુદ્ધિમાં વિકાસ કરનારી આ ભાષાનો સામનો કરી શકાયો નહિ. કેળવણી અને ખિલવણીનો અભાવ, ઉચ્ચારની મુશ્કેલી અને ઊતરતી કોમોની અજ્ઞાનતાને લઇને સંસ્કૃત ભાષા સામાન્ય વર્ગના લોકોમાં પ્રવેશ કરી શકી નહિ, અને સ્વતંત્ર કે સામાન્ય રીતે તેનો સ્વીકાર થયો નહિ. જ્ઞાન-વિકાસના ઉપાસકો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતા હતા. તે વખતના સુધરેલા સમાજની ભાષા સસ્કૃત હતી. સમાજના કેટલાક લોકો તૂટી ફૂટી પ્રાકૃત–સંસ્કૃત બોલતા હતા. હવે સંસ્કૃતે પોતાનું નામચીન 'સ્થાન ગુમાવવાની શરૂઆત કરી. આ વખતે આર્યોનું રહેઠાણ હિંદુ-સ્તાનના ઉત્તર ભાગમાં જ માત્ર ન હતું, પરંતુ તેઓ ગુજરાત અને બીજા દક્ષિણના પ્રાંતો તરફ પણ વધ્યા હતા. આર્યોની ગુજરાત અને બંગાળા જેવા દૂરદૂરના ભાગો તરફ રવાનગી, મુસાફરીની મુશ્કેલીઓ, જુદી જુદી આબોહવા, અને દેશી અને પરદેશીઓની આપસમાં મુલાકાત થવાથી નતીજો એ આવ્યો કે સંસ્કૃતની ભિન્ન ભિન્ન શાખાઓ નીકળી : પ્રાકૃત, પાલિ, માગધી, અર્ધમાગધી વગેરે સંસ્કૃતની જુદી જુદી શાખાઓ છે. એ ઉપરાંત પ્રાકૃત પંડે પણ બગડતી ચાલી અને તેમાંથી એક જુદી જ ભાષા "અપભ્રંશ" નામથી નીકળી. અપભ્રંશ મધ્યકાળમાં ગુજરાતની ભાષા હતી. સિદ્ધરાજ જયસિંહના વખતમાં હેમચંદ્રસૂરિજીએ (પોતાના પ્રાકૃત વ્યાકરણને અંતે) અપભ્રંશ ભાષાના નિયમો લખ્યા હતા. તે વખતે હિંદુસ્તાનના કોઇ બીજા ભાગની ભાષાઓમાં કોઇને આ ગર્વ પ્રાપ્ત થયો ન હતો. અપભ્રંશમાં

પણ ઘણા ફેરફારો થયા છે. હરેક પ્રાંતની એક ખાસ ભાષા હતી. હિંદી, વ્રજ, મારવાડી, બંગાળી, મરાઠી, અને ગુજરાતી ભાષાઓની ઉત્પત્તિ થઇ હતી. મારવાડી ભાષા અને ગુજરાતી ભાષા અથવા તો પશ્ચિમી હિંદી પાંચમો વર્ગ ઉપર એકરૂપમા હતી. ભાષાઓમાં પણ પ્રાંતની ભાષાની ખાસિયતો માલૂમ પડતી હતી. હરેક ભાષા સુધરી સાફ થવા માંડી. તેવી જ રીતે આપણી અર્વાચીન રસિક ગુજરાતી ભાષાની ઉત્પત્તિ થઈ, જે શુમારે એક કરોડ માણસોની માતૃભાષા છે. તેમા એની કેટલીક અસલી ખાસિયતો કાયમ છે અને નવી ખાસિયતો અને જુદી જુદી ભાષાઓની ખાસ ખાસ બાબતો તેની સાથે વખતોવખત ઉમેરાતી ગઈ છે. ગુજરાતીની ઉત્પત્તિ સંસ્કૃતમાંથી થયેલી અને આ જ સબબથી ગુજરાતી ભાષા સંસ્કૃત ભાષાની ખાસિયતોથી ભરેલી છે. ગુજરાતી ભાષામાં સંખ્યાબંધ સંસ્કૃત શબ્દો છે આ શબ્દો બે જાતના છે: તેમાંના કેટલાક એવા શબ્દો છે જેને પહેલા પ્રકાર સાથે નિસ્બત છે, અને તે પોતાના અસલ સંસ્કૃત રૂપમાં છે; બાકીના શબ્દો બીજી જાત સાથે સંબંધ ધરાવે છે. વ્યુત્પત્તિના નિયમો જોતાં તેમાં કઇક ફેરફારો થયા છે, છતાં તે શબ્દો સંસ્કૃતમાંથી આવેલા છે. જેનો સંબંધ પહેલા પ્રકાર સાથે છે તેમની સખ્યા મોટી છે, તેમાંથી કેટલાક શબ્દો ઉદાહરણ માટે નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે તે બધા શબ્દોની ગણત્રી કરવી એ એક શબ્દકોશ તૈયાર કરવા જેટલુ મુશ્કેલ છે. અહીં જે શબ્દો સામાન્ય રીતે દાખલ થઇ ગયા છે તે જ પસંદ કર્યા છે અને તે આ છે:

સંગીત, વિદ્યા, બુદ્ધિ, સુખ, શરીર, આનંદ, મનુષ્ય, ઇશ્વિર, પશુ, પંક્તિ, શાસ્ત્ર, અલંકાર, સસ્કાર, નારી, નદી, લક્ષ્મી, પુસ્તક, મસ્તક, જન્મ, નામ, વિદ્વાન, પંડિત, ભક્તિ, શિષ્ય, દંપતી, વગેરે.

એમાના ઘણા શબ્દોમાં એક અક્ષર બીજાથી બદલાય જાય

છે, જેમકે 'ય" બદલાઇને "જ" થાય છે: "યાદવ"માંથી "જાદવ" થાય છે; "યતિ"નું "જતી" થાય છે.

વ્યુત્પત્તિ પ્રમાણે જોતાં ઘણા શબ્દોમાં ફેરફાર થયો છે. સંસ્કૃતમાંથી તે પ્રાકૃતમાં આવ્યા અને પ્રાકૃતમાંથી તે અપભ્રંશમાં આવી ગયા અને તેમાંથી તેમનો સમાવેશ ગુજરાતીમાં કરવામાં આવ્યો. આ ફેરફારવાળા તમામ શબ્દોને માટે અહીં અવકાશ નથી, પરંતુ જે એક સામાન્ય નિયમ પ્રમાણે આ ફેરફાર થયો છે તે જણાવવું બસ છે. જે સંસ્કૃત શબ્દને છેડે "क" આવે છે તેને ગુજરાતીમા "ઓ" થાય છે; દાખલા તરીકે:—

| સંસ્કૃત | પ્રાકૃત | અપભ્રંશ | ગુજરાતી |
|---|---|---|---|
| दन्तकः | दन्तओ | दन्तउ | દાંતો |
| मर्कटकः | मक्कडओ | मक्कडउ | માકડો |
| प्रस्तरकः | पत्थरआ | पत्थरउ | પથરો |
| कर्णकः | कण्णओ | कण्णउ | કાનો |
| रासकः | रासओ | रासउ | રાસો |
| भारकः | भारओ | भारउ | ભારો |

જે સંસ્કૃત શબ્દને છેડે "क" નથી હોતો તેમાં ગુજરાતીમાં તે બદલાઇને "અ" થાય છે:

| સંસ્કૃત | પ્રાકૃત | અપભ્રંશ | ગુજરાતી |
|---|---|---|---|
| दन्तः | दन्तो | दन्तु | દાંત |
| कर्णः | कण्णो | कण्णु | કાન |
| हस्तः | हत्थो | हत्थु | હાથ |
| रासः | रासो | रासु | ગસ |

આ પ્રમાણે ગુજરાતી શબ્દોનું મૂળ સામાન્ય રીતે સંસ્કૃતમાં મળે છે. અને ગુજરાતી શબ્દકોશનો મોટો ભાગ આવા શબ્દોનો છે તે કયાં તો સંસ્કૃત હોય છે કે કયાંતો સંસ્કૃતમાં તે શબ્દોનાં મૂળ

છે અને તેમાં વ્યુત્પત્તિના નિયમો મુજબ ફેરફારો થયા કરે છે. ગુજરાતી ભાષા ઉપર સંસ્કૃતની અસર વધારે છે. આપણને માલૂમ પણ પડે છે કે એ અસર મજબૂત છે. અને તેનું એક જ કારણ છે કે ગુજરાતી અને બીજી પ્રાંતિક ભાષાઓ પોતાની અસલ ભાષા સંસ્કૃતમાંથી નીકળી છે. પરંતુ વખત જતાં પરદેશી લોકો સાથે લાંબો સમય રહેવા સહેવાથી અને પરદેશી ભાષાઓને પોતાની અસલ, અમિશ્રિત હાલતમાં ગ્રહણ કરવાની તાકાત ન હોવાથી તેમાં ઘણા ફેરફારો થયા છે. અને પરિણામ એ આવ્યું કે મોજુદ પ્રાંતિક બોલચાલની એ ભાષા બની.

બીજી દૃષ્ટિથી જોતાં તથા વ્યુત્પત્તિના બીજા સામાન્ય નિયમો લેવાથી ઉપલી હકીકત હજુ વધારે સાફ રીતે સમજાય છે. કોઈ ભાષા એવી નથી જેમાં ફેરફાર ન થાય. હરેક સો સો વરસમાં કંઇ ને કંઈ ફેરફારો થયે જ જાય છે. અને આ ફેરફારો એવી અસાધારણ રીતે થાય છે કે તે સહેલાઈથી માલૂમ પડતા નથી. વળી તે એટલા વેગથી થાય છે કે જે શખ્સ જાણે છે અને ભાષાનો અભ્યાસ કરે છે તે આ નહિ સમજી શકાય એવા વેગ ઉપર હસ્યા વિના રહેતો નથી. આ રીતે તમામ પ્રાંતિક ભાષાઓ ગુજરાતી, બંગાળી, હિંદી, મરાઠી, વગેરે તમામ અમુક ખાસ રીતે એકબીજાથી જુદી પડે છે. એક પ્રાંતનો વતની બીજા પ્રાંતના વતનીની વાતચીત કે ભાષા સમજી શકતો નથી, પરંતુ શબ્દો કે પ્રાંતિક ભાષાઓના નિયમોમાં મેળ જરૂર માલૂમ પડશે. આથી એક પ્રાંતના રહેવાસીને બીજા પ્રાંતની ભાષાનો અભ્યાસ કરવામાં બહુ જ મદદ મળે છે. આ નિયમ મુજબ દુનિયાની તમામ ભાષા ગમે તેટલી જુદી પડતી હોય તે છતાં સર્વ એક બીજા સાથે તે રીતે સંબંધ ધરાવે છે. આ અસાધારણ સંજોગોને લઇને ભાષાના શબ્દકોશનો વિકાસ થયો છે. ગુજરાતી ભાષા સંસ્કૃત ભાષાની સરખામણીમાં ઘણી જ નાજુક થઈ ગઈ છે. શું માતાની ખૂબસૂરતી અને નાજુકાઈના વારસાની બાબતમાં

લાડકવાયી છોકરીને નિરાશ કરી શકાય? ગુજરાતી અને સંસ્કૃતનો સંબંધની વિગતને વધારે લંબાવવી જરૂરી નથી. હવે આપણે જોઈશું કે ગુજરાતી ભાષા બીજી ભાષાઓને કેટલે અંશે ઋણી છે હિંદુસ્તાનની અસલ ભાષા દેશ્ય ગણાતી હતી એ ભાષાના કેટલાક શબ્દો અમુક ફેરફાર પછી ગુજરાતી ભાષામાં આવી ગયા છે.

ગુજરાતીનો મરાઠી ભાષા સાથે પુરાણો સંબંધ છે. સૌથી પુરાણા ગુજરાતી કવિ નરસિંહ મહેતો મરાઠી પ્રત્યય "ચા" પોતાની છાપ સાથે આપે છે તેની કવિતામાં ચાર કે પાંચ લીટી ખુદ મરાઠીની પણ મળે છે, એનું કારણ સંતભક્તોની ચાલુ અવરજવરનું હતું.

સૌરાષ્ટ્રના ગુજરાતી બોલનારા "કાઠી" અને આહીર લોકોમાં કોઈ વખતે સભ્યતાથી કોઇ સન્નારીને સંબોધવાનો પ્રસંગ સાંપડે છે ત્યારે તેઓ "આઈ" શબ્દનો બેધડક ઉપયોગ કરે છે જે "મા"ને માટે મરાઠીમાં વપરાય છે. ગુજરાતી કવિ પ્રેમાનંદ મરાઠી હકૂમતની શરૂઆતમાં થઇ ગયો તેણે કેટલીક વખત તેની કવિતમાં "દૂર્મિલ" શબ્દનો ઉપયોગ કર્યો કહેવાય છે, જે શુદ્ધ મરાઠી ભાષાનો શબ્દ છે. આ ઉપરાંત કેટલાક શબ્દો "અટાયો", "નાઇ" વગેરે બહુ જ સાધારણ થઈ ગયા છે. ગુજરાતી ભાષા મરાઠી કરતાં વધારે સાફ રીતે હિંદી સાથે નિસ્બત ધરાવે છે. "હિંદી" અને "વ્રજ"નો ગુજરાતી ઉપર એટલો સખ્ત કાબૂ હતો કે દયારામ, પ્રેમાનંદ, નરસિંહ અને મીરાં જેવા મહાન કવિઓ ઉપર પણ તેની અસર થયા વિના રહી નહિ. દયારામના પદસંગ્રહમાં ગુજરાતી સાથોસાથ વ્રજનું પ્રમાણ પણ ઠીક ઠીક છે.

હિંદુસ્તાન સામુદાયિક રીતે જોતાં અહિંસાના શાહરાહ ઉપર ચાલે છે. વળી ગુજરાત તો અહિંસાભક્ત છે. ગુજરાતી ભાષા ગુજરાતીઓની જેમ નાજુક થઈ ગઈ છે. કહેવાય છે કે ગુજરાતી એટલી બધી નરમ અને નાજુક છે કે એ ભાષામાં કોઈ આદમી પોતાનો ગુસ્સો સંપૂર્ણપણે જાહેર કરી શકતો નથી. કોઇ ગુજરાતીને

જ્યારે રોષ આવે છે ત્યારે જાણીજોઈને કે અસ્થાને હિંદીમાં પોતાનો ગુસ્સો જાહેર કરે છે.

ગુજરાત વેપારનું મશહૂર ક્ષેત્ર છે. હિંદુસ્તાન તમામ આલમના વેપારનું કેન્દ્ર ગણાતું હતું અને સારી દુનિયા માટે એ માલ અને અસબાબ તૈયાર કરતું હતું. હિંદુસ્તાનનો બીજા દેશો સાથેનો સંબંધ સાધારણ રીતે જળમાર્ગે હતો અને ગુજરાત એ માર્ગોની ચાવી હતુ. અસલના જમાનામાં સુરત ભરૂચ ખંભાત ગુજરાતનાં મુખ્ય બંદરો હતાં. ગુજરાતનું એટલુ જ નહિ પણ હિંદુસ્તાનનું વેપારનું કામ-કાજ આ જ બંદરોથી ચાલતું હતું. સૌથી પ્રથમ પુરાણા જમાનામાં પરદેશી સોદાગરોમાં અરબ લોકોએ હિંદુસ્તાન સાથે વેપાર–સંબંધ બાંધ્યો હતો.

હિંદુસ્તાન અને અરબ વેપારીઓ વચ્ચે વેપારનો સંબંધ ઈસુખ્રિસ્ત-ની પહેલાં હતો. આથી કેટલાક અરબ સોદાગરોએ ખંભાત અને ગુજરાતનાં બંદરો ઉપર પોતાનું રહેઠાણ પસંદ કર્યું. ખંભાત અરબોનું ખાસ કેન્દ્ર હતું, અને તેથી ગુજરાતી ભાષા ઉપર અરબી જબાનની અસર થાય એ સ્વાભાવિક છે. આ સંબંધ મુસલમાનોની હકૂમત બાદ તેથી પણ વધારે ગાઢો થયો. ઇસ્વી સાતમી સદી પછી મુસલ-માનો હિંદુસ્તાનના ઘણા જુદા જુદા ભાગોમાં વધારે ને વધારે પ્રમાણમાં વસતા ગયા. પઠાણ, તુર્ક, મોગલ, અરબ અને ઘણી બીજી મુસલમાન કોમોએ હિંદુસ્તાન ઉપર હુમલા કર્યા તેની અસર ગુજ-રાત ઉપર થઈ. આ અસરથી એ બચી શકે એમ નહતું મહમુદ ગિઝનીએ હિંદુ રાજા ભીમદેવના જમાનામાં ગુજરાત ઉપર સવારી કરી; પરંતુ ત્યાં વસવાટ કરવાને બદલે તે સોમનાથ મહાદેવનું મોટું મંદિર લૂંટી ત્યાંથી ચાલી ગયો. તેના પછી શિહાબુદ્દીન ગોરીએ "ભોળા ભીમદેવ"ના વખતમાં ગુજરાત લૂંટવાની બનતી કોશિશ કરી, પછી પરંતુ અંગત ટંટાને લઈને અલાઉદ્દીન ખિલજીએ આખરી હિંદુ રાજા કરણદેવ પાસેથી તે જીતી લીધું. એ વખતે ગુજરાતની

રાજધાની અણહીલવાડ (કે પાટણ)થી બદલી અમદાવાદ અસાવલ (અસારવા) પાસે ફેરવવામાં આવી. તેનો પાયો અહમદશાહે ઈ. સ. ૧૪૧૧–હિ. સ. ૮૧૩માં નાખ્યો. ત્યારથી અમદાવાદ ગુજરાતનું પાયતખ્ત થયું. મહમૂદ બેગડાએ મહેમદાવાદનો પાયો નાંખ્યો અને જૂનાગઢ અને ચાંપાનેર (ચાંપાનેર)ના કિલ્લા ઉપર ફતેહ મેળવી. હવે મુસલમાનોએ કંઈ પણ રુકાવટ સિવાય તમામ ગુજરાત અને સૌરાષ્ટ્ર ઉપર હકૂમત હાંસિલ કરવાનું શરૂ કર્યું. પ્રથમથી જ જણાવી દેવામાં આવ્યું છે કે સમાજની અસર સાહિત્ય ઉપર થાય છે. સાહિત્યકીય અને રાજકીય ઇતિહાસમાં કંઈ ને કંઈ મળતાપણું હોય છે. આ બંનેમાં એક બીજા ઉપર અસર થયા વિના રહેતી નથી. મુસલમાનોએ સતત કેટલીયે સદી પર્યંત ગુજરાત ઉપર રાજ્ય કર્યું અને તેથી આજકાલની અંગ્રેજી ભાષાની અસરની પેઠે ફારસી અને અરબી જબાનોની થોડીઘણી અસર ગુજરાતી ઉપર થઈ. આ જ કારણથી ગુજરાતી શબ્દકોશમાં ફારસી અને અરબી શબ્દો જોવામાં આવે છે. અને સામાન્ય કોટીના અભ્યાસીઓ માટે જે શબ્દો વધારે પ્રમાણમાં રૂઢ થઈ ગયા છે તેનો તફાવત જાણવો કંઈક અંશે મુશ્કેલ છે. એમાંના કેટલાક શબ્દો ભળી શકયા નથી અને કેટલાક શબ્દશાસ્ત્રના કાનૂનો મુજબ પોતાનાં અસલ રૂપથી બદલાઈ ગુજરાતી શબ્દો બની ગયા છે, જેવા કે આજે આપણે તે જોઈએ છીએ એવા ફારસી અને અરબી શબ્દોમાંથી થોડા અસલરૂપ અને બદલાયેલા રૂપમાં નીચે પ્રમાણે આવ્યા છેઃ

"મુશ્કેલ, કોલ, હેરાન, પુરાન, એબ, ગેર, હાજર, અનામત (અમાનત), પર્દો, અસર, ખજાનો, દગલો, બાગ, ગાલીચો, ખાનું, દીવાનો, ઝનાનો, ખરીતો, જામો, દાનો (દાણો), નગારું, નજ્લો, કાવો (કહવા), તકિયો, શીશી, હિસ્સો, મહોરલો, દફ્તો, ગરીબ, ગુલામ, સાલ, વગેરે તમામ શબ્દો એટલા બધા જાણીતા થઈ ગયા છે કે ગુજરાતી બોલનારા લોકો આ શબ્દો વાતચીતમાં

કલકત્તાની વેપાર કરનારી કોમોમાં ઘણો મોટો ભાગ ગુજરાતીઓનો છે. ગુજરાતમાં આપણે ઘણા લોકોને બંગાળી ભાષાનો અભ્યાસ કરતા જોઈએ છીએ. ગુજરાતી શબ્દ " મહાશય " જે અંગ્રેજી શબ્દ " સર (sir) "ની બરાબર છે તે સંસ્કૃત શબ્દ બંગાળીમાં ખાસ વપરાય છે, જેનો આપણે ત્યાં વપરાશ શરૂ થયો છે.

હવે આપણે જોઇશું કે હાલની કોર્ટ (અદાલતી) ભાષા એટલે કે અંગ્રેજી ભાષાની ગુજરાતી ભાષા ઉપર કેટલે અંશે અસર થઇ છે. અંગ્રેજ લોકો હિંદુસ્તાન ઉપર દોઢ સદીથી હકૂમત કરી રહ્યા છે. અંગ્રેજી શિક્ષણના સંબંધમાં કેટલાક કાયદા ૧૮૩૩માં હિંદુસ્તાનમાં કરવામા આવ્યા હતા. હિંદુસ્તાનના વતનીઓને અંગ્રેજી શિક્ષણ આપવાની યોજના કરવામાં આવી અને તેમને કારકુન અને ગુલામ બનાવવા માટે માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી ભાષા મારફત આપવાની તજવીજ કરવામાં આવી હતી. અને એ પ્રમાણે આજ પર્યંત તમામ વિદ્યાઅભ્યાસની સંસ્થાઓમાં ચાલુ છે. લૉર્ડ મેકોલે-એ અંગ્રેજી ભાષા મારફત શિક્ષણ આપવા બાબત પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. એમણે શરૂઆતમાં જ જાહેર કર્યું હતું કે આ યોજનાથી હિંદુસ્તાનમાં ખ્રિસ્તી વિચારોનો રસ્તો મોકળો થશે. અને ખરેખર એમ જ બન્યું. શિક્ષણ માટે માતૃભાષાને બદલે રાજ્યકર્તાની જબાનને પસંદ કરવામાં આવી. અને આવી રીતે દેશની ભાષા બળજબરીથી દબાઈ ગઈ. આ પ્રમાણે ઘણાએ અંગ્રેજી શબ્દો વાત-ચીતમાં અને વ્યાખ્યાનમાં, વિજ્ઞાન, ઇતિહાસ અને ભૂગોળને લગતા ગુજરાતી શબ્દકોશમાં દાખલ થયા. વિજ્ઞાન (સાયન્સ)ના વિષયના લગભગ તમામ શબ્દો અંગ્રેજી ભાષાના છે. એ જ પ્રમાણે એન્જીનિ-યરિંગને લગતા શબ્દોનું પણ છે. આનું કારણ એ છે કે તમામ વિજ્ઞાન પશ્ચિમ સાથે જ સંબંધ ધરાવે છે. આ અર્વાચીન શોધો માટે ગુજરાતી ભાષામાં પોતાના શબ્દો નથી. આનાથી એક ફાયદો એ થયો કે શબ્દકોશની વૃદ્ધિ થઈ. જે શબ્દો દરરોજના વપરાશમાં આવ્યા

કરે છે તે આ છે : ટેમ્બલ, કોટ, પોસ્ટ ઑફિસ, પોસ્ટકાર્ડ, કોર્ટ, જજ, મિસ્ટર, માસ્તર, સાયન્સ, સ્કૂલ, કૉલેજ, સ્ટેશન, રેલ્વે, ટ્રેન, ક્લાસ, બ્રિજ, પેપર, ગ્લાસ, મશીન, બાઈસિકલ, મોટરકાર, એન્જીન, એન્જીનિયર, ઇલેક્ટ્રિસિટી, પોલીસ, ગેઈટ, યુનિવર્સિટી, ગટર, નેકટાઈ, બેલ વગેરે.

રિવાજ, સભ્યતા અને પોશાક માટે પણ અંગ્રેજી શબ્દો છે. ફોજ, કોર્ટ, રાજ્યવ્યવસ્થા, શિક્ષણ, પશ્ચિમની કેળવણીને લાગતી બાબતોમાં પણ અંગ્રેજી શબ્દો મળે છે! એક વખત એવો હતો કે જ્યારે તમામ ગુજરાત એટલુ જ નહિ પરંતુ સારા હિંદુસ્તાનમાં અંગ્રેજી ભાષા જારી થઇ ચૂકી હતી. પરંતુ સારા નસીબે રાષ્ટ્રિય જુસ્સો જાગ્રત થવાથી ઉપર વર્ણવેલી હાલતમાં બહુ ઝડપી ફેરફારો થઈ રહ્યા છે. અને માતૃભાષા સાથે મોહબ્બત કરવાથી નતીજો એ આવ્યો કે સસ્કૃત શબ્દો પણ બનાવવાનું શરૂ થયુ છે. આપણે વખતોવખત જોયુ છે કે સમાજ અને સાહિત્ય હમેશાં એકબીજા સાથે વીંટળાયેલાં રહ્યાં છે, અને લોકો જાણી જોઈને પોતાની જરૂરિયાતો પ્રમાણે નવા શબ્દો બનાવી લે છે. કહી શકાય કે નવી પ્રવૃત્તિએ નવા બે ત્રણ શબ્દો જોડી અને નવા શબ્દો અથવા તો પુરાણા શબ્દોને નવો જામો પહેરાવી તૈયાર કર્યા છે. જ્યારે અસહકારની ચળવળ જોર પર હતી ત્યારે ભાષા અને સાહિત્ય પણ નવાં સ્વરૂપો અખત્યાર કરી રહ્યાં હતાં. જો કે અસલ શબ્દ "કોઑપરેશન" (સહકાર) હતો હવે તેનો શબ્દ "નોનકોઑપરેશન" (અસહકાર) ચાલુ થઈ ગયો અને "સિવિલ ડિસ–ઓબિડિયન્સ"નો ખાસ અર્થ "સત્યાગ્રહ" કરવામાં આવ્યો. આ ઉપરાંત અસહકારની ચળવળથી ભાષામાં અમુક અંશે ફેર પડયો. પહેલાં શબ્દોને મહત્ત્વ આપવામાં આવતું હતુ, હવે તેમની જગ્યા વિચારોએ લીધી. હવે ગુજરાતી ભાષા જોરદાર, સાદી, વિચાર–ભાવનાથી ભરપૂર, મજબૂત, અને અસરકારક થઈ ગઈ છે. ફૂટાર્થ વાકયોનો જમાનો ગયો છે.

ગુજરાતી ભાષા મધુરી થઈ છે આ ભાષામા તામિળ ભાષાની ઉગ્રતા નથી, તેમજ મરાઠી ભાષાની કઠોરતા નથી. જે પ્રમાણે ગુજરાતમા નાના શેર, નાનાં ઘર, સાકડી ગલીઓ, નાના પ્લોટો, નાનાં શહેરો અને નાની સડકો હોય છે તેમ તેની ભાષા પણ નિર્દોષ છોકરાંની જેમ નાની, નાજુક, નિષ્કપટી, મીઠી અને સુદર છે દુનિયાએ ગુજરાતી સાહિત્યને સ્ત્રી સાહિત્ય અને ભાષાને સ્ત્રી ભાષા ગણી છે એમા એની સુન્દરતા છે કે કોઈ વખત કોઈ પરદેશી માણસ આવી ગરબા ગરબી જુએ છે ત્યારે તે ખરેખર ગુજરાતના સૌંદર્ય અને તેની ભાષાથી હેરત થાય છે હિંદુ સ્ત્રીઓ આસો મહિનાની પહેલી નવ રાતોમા ગુજરાતી ભાષામા ગાય છે એઓ ગોળાકાર ઊભી રહે છે અને ગાતા ગાતા તાળી પાડે છે, અને પગ જમીન ઉપર ઠોકતી આસપાસ ફરે છે

## ગરબા-સાહિત્ય

ગાનારા અને અભ્યાસ કરનારા દેવીની શક્તિ, એના ખૂબસૂરતી, પોશાક અને આભૂષણની તારીફ કરે છે, અને એની રહેમ નજર માટે કાલાવાલા કરે છે ગુજરાતનુ આ જાતનું સાહિત્ય બંગાળામાં પણ મળે છે ત્યાં મધ્યકાળના બંગાળી કાવ્યના હરેક કવિએ હમેશા કાળીની તારીફ કરી છે એમ કહીને કે તે માતા છે, રક્ષક છે, અને કેટલીકવાર વિનાશક પણ છે આસો મહિનાના પહેલા નવ દિવસ ખાસ કરીને દેવીની પૂજા માટે મુકરર કરેલા છે. અને તે વખતે સૌરાષ્ટ્રમા પુરુષો અને ગુજરાતમા સ્ત્રીઓ ગરબા વધુ પ્રમાણમા ગાય છે સ્ત્રીઓનું ગોળાકાર ફરવું અને તાળી પાડી પાડીને તાળ મેળવવા, અને અર્ધું શરીર ઝુકાવી ઝુકાવીને રાત્રિને સમયે મોડે સુધી ગરબા ગાવા મનોહર અને નજરે જોવા જેવું હોય છે. સુરત, વડોદરા, અમદાવાદ અને મુંબઈ જેવા સ્થળોમાં સ્ત્રીઓના ગરબા મર્દોના કરતાં વધારે મનોરજક હોય છે. મર્દો તો ફક્ત કૂદી, ઊછળી બંગડા પાડે છે અને તાળી પાડે છે જ્યારે બીજા પ્રાંતનો

આદમી તે સ્ત્રીઓને પડદા વગર પૂરાં આભૂષણ અને સંપૂર્ણ આઝાદી સહ ગુજરાતનાં શહેરો અને કસબાની ગલીકૂચીમાં ગરબા ગાતાં જુએ છે ત્યારે તે સુંદર દેખાવ નિહાળી હેરત થઈ જાય છે. ગુજરાતના ગરબાનું ખાસ સાહિત્ય રહેલું છે. ગરબાનો ઉદ્દેશ દેવીની તારીફમાં રાગ અને આલાપથી ગાવાનો હોય છે. વલ્લભ ધોળાએ બહુચરાજી માતાની તારીફમાં ગરબા લખ્યા છે. એના પછી તે વિષયના ઉત્તમ કવિ દયારામ હતા. એમણે એમના ગરબામાં રાધા અને કૃષ્ણની લીલા અને પ્રેમના કિસ્સા બતાવ્યા છે. લોકોને એ વધારે પસંદ છે અને ઘણી ખરી સ્ત્રીઓ એ ગરબા દિલથી ચાહે છે. નવાયુગમાં કવિ નાનાલાલ રાસ અને ગરબાના ઉત્તમ કવિ થઈ ગયા છે. અત્યાર સુધી ગરબાનો વિષય આધ્યાત્મિક પ્રેમ હતો તેમાં એમણે ઐહિક પ્રેમનો ઉમેરો કર્યો છે. ગરબા ગુજરાતની એક ખાસિયત છે.

### ગુજરાતી ભાષાના પ્રકારો

તમામ ગુજરાતમાં ગુજરાતી ભાષા એક જ રીતે બોલાતી નથી, પરંતુ જુદી જુદી જગ્યા માટે વિવિધ ઉચ્ચાર છે. ગુજરાતી ભાષાના ત્રણ મુખ્ય પ્રકાર ગણી શકાય.—

(૧) અમદાવાદીઃ—એ ગુજરાતી બોલી છે જે ખાસ કરીને અમદાવાદ અને એની આસપાસ બોલાય છે

(૨) કાઠિયાવાડીઃ—જો કે ગુજરાતી બોલી છે, પરંતુ એના ઉચ્ચારણમાં ફેર છે. સૌરાષ્ટ્ર–કાઠિયાવાડના લોકોના ઉચ્ચાર સાંકડા હોય છે. તેઓ "સ" ને બદલે "હ" જેવું બોલે છે.

(૩) કચ્છી.—જો કે કચ્છ ગુજરાતમાં છે પરંતુ ત્યાંની બોલી બિલકુલ જુદી જ છે. તેના ઉપર સિન્ધી જબાનની વધુ પ્રમાણમાં અસર છે. અમદાવાદી કે કાઠિયાવાડી લોક કચ્છી ભાષા સમજી શકતા નથી. આ ફરક હોવા છતાં તમામ લોકોની વેપારવાણિજ્યની ભાષા સામાન્ય ગુજરાતી બોલાય છે તે જ છે. સાહિત્ય પણ મળતું આવે છે. કચ્છી ગુજરાતી ભાષા કરતાં સિંધીની એક શાખા છે. અને તે એવી

બોલી છે જે ફક્ત બોલાય છે પરંતુ લખાતી નથી.

ગુજરાતી ભાષાની એક બીજી શાખા સુરતી બોલી છે. આ બોલી સુરતમાં બોલાય છે. અહીં "શ" ને બદલે "હ" બોલાય છે. જેમકે "નિશાળ" ને બદલે "નિહાળ" બોલાય છે.

**ગુજરાતી ભાષાનું વ્યાકરણ**

ભાષા અને વ્યાકરણ એક બીજાથી જુદાં કરી શકાતાં નથી. વ્યાકરણ એ ભાષાની ચાવી છે. અહીં આપણે ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય વિશે જોયુ. હવે એના વ્યાકરણ વિશે કંઈ લખવામાં આવે તો ગેરવાજબી નથી. શરૂઆતમાં ગુજરાતી ભાષાનું વ્યાકરણ ન હતું. ઘણા પુરાણા વખતમાં સિદ્ધરાજ જયસિંહના જમાનામાં હેમચંદ્રે વ્યાકરણ લખ્યુ હતું, પરંતુ એ પુરાણી ગુજરાતી ભાષા એટલે કે અપભ્રંશનુ હતું. અર્વાચીન ભાષાના વ્યાકરણ સાથે એને નહિ જેવો જ સંબંધ છે. ગુજરાતમાં આપણે વિસ્તીર્ણ ભણતર માટે પાદરી (મિશનરી) ઓના ઋણી છીએ. એમણે પુરાણાં પુસ્તકો એકઠાં કર્યાં. ગુજરાતી ભાષાનું પ્રથમ વ્યાકરણ પણ એક અંગ્રેજી મિશનરીની મહેનતનો નતીજો છે. ગુજરાતી મૂળાક્ષરો સંસ્કૃત ભાષામાંથી લીધેલા છે. પહેલાં તો અક્ષરો ઉપર લીટી દોરવામાં આવતી હતી જેવી રીતે "દેવનાગરી"માં કરવામાં આવે છે; દા૦ આ ગાય કાળી છે; શબ્દો પણ જુદા જુદા લખાતા નહિ હતા. હવે માથા ઉપર લીટી દોરવાની પદ્ધતિ ધીમે ધીમે જતી રહી છે; પરંતુ વેપારીઓની હજુ સુધી એ જ પદ્ધતિ છે. એઓ લખાણ-કામમાં અને ખાતાવહીમાં લીટી દોરે છે. ગુજરાતી મૂળાક્ષરના સ્વરો અને વ્યંજનો નીચે પ્રમાણે છે :

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ,

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન, પ, ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ, ષ, હ, ળ, ક્ષ, જ્ઞ

સ્વર બે પ્રકારના છેઃ હ્રસ્વ અને દીર્ઘ. અ, ઇ, ઉ ટૂંકા છે

અને બાકીના લાંબા છે.

**ગુજરાતી પદ્ય**:—ગુજરાતી ભાષામાં પદ્યવિભાગ પણ બહોળો છે. ઈસ્વી પંદરમી સદીથી માંડીને આજ પર્યંતમાં ઘણાએ ગુજરાતી કવિ થઈ ગયા છે. નરસિંહ, મીરાં (સ્ત્રી) અને ભાલણ ગુજરાતીના પુરાણા કવિઓ હતા.

નરસિંહનો સમકાલીન કવિ ભાલણ નામનો હતો. જો કે નરસિંહ અને મીરાં જેટલો મશહૂર ન હતો તે છતાં એ વિદ્વાન હતો. જે જમાનામાં કોઈ પણ પ્રાંતિક ભાષા સંસ્કૃત ગ્રંથોના તરજૂમા માટે મગરૂર ન હતી તે સમયે ભાલણે સસ્કૃતના મશહૂર બાણ ભટ્ટની કાદમ્બરીનો સારાનુવાદ જૂની ગુજરાતી ભાષામાં પદ્યમાં કર્યો હતો. એ તો નિ:સંશય છે કે સંસ્કૃત પદ્યનો તરજૂમો ગુજરાતી પદ્યમાં કરવો એ એક ઘણું મુશ્કેલ કામ છે. ભાલણે પુષ્કળ ગ્રંથો રચ્યા છે. એ જમાનામાં બીજા કેટલાક કવિઓ પણ હતા, જેમકે ભીમ (ઈ. સ. ૧૪૮૪) અને પદ્મનાભ વગેરે. પદ્મનાભે એક ઐતિહાસિક કાવ્ય લખ્યું હતું જેનું નામ "કાન્હડદેપ્રબંધ" છે. એ ગુજરાતી સાહિત્યમાં અદ્વિતીય ગણાય છે. એમાં અલ્લાઉદ્દીન ખલજીની ગુજરાત ઉપર ચડાઈ, એને પોતાના મુલકમાંથી પસાર થવા દેવાની કાન્હડદેની મનાઈ અને ત્યાર પછી થયેલી લડાઈ, કાન્હડદેના પુત્ર વીરમ અને શાહજાદી વચ્ચે પ્રેમની શરૂઆત અને ફોજોની કૂચનું વિગતવાર વર્ણન, શહેર ઉપર મેળવેલી ફતેહ, પોતાની હાર માટે મુસલમાન ઓરતોએ કરેલો કલ્પાંત, શાહજાદી ફીરોઝાની નિરાશા આ તમામ બનાવો તફસીલવાર અને જોરદાર રીતે બ્યાન કરવામાં આવ્યા છે. એ બ્યાન વધારે

અખો:—અમદાવાદના એક માલદાર સોનીએ સમાજથી કંટાળી જઈ પોતાની તમામ જિંદગી "સદ્ગુરુ"ની શોધમાં ખપાવી દેવાનો દૃઢ નિશ્ચય કર્યો જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં તે સાધુઓની જમાતમા ગયો ત્યા ગુરુ સારી હાલતમા જણાયો નહિ એને કોઈ સદ્ગુરુ મળી શક્યો નહિ એની ખાહિશ એક એવા સદ્ગુણી ગુરુને હામિલ કરવાની હતી કે જે તેને સાચો રસ્તો બતાવે. એ એ જ શોધમાં બહાર નીકળી પડ્યો કાશી અને પ્રયાગની જાત્રાએ જતી વખતે રસ્તામા એણે ગોકુળમા ગોસ્વામી ગોકળનાથજીને ત્યાં મુકામ કર્યો જે વૈષ્ણવના વલ્લભાચાર્યના સંપ્રદાયના વડા હતા. એ તવંગર હતો તેથી એનું પુષ્કળ માનપાન કરવામા આવ્યુ. પરંતુ આ જ્ઞાન-પિપાસુને જ્ઞાનની તૃપ્તિ એમની પાસેથી થઈ નહિ એની અંતરની અભિલાષા અતૃપ્ત હતી. એક કાએલ ગુરુને મેળવવામા એ કામિયાબ ન થયો. એક વખત કાશી નજીક એક ઝૂપડીમાં એણે એક સંન્યાસીને એક જ ચેલા આગળ વેદાંતના સિદ્ધાંતો બ્યાન કરતો જોયો. એક આવા પવિત્ર શહેરમાં, જ્યાં એક સાધારણ ગુરુ પણ એક સો ચેલા જમા કરી શકતો હોય ત્યા આ એક અસાધારણ બનાવ હતો બોધ અપાતી વખતે અખો ઝૂંપડીની પાતળી દીવાલોની પાછળ છુપાઈ રહીને એનો બોધ બહુ જ ધ્યાનપૂર્વક સાભળવા લાગ્યો. આવી રીતે કેટલાક દિન પસાર થયા ચેલાનો એ શિરસ્તો હતો કે શબ્દોના જવાબ ધીમેથી કે શિર હલાવી આપવા પરિણામે તેની હિંમતમાં

દરખાસ્ત પેશ કરી........પોતાની આ ખાહિશની સાબિતી માટે એણે પાછલા બાર મહિનામાં સાંભળેલી તમામ કથા કહી બતાવી. સ્વામીજીને ખાત્રી થઇ કે અખાને એમનામાં પુષ્કળ શ્રદ્ધા છે. એણે એને પોતાનો શિષ્ય બનાવ્યો. અખાએ વેદાંત ઉપર કાબૂ હાસિલ કર્યો.

આ દુનિયાની દગલબાજીથી એ કંટાળી ગયો હતો. એણે આ દુનિયાને, સાચી હસ્તીની તલાસમાં તિલાંજલિ આપી. એણે ઘણી કવિતા લખી છે જેમાં દુનિયાં અને એના રીતરિવાજોને લગતા ઘણા બોધદાયક પાઠો એણે શીખવ્યા છે. એણે વેદાંત સિદ્ધાંતને પદ્યમાં લખવાની કોશિશ કરી હતી. ખરેખર આ એક કઠણ કામ હતું. એવા વિષયને પદ્યમાં લખવામાં એની શૈલી મોહક થઈ હશે. એની ભાષા પણ શુદ્ધ છે; લયબદ્ધ નથી. એમાં કોમળતા અને સુંદરતા નથી. જબાન ઉપર એને કઇ ખાસ પ્રીતિ નથી. કવિ કહેવડાવવાની

પડે માણભટ્ટ હતો. એ કથાને માટે કાવ્યો લખતો અને મોટી મંડળી આગળ ગાતો હતો. મહાભાગત અને ભાગવતમાંથી વિષયો લઇને ખુદ આખ્યાન અને કથા પદ્યમાં લખતો હતો. રણયજ્ઞ, ઓખાહરણ, નળાખ્યાન વગેરે આ જાતના એના ગ્રંથો છે. એમાં-ના વિષયો પુરાણની કથામાથી લેવામાં આવ્યા છે. એના તમામ ગ્રંથોમા નળાખ્યાન લોકોને બહુ જ પસંદ છે. એ સર્વનો માનીતો ગ્રંથ છે એટલુ જ નહિ પરંતુ ગુજરાતી પદ્યગ્રંથોમાં એ સર્વથી ઉત્તમ ગણાય છે. ચૈત્ર મહિનામા "ઓખાહરણ" વાંચવાનો રિવાજ હરેક ઘરમાં નહિ તો કરીબ કરીબ હરેક ગામ અને કસબામાં તો જરૂર જ જોવામાં આવે છે. સમાજનાં રસમો અને રિવાજો, ચળ અને અચળ ચીજોની શબ્દોમા તસ્વીર અને પુરુષ અને સ્ત્રીઓનાં લક્ષણો વગેરેથી પૂર્ણ પ્રેમાનંદનાં આખ્યાનો ઉપમા અને અલંકારથી ભરપૂર છે. એમાં એનો કોઇ પણ કવિ હરીફ થઇ શકતો નથી. એ સ્વતંત્ર રીતે ગુજરાતી જબાન ઉપર હકૂમત કરે છે. પ્રેમાનન્દની ભાષા અતિ મધુર અને નાજુક છે. આજ પર્યંત કોઈ શખ્સ એની શૈલીની સાચી નકલ કરવામાં કામિયાબ થયો નથી. તેણે કાવ્યમાં ઈશ્વર-સ્તુતિ તેમજ ઘણા મહાન પુરુષોની તારીફ કરી છે. નરસિંહના જીવનચરિત્ર વિશે તેણે ઘણું લખ્યુ છે. ઉત્તમ કોટિની શાએરીમાં પ્રેમાનન્દ શ્રેષ્ઠ છે.

શામળભટ્ટ પ્રેમાનન્દની પછી થયો. અમદાવાદની નજીકમાં આવેલા (જે હાલમાં ગોમતીપુર કહેવાય છે.) વેજલપુર વતની હતો. કવિ તરીકે પ્રેમાનન્દના મુકાબલામાં બીજા નંબરનો ગણાય છે. પ્રેમાનન્દને પુરાણાં પુરાણોમાથી વિષય પસંદ કરવાની આદત હતી, જ્યારે શામળ જૂની લોકકથાઓ પદ્યમાં બનાવતો હતો. શામળે ગુજરાતી સાહિત્યમાં વાર્તાલેખનનો રિવાજ જારી કર્યો હતો. જો એને ગુજરાતનો સદ્રી કહીએ તો કંઈ ખોટું નથી. વાર્તા એ નવલકથાઓનો ડેરો છે. શામળના વિષયમાં સ્ત્રી પાત્રો

કોમળ, ભણેલાં અને રમૂજી છે. શામળના કિસ્સાઓમાં નાચનારીઓનું પ્રમાણ વધારે છે, ને ધાર્મિક જમાત વિશે એને કંઈ ભેદભાવ નથી. એ સમાજના આપસઆપસના સંબંધની પરવા કરતો નથી પણ નીતિશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર ચાલે છે. એક વાણિયો કંઇ પણ વાધા સિવાય કોઇ પણ નાચનારી સાથે લગ્નસંબંધ બાંધે છે અને એને ચારિત્ર્યનો કંઇ પણ ડાઘ લાગતો નથી; એઓ પણ એની ખિદમતમાં કોઇપણ જાતની કમી રાખતી નથી. ચારે સ્ત્રીઓ આપસમાં એક બીજીને બહેન તરીકે ગણે છે. એઓ મર્દોની માફક બહાદુર અને નીડર હોય છે. મરદનો અસલ સ્વભાવ ઓરતોમાં બતાવવામાં આવ્યો છે. શામળનાં સ્ત્રીપાત્રો જુવાન છે, પણ બુઢ્ઢાઓના જેવાં અક્કલવાળાં છે. જ્યારે એઓ એક બીજાનાં આશક થાય છે ત્યારે એમાં મરદ અને સ્ત્રી પાત્રોના મનોવિકાર પણ એવા જ હોય છે. અને એમના ઇશ્કનો અંજામ હંમેશાં લગ્ન હોય છે. ફક્ત ખૂબસૂરતી, સાચો પ્રેમ કે જુસ્સાને લઇને એઓ લગ્ન કરે છે, પરંતુ ઘણી વખત માબાપની મરજી વિરુદ્ધ હોય છે. "અંગદવિષ્ટિ" "પદ્માવતી", "નંદબત્રીસી" અને "સિંહાસન બત્રીસી" "સૂડાબહોત્તરી", એના બહુ જ સુંદર કાવ્યો છે. એની જબાન સાદી છે, પરંતુ બહુ જ લાગણીઉત્પાદક છે. એણે ગુજરાતી ભાષા ઉપર ઊંડી છાપ પાડી છે. એના છપ્પાએ એને અમર બનાવ્યો છે. એની લખાણની શૈલી અદ્વિતીય છે, અર્થાત્ "સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક," એવાં માલૂમ પડે છે. જે સાદી ભાષામાં શિખામણ આપી શકે છે તે જ સાચો કવિ છે. રખીદાસ એક માલદાર, કણબી પટેલ શામળનો આશ્રયદાતા હતો. તે સદીના નાના નાના કવિઓની સંખ્યા અતિ નાની હતી.

અમદાવાદમાં આ સમય દરમ્યાન એક વલ્લભભટ્ટ ધોળા નામનો કવિ થઈ ગયો છે; જે મહાદેવીનો મહાન ભક્ત હતો. એણે બહુચરા માતાના ઘણા ગરબા લખ્યા છે. એ ભણેલો ગણેલો ન હતો.

એના વિશે કહેવાય છે કે મહાદેવી એના ઉપર એટલી બધી ખુશ થઈ ગઇ કે એણે પોતાની દૈવી શક્તિથી એનામા જ્ઞાન મૂક્યુ.

**ભોજો ભક્ત** એક ભક્તકવિ હતો તે ઓગણીસમી સદીમાં થઇ ગયો હતો તેનો જન્મ પાટીદાર કે કણબી ઘરમાં થયો હતો તે બિલકુલ ભણ્યો ન હતો, પણ ભક્ત હતો અને એણે ઘણા ભજનો લખ્યા હતા એણે પોતાના જમાનામા સુધારાના રહસ્યો અને રિવાજો ઉપર સખત ટીકા કરી છે શામળના છપ્પા, પ્રીતમ દાસના પદો, નરસિહનાં પ્રભાતિયાં અને ભોજાના ચાબખા એ સર્વત્ર મશહૂર છે એણે એકાંતવાસ અને લુચ્ચાઇની સખ્ત ઝાટકણી કરી છે એની જબાન શહેરીઓની જેવી શુદ્ધ નથી પરતુ સત્યનિષ્ઠાથી ભરપૂર છે એ ન તો ભણેલો ગણેલો અને ન તો સુધરેલો હતો

ગિરધર ઈ સ ૧૭૮૭માં આ ફાની દુનિયામાં જન્મ લઈ ઈ. સ ૧૮૫૨મા બાકી દુનિયા તરફ કૂચ કરી ગયો રામાયણનો ગુજરાતી ભાષાનો અનુવાદ એણે કર્યો છે, અને ઘણા લોકો એનું ગુજરાતી રામાયણ વાચે છે

સ્વામિનારાયણ સહજાનદ સ્વામીએ એક જમાત ગુજરાત અને સૌરાષ્ટ્રમા કાયમ કરી હતી (જેઓ અયોધ્યાથી આવ્યા હતા) તે બહુ જાણીતી વાત છે આ બને વિભાગોમા એના ઘણાએ અનુયાયીઓ છે એ સદીમા સહજાનદ સ્વામીને માનનાર સખ્યાબધ લોકો મળી આવે છે, જેમાના બે પ્રેમાનદ અને નિષ્કુલાનદ ઉત્તમ કોટીના છે. પ્રેમાનદના પદો આજ પણ લોકો અતિ શોક અને શોખથી ગાય છે.

ગુજરાતી સાહિત્યના સમયના બે વિભાગ ગણવામાં આવે છે (૧) પુરાણો જમાનો, (૨) આધુનિક જમાનો, પુરાણો જમાનો પદરમી સદીથી ઓગણીસમી સદી સુધીનો ગણાય છે અને આધુનિક જમાનાની શરૂઆત ઓગણીસમી સદીથી ગણાય છે

જે કવિ આ જમાનામા થયો તે એક ખાસ ધાર્મિક જમાત સાથે નિસ્બત ધરાવતો હતો. જે વિદ્યાર્થીઓ તેમના ગ્રંથોનો અભ્યાસ કરવા ઇચ્છતા હોય તેમણે સૌથી પ્રથમ આ જુદી જુદી જમાતોનો અભ્યાસ કરવો જોઇએ અને એમની જુદી જુદી માન્યતાઓ સમજવી જોઇએ. આ પ્રમાણે જ આપણે આ સંબંધ ધરાવતી વિવિધ જમાતથી વાકેફ થઇએ ત્યારે જ આ કવિઓનો સંપૂર્ણ રીતે અભ્યાસ કરી શકીએ. જો તે બાબતનું આપણને પૂરેપૂરું જ્ઞાન ન હોય તો આપણે આ કવિઓમાંથી એકેને ઇન્સાફ આપી શકીએ નહિ. આપણે યોગ્ય રીતે સમજ્યા સિવાય આપણા પુરાણા શાએરોનો અભ્યાસ કરી શકતા નથી. વળી એ માટે માનસરી રીતે તેની જમાતની માન્યતા ઉપર વિચાર કરવો ઘટે છે. જો આપણે ધર્મઝનુન્ત રહીને આવું કામ કરીએ તો જરૂર એમની તરફ ગેરઇન્સાફી કરીશું.

ભક્તિ હોવાથી છોકરીઓ કોઈ પણ જાતના વાંધા સિવાય પોતાની માતાની આગળ ગાઈ શકે છે. દયારામની ગરબીઓ મશહૂર છે. ઈશ્વર ઉપર પોતાને અનંત શ્રદ્ધા હતી. એના ગુરુ ઇચ્છારામ ભટ્ટને એ નરસિંહનો બીજો અવતાર માનતો હતો. એણે ઘણા ગ્રંથો રચ્યા છે. એની જબાન મીઠી અને દિલચસ્પ છે. એની લેખનશૈલી બહુ જ સાફ છે. એ સ્વતંત્ર મીજાજનો અને સત્યને ચાહનારો હતો. એના સ્વભાવની ઝલક એની નઝમોમાં દીપી નીકળે છે. તે ગુજરાતનો "બાઈરન" કહેવાય છે. પુરાણા જમાનાનો તે ઉત્તમ શાએર હતો. આધુનિક જમાનાની શરૂઆત દયારામ પછી થાય છે.

એ સમય પછી બ્રિટિશ હકૂમત મજબૂત થઈ ગઇ. મરાઠાઓ ગુજરાતમાંથી ચાલ્યા ગયા હતા. પશ્ચિમની તાલીમની શરૂઆત થઇ ચૂકી હતી. મુંબઈ યુનિવર્સિટીની સ્થાપના થઇ ગઈ હતી. ગુજરાતના પાયતખ્ત અમદાવાદમાં પણ કેળવણીનો પ્રસાર થઈ ગયો હતો. કેટલુંક સાહિત્યસંશોધન પણ થયું હતું. અંગ્રેજ મિશનરીની મદદથી ગુજરાતી ભાષાનું વ્યાકરણ લખવામાં આવ્યું હતું. અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરવામાં આવી હતી. કવિ દલપતરામ ડાહ્યાભાઈ આ સોસાયટીના ખાસ વ્યવસ્થાપક હતા. તે આધુનિક જમાનાના પ્રથમ અને મુખ્ય કવિ છે. કાવ્યનું કેન્દ્ર ધર્મ હતું તે

એકબીજા સાથે જંગ ખેલતી હતી. આ શાએરોના સ્વભાવનું દર્શન એની રચનાના દર્પણમાં માલૂમ પડે છે. દલપતરામ ઉન્નતિમાં માનતા હતા અને નર્મદાશંકર સમાજ–સુધારણાના કામ માટે ઇન્કિલાબી ખયાલો ધરાવતા હતા. અને એ ન્યાતજાતની વ્યવસ્થાનું કામ એકદમ રદ કરવા માગતા હતા. દલપતરામ કહેતા હતા કે સમાજની ઉન્નતિનું કામ આસ્તે આસ્તે અને રફતે રફતે કરવુ જોઇએ. આ ચાલુ જંગથી સાહિત્ય ઉપર ફાયદાકારક અસર થઈ.

નર્મદાશંકર અને દલપતરામ ગુજરાતી સાહિત્યના સંમાન્ય કવિ ગણાવા લાગ્યા. દલપતરામે આપણા સાહિત્યમાં ઘણો વધારો કર્યો છે. એની ભાષા વિચારશીલ, માર્મિક, સાદી અને રસિક છે. એના દોહરા અને છંદો આ બાબતની સાબિતી આપે છે. એણે કેટલાક ગરબા પણ બનાવ્યા છે. કવિતા શીઘ્રતાથી બનાવવાની એનામાં કુદરતી બક્ષિશ હતી. તે સાદા સ્વભાવવાળા અને વિશ્વાસુ હતા. રાજ્યના તેમજ સામાન્ય વર્ગના માણસો એને ચાહતા હતા. નર્મદાશંકર દુરાગ્રહી, તરંગી અને સુધારક હતા. નવજુવાનો એને કવિ તરીકે બહુ ચાહતા હતા. એનાં કાવ્યોમાં જુસ્સો છે અને એના વીરરસની કવિતા આપણને બહાદુરી શીખવે છે. કામ શરૂ કર્યા બાદ કોઇ પણ રીતે ખતમ કરવાની એને ધગશ હતી. નર્મદાશંકર ગુજરાતી સાહિત્યમાં ગદ્યની શરૂઆત કરનાર પ્રથમ હતા. એને માતૃભૂમિ માટે બહુ મોહબ્બત હતી. એની કવિતા "જય જય

વર્ષાઋતુમા એકના પડેલા મત્તમયૂરના જેવો મધુર છે એના સમય મા ઘણા નવા અને જુદાં જુદાં તત્ત્વો ગુજરાતી સાહિત્યમા દાખલ કરવામાં આવ્યા હતા ગુજરાતમાં અગ્રેજી શિક્ષણ ચાલુ થવાથી ધીમે ધીમે અગ્રેજી ભાષાની ખાસિયતો આપણી ભાષામાં પ્રવેશ કરવા લાગી હતી અત્યાર સુધી કવિતાનો વિષય ઈશ્વરી પ્રેમ હતો કલાપીએ એની નઝમોમા દુન્યવી ઇશ્ક દાખલ કર્યો કલાપી નવજવાનો તેમજ વિદ્યાર્થીઓનો પ્રિય કવિ છે એની કવિતા પ્રેમરસથી ભરપૂર છે જે પત્રો એણે પોતાના દોસ્તોને લખ્યા હતા તેમાં સાહિત્યનો સ્વાદ છે અને એ અતિ સુદર છે એનું વલણ ઇશ્ક તરફ વધારે છે એના કાવ્યો અગત અનુભવોથી રગાયેલાં છે એના સારા નસીબે એના દોસ્તોમાં ઉત્તમ સાહિત્યરસિક શખ્સો હતા

મણિલાલ નભુભાઈ દ્વિવેદી ભાવનગરની શામળદાસ કોલેજમા સસ્કૃતના પ્રોફેસર હતા તેમણે ઘણા નિબધો લખ્યા હતા ચરિત્ર ઉપરના નિબધ વાચવા જેવા છે એમ કહી શકાય કે આ જમાના સુધી ગુજરાતમા ઉત્તમ નાટક–સાહિત્ય ન હતું એમનું નાટક "કાંતા" ગુજરાતી નાટકોમાનુ એક છે એમણે ઉત્તરરામચરિત" વગેરે કેટલાક સસ્કૃત નાટકોના અનુવાદ કર્યા છે એમણે ફિલસૂફી ઉપર પણ ઘણા નિબધો લખ્યા છે એ સસ્કૃતના પ્રોફેસર હતા, તે છતાં એમણે ફારસી શબ્દો ગુજરાતીમા વાપરી બહુ સફળતાથી ગઝલો લખવાની

અસર થાય એવું ચાહતા હતા. ગોવર્ધનરામ આ રસાકસીમાંથી કામિયાબીથી પસાર થયા એણે અંગ્રેજી સંસ્કૃત અને ગુજરાતીની ખાસિયતો ખૂબીથી ઇખ્તિયાર કરીને એકબીજા સાથે મેળવી દીધી. તેની આખરી નવલકથા "સરસ્વતીચંદ્ર" ગુજરાતી સાહિત્યમાં સૌથી ઉત્તમ ગ્રંથ છે. એને ચાર ભાગમાં છપાવવામાં આવ્યો છે. ગોવર્ધનરામે એમની વિદ્વત્તાનો ખજાનો એ ગ્રંથમાં ખતમ કરી દીધો છે. એનાં પાત્રો ઘણી જ ઉચ્ચ કોટિનાં છે એ એક મહાન મધ્યમ દરજ્જાના ભણેલા ખાનદાનની સામાજિક નવલકથા છે.

કુમુદ, કુસુમ (એની બહેન), સરસ્વતીચંદ્ર, વિદ્યાચતુર, બુદ્ધિધન વગેરેને આપણે આપણી આંતરિક નજર આગળ જોઈ શકીએ છીએ. ગુજરાતી સમાજ ઉપર આ નવલકથાની સુંદર છાપ પડી છે. ટૂંકમાં ગુજરાતી સમાજ સરસ્વતીચંદ્ર જેવો થઈ ગયો છે. એમણે મહાન ગુજરાતી કવિઓનાં જીવનવૃત્તાંતો અંગ્રેજીમાં લખ્યા છે. એ ઉપરાંત એમણે પોતાનાં કાવ્યોનો સંગ્રહ છપાવ્યો છે જેનુ નામ "સ્નેહમુદ્રા" ગમ્યુ છે. એમના ગદ્યની નકલ અતિ પ્રમાણમાં કરવામાં આવે છે. એમનું અવસાન ઈ. સ. ૧૯૦૭મા થયું હતું.

હવે આપણે આપણા જમાનામાં પ્રવેશ કરીએ છીએ. અર્વાચીન ગુજરાતી કવિઓ અને લેખકો વિશે લખવામાં આવે તો કદાચ એ વિષય ટીકાપાત્ર થઈ જાય તેથી એ કામ ભવિષ્યના લેખકોને મેં હવાલે કર્યું છે. પરંતુ ખતમ કરતા પહેલાં ગુજરાતી સાહિત્યની ચાલુ હાલત વિશે ટૂંકમાં કંઈ કહીશું. ગુજરાતી ભાષાની ઘણી ઉન્નતિ થઈ ગઈ છે. ઘણાંએ માસિકો બહાર પાડવામાં આવે છે. કોલેજોમાં પણ ગુજરાતી શીખવવામાં આવે છે. ગુજરાતી સાહિત્યની દરેક શાખા ઉપર ઘણાએ વિદ્વાનો લખનારા છે. નવલકથાઓ પણ લખવામાં આવે છે. કનૈયાલાલ મુનશી અને નાગયણ ઠકુરે સમાજસુધારક નવલકથાઓ લખી છે. ગદ્ય સાહિત્ય સાફ, સતરું અને સુંદર છે. આજકાલ ભાષાની સાદાઇએ સાહિત્યમાં એક સ્વતંત્ર સ્થાન હાસિલ

કર્યુ છે, કૃત્રિમ ડોળને બદલે સાદાઇ છે. અસહકારની ચળવળે ઘણા કાબેલ લેખકો પેદા કર્યા છે. બીજી રીતે કહીએ તો આ ચળવળે સાહિત્ય ઉપર નવી રોશની ફેંકી છે. આ નવી તરહના ખાસ લેખક સ્વરાજ્યની ચળવળના આત્મા આપણા પૂજ્ય મહાત્મા ગાંધીજી હતા. આજકાલના ગદ્યલેખકોમાં એઓ પ્રથમ છે. જે પ્રમાણે તેમનુ જીવન પવિત્ર, સાદુ અને ભક્તિભાવવાળું હતુ તે જ પ્રમાણે તેમની ભાષા પણ સાફ, સાદી અને ઉચ્ચ કોટિની છે. એમણે ગુજરાતી ભાષામાં એક નવી જ શાખા ખોલી આપી છે.

શાએરી પણ ઉચ્ચદરજ્જા પર પહોંચી ગઈ છે. દલપતરામ કવિના કાબેલ પુત્ર નાનાલાલ આજકાલના સાહિત્યઆસ્માનના ચાંદ હતા, જેનો ફાયદો ઘણાએ શિખાઉ શાએરોએ ઉઠાવ્યો છે. ઉત્તમ શાએરોમાં એમની ગણત્રી થાય છે. એમની કવિતા ચાંદની રાત્રિની જેમ દિલચસ્પ અને દિલફરેબ છે. એમણે પણ શાએરીમાં નવી શાખા ઉદ્ભાવી છે. એમનાં કાવ્યોની ખાસિયત પ્રાસ રહિત કવિતા છે (જેને અંગ્રેજીમાં "બ્લૅન્ક વર્સ" કહેવામાં આવે છે.). એમનાં નાટકો પણ આ જ શૈલીમાં એમણે લખ્યાં છે. એમના રાસ ગુજરાતમાં બહુ મશહૂર છે.

અરદેશર ફરામજી "ખબરદાર" એક બીજા શાએર છે. જોકે પોતે પારસી છે છતાં એની કવિતા પાક અને સાક્ષરી છે. સ્વદેશાભિમાનનાં એમનાં કાવ્યોએ ગુજરાતીઓનાં દિલમાં હિંદમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનાં વિદ્વત્તા અને ફિલસૂફી ભરેલાં કાવ્યો ઉચ્ચ કોટિના લોકો વાંચે છે. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાએ આધુનિક અંગ્રેજી ને ગુજરાતી પદ્ય સાથે એકત્ર કરવામાં કામિયાબી હાસિલ કરી હતી. કુદરતની ખૂબીની તારીફમાં લખવામાં આવેલાં એમનાં કાવ્યો આનંદથી વંચાતાં હતાં. આ ઉપરાંત નાના નાના કવિઓની એક મોટી સંખ્યા ગુજરાતના ગુલિસ્તાનમાં વિહાર કરે છે.

અનુવાદોથી પણ ગુજરાતી સાહિત્યમાં બીજી ભાષાઓની ખાસિયતોની વૃદ્ધિ થઈ છે. **દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**નાં મુદ્રારાક્ષસ, વિક્રમોર્વશીય, ભાસનાં નાટકો, વગેરે સંસ્કૃતના કેટલાક વિદ્વત્તાભરેલા અનુવાદો છે. પ્રોફેસર ધ્રુવ એક મહાન વિવેચક અને ભાષાશાસ્ત્રી હતા.

બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ડો. આનંદશંકર ધ્રુવ પણ સંસ્કૃતના એક પ્રખર વિદ્વાન હતા. એમણે "વસંત" નામના વિદ્યાવિષયક માસિકના તંત્રી તરીકે કામ કર્યું હતું. તેઓ મહાન વિવેચક પણ હતા.

બંગાળી, મરાઠી વગેરે જુદા જુદા પ્રાંતિની ભાષાના અભ્યાસનો રિવાજ ગુજરાતમાં ચાલ્યો આવ્યો છે. આ ભાષાઓની ખાસિયતો પણ ગુજરાતીમાં લેવાય છે. આ ઉપરાંત વિજ્ઞાન અને ઇતિહાસના વિષયો માટે પણ સંશોધન માટે પૂરતી કોશિશ કરવામાં આવી છે.

ગુજરાતના આ જ્યોતિર્ધરો–કવિઓની ગુજરાતમાં સારી રીતે લોકપ્રિયતા થઈ છે:

| | નામ | જન્મ | અવસાન | વતન |
|---|---|---|---|---|
| ૧. | નરસિંહ મહેતો | ૧૪૧૨ | — | જૂનાગઢ |
| ૨. | મીરાંબાઈ | ૧૪૩૨ | ૧૪૭૦ | મેવાડ–મેડતા |
| ૩. | ભાલણ | ૧૪૩૯ | ૧૫૨૯ | પાટણ |
| ૪. | અખો | ૧૬૧૫ | ૧૬૭૫ | અમદાવાદ |
| ૫. | પ્રેમાનંદ | ૧૬૩૬ | ૧૭૩૪ | વડોદરા |
| ૬. | શામળ | ૧૬૭૫ | ૧૭૩૦ | અમદાવાદ |
| ૭. | દયારામ | — | ૧૭૫૨ | ડભોઈ |
| ૮. | દલપતરામ | ૧૮૨૦ | ૧૮૯૮ | વઢવાણ |
| ૯. | નર્મદાશંકર | ૧૮૩૩ | ૧૮૮૬ | સુરત |
| ૧૦. | નંદશંકર | ૧૮૩૫ | ૧૯૦૫ | સુરત |
| ૧૧. | નવલરામ | ૧૮૩૬ | — | સુરત |

| | | | |
|---|---|---|---|
| ૧૨. રણછોડભાઈ | ૧૮૩૭ | ૧૯૨૩ | નડિયાદ |
| ૧૩. ભગવાનલાલ ઇંદ્રજી ડૉક્ટર | ૧૮૩૮ | ૧૮૮૮ | જૂનાગઢ |
| ૧૪. મનસુખરામ સૂર્યરામ | ૧૮૪૦ | ૧૯૦૭ | નડિયાદ |
| ૧૫. કૈખુશરુ કાબરાજી | ૧૮૪૨ | ૧૯૦૪ | મુંબઈ |
| ૧૬. વાઘજી આશારામ | ૧૮૫૦ | ૧૮૯૭ | મોરબી |
| ૧૭. નારાયણ હેમચંદ્ર | ૧૮૫૫ | — | મુંબઇ |
| ૧૮. ગોવર્ધનરામ માધવરામ | ૧૮૫૫ | ૧૯૦૭ | નડિયાદ |
| ૧૯. હરિ હર્ષદ ધ્રુવ | ૧૮૫૬ | ૧૮૯૬ | અમદાવાદ |
| ૨૦. મણિલાલ નભુભાઈ | ૧૮૫૮ | ૧૮૯૮ | નડિયાદ |
| ૨૧. બાલાશંકર ઉલ્લાસરામ | ૧૮૫૯ | ૧૮૯૮ | નડિયાદ |
| ૨૨. અંબાલાલ સાકરલાલ | ૧૮૪૪ | — | અમદાવાદ |
| ૨૩. નથ્થુરામ સુંદરજી | ૧૮૬૨ | ૧૯૨૩ | મોરબી |
| ૨૪. ત્રિભુવનદાસ શાહ | ૧૮૬૩ | — | — |
| ૨૫. અમૃતલાલ પઢિયાર | ૧૮૭૦ | — | ચોરવાડ |
| ૨૬. ભોગેન્દ્રરાવ દિવેટિયા | ૧૮૬૫ | ૧૯૧૫ | અમદાવાદ |
| ૨૭. રણજીતરામ વાવાભાઈ | — | — | ,, |
| ૨૮. ડાહ્યાભાઈ ધોળશાજી | — | ૧૯૦૬ | ,, |
| ૨૯. નાનાલાલ દલપતરામ | — | ૧૯૪૬ | ,, |

આ ઉપરાંત ચાલુ જમાનામાં નરસિંહરાવ, બળવંતરાવ ઠાકોર, કલાપી, મણિશંકર (અવસાન ૧૯૨૪) અને બોટાદકર વગેરે પણ મશહૂર હતા.

ગુજરાતના વતનીઓના ધર્મો:—જે પ્રમાણે આ લોકોમાં જુદી જુદી નસલો છે તે જ પ્રમાણે તેમના ધર્મ પણ અલગ અલગ છે. સામાન્ય રીતે મુસ્લિમ, પારસી, ક્રિશ્ચિયન, યહૂદી, જૈન, બૌદ્ધ, સનાતની, આર્યસમાજી, શૈવ, (લિંગાયત), શ્રી વૈષ્ણવ, સ્વામિનારાયણ, બ્રહ્મોસમાજી, પ્રાર્થનાસમાજી, કબીરપંથી, વલ્લભી વૈષ્ણવ, અને

રામાનંદી, જોવામાં આવે છે. પરંતુ વધારે સંખ્યા શ્રી વૈષ્ણવ, અને સ્વામિનારાયણ, વલ્લભાચાર્ય, અને રામાનંદના અનુયાયીઓની છે. મારો વિચાર હરેક ધર્મ વિશે ટૂંકમાં કંઈક લખવાનો હતો પરંતુ જાણી જોઈને મેં એ બાબત પડતી મૂકી છે, અને એ કાંટાળા સંજોગોમાંથી છટકવાની મેં કોશિશ કરી છે. મારા ગ્રંથમાં અગર કોઈ એવું વાકય કોઈપણ મઝહબની ખિલાફનું મળી આવે તો તે અજાણપણે અને શુભેચ્છાથી છે, કારણ કે મારી ઇચ્છા વિરોધમાં લખવાની કદી નથી.

**ગુજરાતના રાજકીય વિભાગો**—ઉપરની વાત ઉપરથી હવે માલૂમ પડે છે કે ગુજરાત અસલની પેઠે હાલમાં એક અલગ સૂબો નથી, પરંતુ મુંબઈ ઈલાકાનો એક ભાગ છે. ગુજરાતના જુદા જુદા વિભાગો છે, જ્યાં જુદી જુદી પ્રકારના અમલદારો હકૂમત કરે છે. એક ભાગ ખાસ મુંબઈ સરકારના કબજામાં છે. બીજા ભાગમાં વડોદરા રિયાસત છે. ત્રીજો મુલક એવો છે કે જેમાં નાનાં મોટાં સંસ્થાનો છે અને ત્યાં નાના મોટા દેશી રાજાઓ અને નવાબોની હકૂમત છે. તેઓ અયોધ્યાના તાલુકદારો જેવા હોવ છે. પરંતુ સરકારે તેમને રાજકર્તાઓની ફેહરિસ્તમાં દાખલ કરી તેમના હક્કો અને ઇખ્તિયારોનો સ્વીકાર કર્યો હતો.

પ્રથમ મુંબઈ સરકારના કબજાના જિલ્લાઓનું બ્યાન કરીશ: ત્યારપછી રિયાસતો અને વડોદરાના જિલ્લાઓ વિશે જણાવીશ.

ગુજરાતનો મુંબઈ સરકારનો ભાગ ૭ જિલ્લામાં વહેંચાયેલો છે:

(૧) અમદાવાદ, (૨) ખેડા, (૩) પંચમહાલ, (૪) ભરૂચ, (૫) સુરત, (૬) થાણા.

એમાં થાણા જિલ્લો અડધો તો મહારાષ્ટ્રમાં છે. પરંતુ બ્રિટિશ ગવર્નમેન્ટે મુલકી સગવડ ખાતર એને ગુજરાતમા સામેલ કર્યો હતો. આથી આ પ્રમાણે ગણતાં ગુજરાતના અસલ પાંચ જિલ્લા છે.

**અમદાવાદ**:—આ જિલ્લાના નવ તાલુકા (તહસીલ) છે: (૧)

ઉત્તર દસક્રોઈ, (૨) દક્ષિણ દસક્રોઈ, (૩) પ્રાંતીજ, (૪) વીરમગામ, (૫) ધોળકા, (૬) ધંધુકા, (૭) સાણંદ, (૮) મોડાસા, (૯) ધોઘા. અને તે તાલુકાનાં મુખ્ય શહેરો પણ આ જ શહેરો છે. ત્યાં તહસીલદાર (મામલતદાર) રહે છે અને દરેક મામલતદારના હાથ નીચે નાનાં મોટાં ગામો છે. ત્યાંથી મહેસૂલ (રેવન્યૂ) વસૂલ કરી એમના ઉપરી અધિકારીને મોકલવામાં આવે છે અને આ માટે હરેક ગામમાં એક પટેલની નિમણૂક કરવામાં આવે છે.

આવી જ રીતે ખેડા જિલ્લો છે, જેના તાલુકા નીચેના છે:

(૧) કપડવંજ, (૨) ઠાસરા, (૩) આણંદ, (૪) નડિયાદ, (૫) મહેમદાવાદ, (૬) માતર, (૭) બોરસદ.

**પંચમહાલ:**—આ જિલ્લાના તાલુકા નીચે પ્રમાણે છે:

(૧) ગોધરા, (૨) દોહદ (દાહોદ), (૩) કાલોલ, (૪) હાલોલ, (૫) ઝાલોદ.

**ભરૂચ:**—આ જિલ્લાના તાલુકા નીચે પ્રમાણે છે:

(૧) ભરૂચ, (૨) વાગરા, (૩) આમોદ, (૪) જંબુસર, (૫) અંકલેશ્વર (હાંસોટ).

**સુરત:**—આ જિલ્લાના નવ તાલુકા છે:

(૧) ચોર્યાસી, (૨) ઓરપાડ, (૩) માંડવી, (૪) બારડોલી, (૫) જલાલપુર, (૬) વલસાડ, (૭) ચીખલી, (૮) પારડી, (૯) વાલોડ.

**સૌરાષ્ટ્ર**ના દ્વીપકલ્પના પાંચ હિસ્સા કરી શકાય છે:

(૧) ઝાલાવાડ, (૨) હાલાર, (૩) કાઠિયાવાડ, (૪) ગોહિલવાડ, સોરઠ કે નાઘેર.

પુરાણા જમાનામાં આ પ્રમાણે વિભાગો પાડવામાં આવ્યા હતા: (૧) ઝાલાવાડ (ક્ષેત્રફળ ૪૨૦૦ ચો. મા.), (૨) મચ્છુ કાંઠો (ક્ષેત્રફળ ૮૭૦ ચો. મા.), (૩) હાલાર (ક્ષેત્રફળ ૬૨૦૦ ચો. મા.), (૪) બરડો (ક્ષેત્રફળ ૫૦૦ ચો. મા.), (૫) સોરઠ (ક્ષેત્રફળ ૪૦૦૦ ચો. મા.), (૬) બાબરિયાવાડ (ક્ષેત્રફળ ૫૦૦ ચો. મા.), (૭)

ગોહિલવાડ (ક્ષેત્રફળ ૨૮૬૦ ચો. મા.), (૮) ઉડસરવૈયા (ક્ષેત્રફળ ૧૬૦ ચો મા.), (૯) કાઠિયાવાડ (ક્ષેત્ર ૪૦૦૦ ચો. મા.), (૧૦) ઓખામંડલ (ક્ષેત્રફળ ૩૦૦ ચો. મા.).

તેમાં હિંદુ મુસલમાનની મોટી સંખ્યામાં નાની મોટી રિયાસતો હતી એ વિશે આગળ વિગતવાર લખવામાં આવશે.

વડોદરા—એક મોટા પ્રાંત છે. રાજ્યના કુટુંબનું મરાઠી નામ ગાયકવાડ છે. રિયાસતની રાજ્યવ્યવસ્થા માટે પ્રાંતના ચાર વિભાગો કરવામાં આવ્યા છે, એટલે કે ચાર તહસીલ બનાવવામાં આવી છે, જ્યાં એક કમિશ્નર (સૂબો) રહે છે. આ મહાલો વડોદરા, કડી (હાલમાં એ મહેસાણા મહાલના નામથી ઓળખાય છે.), નવસારી, અને અમરેલી (આ અમરેલીની નજીક કોડીનાર છે).

કચ્છઃ—સૌરાષ્ટ્રના દ્વીપકલ્પના વાયવ્ય ખૂણામાં કચ્છ આવેલું છે. આ બંને વચ્ચે કચ્છની ભૂશિર અને નાનું રણ આવેલાં છે. કચ્છની રાજધાની ભૂજ છે, એનું બંદર માંડવી એક મશહૂર જગ્યા છે.

'કચ્છ'નો અર્થ સમુદ્ર–કિનારાની જમીન થાય છે. અહીંથી આરસપહાણનો પથ્થર, ફટકડી અને ખાર નીકળે છે. અહીંનું ચાંદીનું નકશીકામ વખણાય છે; લોઢાનું કામ પણ સુંદર થાય છે. છરી મોટા પ્રમાણમાં બનાવવામાં આવે છે.

(૧) અમદાવાદ જિલ્લામાં હિંદુઓની વસ્તી વધુ પ્રમાણમાં છે. એટલે કે ૮૪ ટકા હિંદુ અને ૧૧ ટકા મુસલમાન છે. ચારેક હજાર જેટલા ખ્રિસ્તી છે. આ જિલ્લાના લોકોમાં પાટીદાર કણબી ખેડુતોનું પ્રમાણ વધારે છે, જેની સંખ્યા એક લાખથી વધુ છે.

આ જિલ્લાના કુદરતી ત્રણ હિસ્સા થાય છે: (૧) પ્રાંતીજ, (૨) વીરમગામ, સાણંદ, દસક્રોઇ, ધોળકા, ધંધુકા, (૩) ઘોઘા. આ જિલ્લાની જમીન કાળી અને ભૂરી એમ બે જાતની છે. કાળી જમીનમાં કપાસ વધુ પ્રમાણમાં પાકે છે અને બીજીમાં અનાજ થાય

છે. ૨૨૮ ચો. મા. માં ઘઉં, ૩૮૦ ચો. મા. માં જુવાર, ૨૨૮ ચો. મા. માં બાજરી અને ૪૮૦ ચો. મા. કપાસ થાય છે. કમોદના ચોખા દસક્રોઈ તાલુકામાં ઉમદા થાય છે. ધોળકામાં સુંદર દાડમ અને જામફળ થાય છે. ધંધુકાની ગાય ઘણુ દૂધ આપે છે. ખુદ અમદાવાદમાં કાઠિયાવાડ, સિંધ, અને કચ્છના ઘોડા બહુ વેચાય છે. અમદાવાદમાં ચૂનો બહુ જ ઉમદા હોય છે. ઘોઘા તાલુકામાંથી લોઢાની ધાતુ નીકળે છે. રંગ, દીવાસળી, તેલ, સાબૂ અને કપડનાં કારખાનાં પુષ્કળ છે. દેશી કાગળ પણ અહીં તૈયાર થાય છે. એલ્યુમિનિયમનું કારખાનું, પિત્તળનાં વાસણનું કારખાનું કાલુપુરમાં ચાલુ છે.

ઈ. સ. ૧૭૧૭માં અમદાવાદમાં પ્લેગ આવ્યો હતો જેમાં મોટી સંખ્યામાં માણસો મરણ પામ્યાં હતાં.

અમદાવાદમાં જૈનોનાં નાનાં મોટાં થઇ ૧૨૦ દેરાસર છે. અમદાવાદમાં અહમદશાહની મસ્જિદ, હૈબતખાન, સૈયદ આલમ, મલેક આલમ સેરી, શીદી સૈયદ, કુત્બશાહ, સૈયદ ઉસ્માન, મિયાંખાન હબ્શી, શીદી બશીર, માહાફિઝખાન, અચૂતબીબી, દસ્તૂરખાન, અને મોહમમ્મદ ગૌસ ખાનની, અને જુમા મસ્જિદ જોવા લાયક છે. અહમદશાહની કબર, રાણીનો હજીરો, દરિયાખાનનો ઘુમ્મટ, આઝમખાનની કબર, મીર અબુની કબર, શાહ વજીહુદ્દીનની દરગાહ, સરખેજની દરગાહ, બટવા, શાહ આલમ, અને પીર મોહમ્મદશાહની દરગાહ મુસલમાનોની મશહૂર પવિત્ર જગ્યાઓ છે. સ્વામિનારાયણનું મંદિર, હઠીસીંગનાં દહેરાં અને શાંતિનાથનું દહેરું હિંદુ અને જૈનોની મશહૂર પવિત્ર જગ્યાઓ છે. હરીહર (દાદાહરી)-ની વાવ, માતાભવાનીની વાવ, કાંકરિયું તળાવ, ત્રણ દરવાજા, શાહીબાગ, આઝમખાનનો મહેલ, મલેક શાબાનનું તળાવ, અને ચંડોળાનું તળાવ (જેનો ઘેરાવો બાર માઇલનો છે) મશહૂર જગ્યાઓ છે. આ ઉપરાંત અમદાવાદથી ૩૭ માઇલ ઉપર નૈર્ઋત્ય દિશામાં ૪૯ ચો. માઇલનું એક મોટું "નળ" નામનું તળાવ છે, પરંતુ

તેનું પાણી ખારું છે. ધોળકામાં મલાવ અને વીરમગામમાં મુન્સર તળાવ છે.

(૨) ખેડાઃ—એનું ક્ષેત્રફળ ૧૫૯૬ ચો. મા. છે, જેની ઉત્તરે સાબરકાંઠા એજન્સી, પશ્ચિમમાં અમદાવાદ અને પૂર્વે અને દક્ષિણે વડોદરાનું રાજ્ય છે, અને મહી નદી પણ છે. આ જિલ્લામાં મધ્યનો ભાગ ચરોતર ઘણો જ ફળદ્રૂપ છે. ત્યાં અસંખ્ય ફળાઉ ઝાડો છે. મહી, વાત્રક, સાબરમતી, શેઢી, ખારી, મેશ્વો અને મહોર નદીઓ છે, જે આ જિલ્લાને પાણી પૂરું પાડે છે.

મહુડાં, લીમડો, આંબો, સીતાફળ, રાયણ અને અરડૂસો આ જિલ્લામાં થાય છે.

શિયાળ, ડુક્કર, હરણ, સસલાં, બતક, ઝેરી સાપ, અને માછલી આ જિલ્લામાં થાય છે.

ત્યાં ૩૪ ઈંચ જેટલો વરસાદ થાય છે. સામાન્ય રીતે ૧૧૬° ગરમી પડે છે અને વધુમાં વધુ ઠંડી ૪૩° જેટલી હોય છે. સજાતીમાં સંયદ મુબારકનો રોજો છે. ખુદ કપડવંજમાં એક ખૂબસૂરત મિહરાબ, એક કુંડ, એક મસ્જિદ, અને મહાદેવનું એક મંદિર છે. જૈન લોકોનું એક નવું મંદિર છે. આ જિલ્લામાં અગિયાર શહેર અને ૫૯૮ ગામ છે. ૮૫ ટકા હિંદુ, ૯ ટકા મુસલમાન અને ચારેક હજાર જેટલા ખ્રિસ્તી ત્યાં રહે છે. આ જિલ્લામાં ૬૭ ટકા ખેડૂત છે. અહીં પણ ભૂરી, કાળી અને તરેહ તરેહની જમીન છે, પરંતુ સૌથી ઉત્તમ કિનારાની જમીન છે. ૩૧૩ ચો. માઈલ જમીનમાં બાજરો, ૧૬૨ ચો. માઈલમાં કોદરા, ૧૧૫ ચો. માઈલમાં ડાંગર, ૯૧ ચો. માઇલમાં જુવાર અને ૧૮ ચો. માઇલમાં ઘઉંની ઊપજ છે, અને ૨૪ ચો. માઈલમાં તંબાકુ પેદા થાય છે. ઈ. સ. ૧૮૩૭ પહેલાં અહીં ગળીની પેદાશ વધારે થતી હતી. ત્રણ ટકા એટલે કે ૩૭૦૦૦ ચો. માઇલ જમીનમાં નહેરનો લાભ મળે છે. અગિયારેક હજાર જેટલા કૂવા અને ૧૩૯૧ તળાવ છે; પરંતુ ઉના-

ળાની મોસમમાં એ ઘણી વખત સુકાઈ જાય છે. કપડવંજમાંથી લોઢાની ધાતુ નીકળે છે, પરંતુ આજકાલ એ બહાર કાઢવામાં આવતી નથી. ત્યાં એક જાતના પથ્થર નીકળે છે તે મસાલા વાટવાના પથ્થર બનાવવામાં બહુ જ ઉપયોગી છે. એની નજીક માજમ નદીમાંથી અકીકનો પથ્થર નીકળે છે. અમદાવાદમાં મિલો થઈ એ પહેલાં અહીં સુંદર કપડા વણાતા હતાં. આ જિલ્લાનું પાણી રંગો માટે બહુ જ ફાયદાકારક હતું. ત્યાં સાબૂ અને શીશીનાં કારખાનાં છે. અનાજ, તંબાકુ, ગયણુ, તેલ અને મહુડા એની નિકાસ છે અને કપડાં, રંગ, દવા, વગેરેની આયાત છે. આ જિલ્લે માખણ અને ઘી માટે મશહૂર છે. આ જિલ્લામાં ૬૬ માઇલ લાંબી પાકી સડક છે. ઇ. સ. ૧૮૬૦ અને ૬૪માં ત્યાં ધરતીકંપ થયો હતો. કપડવંજ, મહેદાવાદ, ઠાસરા, માતર, નડિયાદ, ખેડા, આણંદ, બોરસદ અને ડાકોર. આ જિલ્લાનાં મુખ્ય શહેરો છે.

**(૩) પંચમહાલ:**

આ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૬૦૬ ચોરસ માઇલ છે. રેવાકાંઠા એજન્સીને લઈને પૂર્વનો ભાગ અને પશ્ચિમનો ભાગ, એવા બે વિભાગ થાય છે.

**સીમા:**—ઉત્તરમાં લુણાવાડા, પૂર્વમાં વાંસવાડા, દક્ષિણમાં વડોદરા અને રેવાકાંડા એજન્સી, અને પશ્ચિમમાં વડોદરા અને મહી નદી, અને ખેડા જિલ્લો.

મહી નદીની શાખાઓ પાનમ અને અનાસ આ જિલ્લામાં છે. અને "વાડા"માં એક સરોવર છે તેમા એક ટેકરી છે જે ફક્ત ઉનાળામાં દેખાય છે. આ જ જિલ્લામા પાવાગઢનો ડુંગર છે, જે ૨૫૦૦ ફીટ ઊંચો છે. એ ગોધરાથી ૨૫ માઇલ દૂર છે. પાવાગઢ પર્વતની હાર દખ્ખણના પહાડોને મળે છે. હવે એ અલગ થઈ ગયા છે. "પાવા"નો અર્થ આતશ થાય છે. સંસ્કૃતમાં મૂળ શબ્દ **પાવક** અગ્નિવાચક છે, તે ઉપરથી શબ્દ ઊતરી આવ્યો છે. પહેલાં

આ પહાડમાંથી જ્વાળા ઊઠતી હશે તેથી એને 'પાવાગઢ' નામ આપવામાં આવ્યું હશે, કારણ જ્વાળામુખી પર્વતના જેવા પથ્થર એમાંથી મળ્યા છે. ગોધરાથી દસ માઇલ ઉપર આવેલી જગ્યા ( ટુવા )માં ઠંડા અને ગરમ પાણીના ઝરા છે. ત્યાં આંબો, મહુડાં, આમલી, રાયણ, વડ, પીપળો, સાગ, બોરડી, સીતાફળ, જામફળ, કમળ વગેરે થાય છે. ઈ. સ. ૧૮૬૨માં જ્યારે અંગ્રેજોએ એનો કબજો લીધો હતો ત્યારે ત્યાં હરણ પુષ્કળ હતાં. ગોધરામાં સાપનું પ્રમાણ વધારે છે. સાધારણ રીતે ૮૩° જેટલી ત્યાં ગરમી રહે છે અને વરસાદ ૩૦ થી ૪૦ ઈંચ જેટલો પડે છે. પાવાગઢ પાસે આવેલા ચાંપાનેરનો કિલ્લો ઈ. સ. ૮૦ માં અણહીલવાડના રાજાઓએ બનાવ્યો હતો, ત્યાર પછી ઈ. સ. ૧૨૦૦માં તોણવાડના લોકોએ એનો કબજો લીધો હતો. ઈ. સ. ૧૩૦૦માં ફરીથી ચોહાણોના હાથમાં તે આવ્યો. ઈ. સ. ૧૪૮૪માં મહમૂદ બેગડાએ તે જીત્યો. ત્યાં ઈ. સ. ૧૪૮૪થી ૧૫૩૬ સુધી ગુજરાતનું બીજા નંબરનું પાયતખ્ત રહ્યું. ઈ. સ. ૧૫૩૫માં હુમાયુએ તે જીત્યો. ૧૫૭૩માં અકબરશાહના કબજામાં એ આવ્યો. ૧૭૨૭માં કૃષ્ણ મરાઠાએ અને ૧૭૬૧માં સીંધિયાએ લીધો. ઈ. સ. ૧૮૦૩માં કર્નલ વિલિંગ્ટને એનો કબજો લઇ ઈ. સ. ૧૮૦૪ માં સીંધિયાને પાછો સોંપી

ધધો કરનાર કોળીઓની વસ્તી ૫૦૦૦૦ જેટલી છે ચાપાનેરના મુસલમાનો જે વધુ પ્રમાણમા ફોજી અને જમીનદાર હતા તે ખેતીનુ અને કડિયાગનુ કામ કરે છે ત્યા થોડા મુસલમાન ઘાંચી વહોરા પણ છે ખ્રિસ્તી લોકોએ દાહોદમા પોતાનુ કેન્દ્ર બનાવ્યુ છે ત્યાની જમીન કાળી છે અને કોઇક ઠેકાણે લાલ પણ છે મકાઈ ૧૬૧ ચો માઈલ, બાજરી ૧૮૧ ચો મા, ડાગર ૬૭ ચો મા, ચણા ૬૫ ચો મા. અને તેલ ૬૫ ચોરસ માઈલ જમીનમા થાય છે ત્યાના બળદ સારા નથી ઘોડા પણ નીચા કદના છે ત્યા ત્રણેક હજાર કૂવા અને ત્રણ તળાવ છે આ જિલ્લામા ઘણા જગનો છે, જ્યા સાગની પેદાશ બહુ જ છે અગ્રેજોએ એનો કબજો લઈ ત્યાનો વેપાર પોતાને હાથ કર્યો હતો. ફક્ત ઈ સ ૧૯૦૩–૪મા જ દોઢ લાખ નફો થયો હતો. આ જિલ્લામા લોઢુ, કાચ અને મેગે નીઝ મોટા પ્રમાણમા થાય છે હાલોલ તાલુકામા શિવરાજપુર અને જાબુઘોડામા લોઢાની ખાણો બહુ જ જોવામા આવે છે અફસોસની વાત છે કે એને કોઈ બહાર કાઢતુ નથી પરતુ હાલોલમાથી એક યુરોપિયન કપની મેગેનીઝ બહાર કાઢી બહુ જ નફો મેળવે છે અસલ દિલ્હી સુધી જવાનો રસ્તો પણ હતો, પરતુ જમાનાને અનુસરીને એનો ફેરફાર થયો છે આ જિલ્લાની આયાત તબાકુ, મીઠુ, લોઢુ, કપડા, નાળિયેર છે અને એની નિકાસ અનાજ, સાગ અને તેલી બિયા છે ઈ સ ૧૮૪૫, ૧૮૫૩, ૧૮૫૭ ૧૮૬૧, ૧૮૬૪, ૧૮૭૭ ૧૮૯૯, ૧૯૦૩ અને ૧૯૦૪ની સાલોમા એ દુકાળપીડિત રહ્યો ઈ સ ૧૮૯૯ના ગુજરાતના મશહૂર છપ્પનિયા દુકાળની રાહત માટે સરકારે ખેડા અને પચમહાલમા ૮૮ લાખ રૂપિયા ખર્ચ કર્યો હતા અને ૩૫ લાખ રૂપિયા માફ કર્યા હતા

ચાપાનેરની પાસે ચપાના પુષ્કળ ઝાડો છે, તેથી તેનુ નામ "ચાપાનેર" (ચપાનગર) પડયુ હતુ એમ માનવામાં આવે છે, અને એમ પણ કહેવાય છે કે વનરાજના ચાંપા નામના પ્રધાનને લઇને ત્યા

શહેર વસ્યું હતું તેથી અને તેના નામથી "ચાંપાનેર" પાડવામાં આવ્યું હતું.

ઈ. સ. ૧૪૮૩માં મોહમ્મદાબાદ વસાવવામાં આવ્યું હતું. ત્યાં રેશમનાં કપડાં વણવામાં આવે છે. ત્યાંની લોઢાની તલવારની બનાવટ સુંદર છે. ત્યાં પણ એક ભદ્ર છે, જે શહેરની મધ્યમાં છે. બાગો, મહેલો અને તળાવો વગેરે જોવા લાયક છે. પહાડના ઝરામાંથી પાણી લાવી તળાવમાં પાડવામાં આવતું હતું. દાહોદ જે ઔરંગઝેબની જન્મભૂમિ છે તે બીજા સુલતાન મુઝફ્ફરે આબાદ કર્યું હતું. અહમદશાહ પહેલાએ ત્યાં એક સરાઈ બંધાવી હતી.

અટક દરવાજો, મોતી દરવાજો, સદનશાહ દરવાજો અને એ પછી એક ચોથો દરવાજો હતો.

(૪) ભરૂચ જીલ્લો:—

**સીમા:**—ઉત્તરે મહી નદી, પૂર્વે અને દક્ષિણમાં વડોદરા, દક્ષિણે કીમ નદી પશ્ચિમે અરબી સમુદ્ર અને ખંભાતનો અખાત છે. ભરૂચ શહેર ' ભૃગુ " ઋષિએ વસાવ્યું કહેવાય છે. શરૂઆતમાં આ ઋષિનો ત્યાં આશ્રમ હતો, હાલમાં ફક્ત એનું મંદિર શહેરમાં છે. આ શહેરને "ભૃગુપુરી" કે ફક્ત "પુરી" પણ લોકો કહે છે. આ જિલ્લો ૫૪ માઈલ લાંબો અને ૨૦ થી ૪૦ માઈલ જેટલો પહોળો છે. નર્મદા અને ઢાઢર એ બે નદીઓ ખંભાતના અખાતમાં જઈ અરબી સમુદ્રમાં મળી જાય છે. ત્યાંની જમીન કાળી છે અને કપાસને ખૂબ માફક છે; આથી ત્યાં રૂની પેદાશ પુષ્કળ થાય છે. હિંદુસ્તાનમાં એનાથી ઉત્તમ રૂ બીજે કોઈ ઠેકાણે થતું નથી.

**વનસ્પતિ:**—આ જિલ્લામાં જંગલ ન હતાં, આથી સરકારે ૧૬૧ એકર જમીનમાં બાવળનાં ઝાડો રોપાવ્યાં છે અને વધુ કેટલાક એકર જમીન ફક્ત આને જ માટે અલગ રાખવામાં આવી છે. આંબો આમલી અને જામફળ ત્યાં વધુ પ્રમાણમાં થાય છે. ભરૂચ પાસે આવેલા બેટમાં કબીરવડ છે, જે વિશે કહેવાય છે કે

મહાત્મા કબીરે દાતણ કરી રોપી દીધું હતું. તેનાં ત્રણ હજાર નાનાં અને ૩૫૦ મોટાં થડ છે. તેની જડે ૨૦૦૦ ચો. મા. જમીન ઘેરી લીધી છે. આ ઝાડ નીચે સાત હજાર આદમી આરામ લઈ શકે છે. નર્મદામાં પાણીના તોફાનથી કેટલાંક થડ પડી ગયાં છે (જો કે આ વાત સત્ય લાગતી નથી).

**જાનવરોઃ**—હરણ, વરુ, કુક્કર, બતક, અને માછલીનું પ્રમાણ ત્યાં વધારે છે. ગરમી ૪૬° થી ૧૧૨° સુધી જાય છે.

સાધારણ રીતે ૩૫ ઇંચ જેટલો વરસાદ પડે છે. ગુપ્ત, ગુજર, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, અને પાટણના રાજાઓની પોતપોતાના સમયમાં તેના ઉપર હકૂમત રહી હતી. ઇ. સ. ૧૨૯૨માં મુસલમાનો આવ્યા. ઈ. સ. ૧૩૯૧માં દિલ્હીના સૂબેદારો એના ઉપર સત્તાધારી રહ્યા. ફરીથી ઇ. સ. ૧૩૯૧ થી ૧૫૭૨ સુધી એ ગુજરાતના સુલતાનોના હાથ નીચે રહ્યું. એ બાદ ઇ. સ. ૧૭૩૬ સુધી દિલ્હીના સૂબેદારોની હકૂમત રહી. ઈ. સ. ૧૭૩૬ થી ૧૭૭૨ સુધી ભરૂચના નવાબોના કબજામાં એ રહ્યું. એ જ સાલ અંગ્રેજોએ ૧૬૨ ગામ સાથે એના ઉપર કબજાની જમાવટ કરી. ઇ. સ. ૧૭૮૩માં એ મરાઠાઓને સોંપી દેવામાં આવ્યું. અને ૧૮૦૩માં એ ફરીથી અંગ્રેજોના કબજામાં આવ્યું. ઈ. સ. ૧૮૧૮માં મરાઠાઓએ એ કબજાની સંમતિ આપી. ઈ. સ. ૧૮૫૭માં મુસલમાનો અને પારસીઓ વચ્ચે મામૂલી ટંટો થયો. ત્યાંની જૈન કારીગરીથી બનાવેલી જામે મસ્જિદ જોવા જેવી છે. અગાઉ ત્યાં કોટ હતો, પરંતુ હવે નથી. ત્યાંની વસ્તી ૩ લાખ ૭ હજારની છે, પરંતુ હવે ઇ. સ. ૧૯૪૦માં ૩ લાખ ૩૪ હજાર એકસો સત્તર છે. ભરૂચનો કિલ્લો પહેલવહેલાં સિદ્ધરાજે અને ત્યારપછી ઇ. સ. ૧૫૨૬માં અહમદશાહે બનાવ્યો હતો. એ નર્મદાના કિનારાનો ભાગ છે. બાકીનો તમામ તૂટી ગયો. ત્યાં આજકાલ (૧૯૪૦)માં ૭૫ હજાર મુસલમાન છે. ત્યાં ૨૨ ટકા મુસલમાન' અને ૬૭ ટકા હિંદુ છે. વહોરાની વસ્તી ઘણી છે. થોડા

શેખ પણ છે કેટલાક નાગોરી મુસલમાન પણ છે. એઓ વધુ પ્રમાણમા મજૂરીનો ધધો કરે છે પારસી અને જૈનોની કોમ માલદાર છે અનાજમાં જુવાર, રૂ, તલ, તુવેર, ઘઉ, અને ચોખા, ભૂરી જમીનમાં પેદા થાય છે નર્મદાના કિનારાની જમીનમાં તંબાકુ પુષ્કળ થાય છે આ જિલ્લાની જમીનના ત્રણ ભાગ છે: (૧) જાગીરદારી, (૨) ઈનામદારી, (૩) રૈયતદારી. ૩૬૫ ચો માઈલમા કપાસ, ૧૮૦ ચો માઈલમા જુવાર, ૧૧૮ ચો માઈલમા ઘઉ અને ૬૬ ચો માઈલમાં લાખ થાય છે ત્યા સામાન્ય રીતે ગાય ભેસ, ગધેડા, ટટ્ટુ, બકરાં અને ઘેટાં જોવામાં આવે છે. અગાઉ રેશમ અને સુતરનુ બારીક કામ ત્યા સુદર થતુ હતુ અને આ જ લોભથી ડચ અને અગ્રેજો પહેલા અહી આવ્યા હતા. પરતુ હાલમા અગ્રેજોને લઇને એક પણ કારખાનુ રહ્યુ નથી પહેલા ભરૂચ અને ટકારિયાનાં બંદરો મારફત સારા ગુજરાતનો વેપાર તમામ દુનિયા સાથે ચાલતો હતો.

ઈ. સ ૧૬૩૦, ૧૬૩૧, ૧૭૫૫, ૧૭૬૦, ૧૭૭૩, ૧૭૮૬, ૧૭૯૦, ૧૮૧૯, ૧૮૩૮, ૧૮૪૦, ૧૮૬૮, ૧૮૭૮ અને ૧૮૯૯ની સાલોમાં આ જિલ્લો દુકાળપીડિત રહ્યો. પુરાણા જમાનામા અહીનું બાફ્તા (એક જાતનું રેશમી કાપડ) મશહૂર હતું, બગાળથી વધારે ઉમદા કાપડ વણવામા આવતુ હતું.

**આયાત**—ચોખા, સોપારી, લાકડાં, કોલસા અને લોઢુ.

**નિકાસ**:—અનાજ, રૂ ઘઉ, મહુડાં,

**(૫) સુરત જિલ્લો:—**

**સીમા**—ઉત્તરમા ભરૂચ, પૂર્વમા વડોદરા, રાજપીપળા, ધરમપુર, દક્ષિણમા થાણા અને પશ્ચિમમાં અરબી સમુદ્ર આ જિલ્લામાં નવસારી પ્રાત ગાયકવાડના તાબાનો છે, તેથી એના બે વિભાગ થયા છે. તેમા કીમ અને તાપી નદીઓ આવેલી છે. કીમ નદી રાજપીપળાના પહાડોમાંથી નીકળી અરબી સમુદ્રમાં પડે છે. આ નદી ઉપર કીમ શહેર આવેલુ છે. ત્યાં સ્ટેશન પણ છે

**વનસ્પતિઃ**—આંબા, આમલી, વડ, લીમડા, પીપળા, વગેરેનાં ઝાડો ત્યાં ઊગે છે. કેરી પુષ્કળ થાય છે.

**જાનવરો**—ચિત્તા, હરણ, વાઘ વરુ, ડુક્કર, રીંછ, બિલ્લી, શિયાળ, બતક અને સસલાં ત્યાં જોવામાં આવે છે.

ગરમી ઓછામાં ઓછી ૪૪° અને વધારેમાં વધારે ૧૦૯° હોય છે. આ જિલ્લામાં વરસાદ ૩૮ થી ૮૦ ઈંચ જેટલો પડે છે. પરંતુ સુરતમાં ૮૨ ઇંચ જેટલો પણ પડે છે.

**ઐતિહાસિક બાબતોઃ**—કુત્બુદ્દીન એઇબેકે ઇ. સ. ૧૧૯૫, (હિ. સ. ૫૯૨)માં ભીમદેવને હરાવી સુરત અને રદિર ઉપર કબજો મેળવી ફરીથી આપી દીધાં. ઈ. સ. ૧૩૪૭માં મોહમ્મદ તઘલખના વખતમાં અહીં બળવો થયો અને શાહી ફોજે એ દાબી દીધો. ઇ. સ. ૧૩૭૩માં ફીરોઝશાહ તઘલખે ત્યાં એક કિલ્લો બનાવ્યો. ઈ. સ. ૧૫૧૪માં બાર્બોસા નામના પોર્ચુગીઝ મુસાફરે લખ્યું છે કે સુરત એક મોટું બંદર છે. ૧૫૩૧માં પોર્ચુગીઝોએ એને આગ લગાડી સળગાવી મૂક્યું હતું. ગુજરાતના સુલતાને ઇ. સ. ૧૫૪૬માં એક મહાન કિલ્લો બનાવ્યો. ઈ. સ. ૧૫૭૨માં એ ઉમરાવ મિરઝાના કબજામાં આવ્યું. અકબરે એ ઇ. સ. ૧૫૭૩માં લીધું, ૧૬૦ વરસ સુધી એ મોગલોના જમાનામાં હિંદુસ્તાનનું સૌથી મોટું બંદર રહ્યું. ઇ. સ. ૧૬૦૬માં અંગ્રેજો આવ્યા. મુકર્રબખાને તેમને વેપાર કરવાની છૂટ આપી. ઇ. સ. ૧૬૦૯માં મુઝફ્ફરશાહે એ ઉપર કોશિશ કરી. ઈ. સ. ૧૬૧૧માં અંગ્રેજો જહાઝ લાવ્યા, પરંતુ પોર્ચુગીઝોએ એમને

તે આગળ આવશે.

રાંદેરઃ—સુરત નજીક રાંદેર એક મોટું પુરાણું બંદર હતુ. અને ઈસુખ્રિસ્તના અવસાન પછી ભરૂચ જેવાં બંદરો હોવા છતા આ જગ્યા રોનકદાર હતી.

અબુરીહાન બીરૂનીએ (ઈ. સ. ૧૦૩૧) લખ્યું છે કે ભરૂચ અને રાહનજોર (રાંદેર) આ મુલકનાં પાયતખ્ત (મોટાં બંદર) બહુ જ રોનકદાર છે.

ઈ. સ. ૧૩૦૦ (હિ. સ. ૭૦૦)માં મુસલમાનોએ જૈનો પાસેથી લઈ તાબે કર્યું હતુ. પોર્ચુગીઝ મુસાફર બાર્બોસા લખે છે કે રાંદેર બહુ જ સુંદર જગ્યા છે. એનો વેપાર મલાક્કા, બંગાળા, તાનાસરિમ (બર્મા), પેગુ, મર્તબાન, સુમાત્રા, અને જાવા સાથે હતો.

આ મુલ્કોથી મશાલા, રેશમ, કસ્તૂરી, માટીનાં વાસણ, લોબાન અહીં આવતાં હતાં. ઇ. સ. ૧૫૩૦માં પોર્ટુગીઝોએ સુરત લૂંટી રાંદેર પર પોતાનો કબજો જમાવ્યો. આ સમયથી રાંદેરની અગત્ય કમ થતી ગઈ અને સુરતની વસ્તી અને મહત્તામાં વૃદ્ધિ થતી રહી. હાલમાં રાંદેર એક નાના કસબા જેવું છે, જ્યાં સુન્ની વહોરા વેપારી સંખ્યાબંધ રહે છે, ને તેમાંના ઘણાખરા માલદાર છે. અહીંની જામે મસ્જિદ, મિયાંની મસ્જિદ, ખારવાની મસ્જિદ અને મુનશીની મસ્જિદ જોવા લાયક છે. અરબીની ઘણી મદ્રેસા અને એક મોટી લાયબ્રેરી છે. રાંદેર તૂટયું અને સુરત મંડાયું. એ મોગલોના જમાનામાં ઉન્નતિના શિખર ઉપર હતું. એની અસલ રોનક મરાઠાઓની લૂંટફાટથી

## દેશી રજવાડાં

ગુજરાતને અને સૌરાષ્ટ્રને જૂનાં દેશી રજવાડાં ઘણાં હતાં. ૧૯૪૮માં હિંદી સંઘ નીચે સૌરાષ્ટ્રનું એકીકરણ થયું અને સૌરાષ્ટ્રનાં બધાં રજવાડાં એક તંત્ર નીચે આવ્યાં. રાજકીય કારણે જૂનાગઢ હજી ભળી શક્યું નથી, પણ એ પણ ભળી જશે. રાજવીઓને વાર્ષિક સાલિયાણાં નક્કી થયાં છે.

ગુજરાતમાં વડોદરા હજી અલગ છે. બાકીનાં રજવાડાં મુંબઈ ઇલાકા સાથે જોડાઈ ગયાં છે. રાજાઓને સાલિયાણાં બાંધી આપ્યાં છે.

## પ્રકરણ ૧ લું

## હિંદુઓનો સમય

: ૧ :

### આર્યોનું રાજ્ય

**ગુજરાતનું અસલ નામ:**—હિંદુસ્તાનનો પુરાણો ઇતિહાસ મેળવવા જેટલું જ ગુજરાતનો પુરાણો ઇતિહાસ લખવાનું કામ મુશ્કેલ છે, પરંતુ અટકળ કરવાથી માલૂમ પડે છે કે પથ્થર અને લોહના યુગ પછી આ મુલકમાં મોટી સંખ્યામાં દ્રાવિડોની વસ્તી હતી. એ એક સુધરેલી કોમ હતી. એ લોકોએ ભરૂચ બંદરેથી દૂર દૂર સુધી વેપારી કારોબાર ફેલાવ્યો હતો. એ પછી બીજો નંબર ભીલોનો આવતો હતો. એઓ આખા પ્રદેશમાં ફેલાયા હતા. એ સમયના આ મુલકના નામ વિશે ઇતિહાસો શાંત છે અને હરેક બાજૂ અંધકારનો પડદો પડેલો છે. કાલ્પનિક વાત સિવાય કોઈ સત્ય બાબતો મળતી નથી. જ્યારે ઉત્તર હિંદુસ્તાન તરફથી આર્યો આબુના રસ્તે ગુજરાતમાં દાખલ થયા ત્યારે આ પ્રદેશમાં નવી ક્રાંતિ પેદા થઈ, એટલે કે એ પ્રાંતના અસલ રહેવાસી ધીમે ધીમે પાછળ હઠતા ગયા; એટલે સુધી કે તમામ ફળદ્રુપ પ્રદેશ વિજેતા માટે ખાલી કર્યો અને પહાડો અને જંગલોમાં વસવાટ કર્યો. આર્યો હરેક જગ્યાએ જઈ રાજ્યકર્તા થઈ બેઠા. આર્ય કોમ પોતાની સાથે વિદ્યા, કળા કૌશલ્ય અને રીતભાત લાવી. ધંધામાં ચાલાક હોવાથી વેપારમાં પણ ઉન્નતિ પામી. અસલના આર્ય લોકો વધુ પ્રમાણમાં પાણીની નજીક વસવાટ કરતા હતા. તેથી માનવામાં આવે છે કે એમણે પણ આ મુલકમાં સૌથી પહેલાં ખંભાત અને ભરૂચના ઈલાકા વસાવ્યા હશે. આર્યો આવ્યા એ પહેલાં આ પ્રાંતને કયા નામથી ઓળખતા હતા, એ

વિશે કોઈ પણ ઇતિહાસમાંથી માહિતી મળતી નથી; પરંતુ આર્યો આ મુલકમાં જે ભાગ ઉપર વસ્યા તેનું નામ તેમણે "રાષ્ટ્ર" રાખ્યું હશે. 'રાષ્ટ્ર'નો અર્થ સીધા અને સુધરેલા જેવો છે. અને જે જગ્યા ઉપર અનાર્યો એટલે કે આ મુલકના અસલ વતની રહેતા હતા તેઓ "અનાર્ય" નામે ઓળખાયા. એનો અર્થ જંગલી થાય છે. રાત દિવસની બોલચાલ અને સરકારી કાગળોમાંથી પણ આને પુષ્ટિ મળે છે. અને આથી જ હજુ સુધી વડોદરા સ્ટેટના મહેસૂલ ખાતાના સરકારી કાગળોમાં જમીનના રાષ્ટ્રી મહાલ અને અરણી મહાલ એમ બે ભાગ પાડવામાં આવ્યા છે, એ આર્યસંસ્કૃતિની અસલ યાદગાર ગણાય. ત્યાર પછી એ શબ્દનો અપભ્રંશ થઈને "રાટ" અને 'રાટ'માંથી "લાટ" થયો. ગૌતમબુદ્ધ પછી (લગભગ ઈ. સ. પૂર્વે ૫૦૦ સાલ) પાલિ ભાષાનાં પુસ્તકોમાં એનું નામ "લાટ" મળે છે. ઇસ્વી સનની શરૂઆતની સદીઓમાં એનું નામ "લારક" લખેલુ મળે છે. ટોલેમી મિસરીએ (ઈ. સ. ૧૫૦) લખ્યું છે કે પુરાણા અરબ મુસાફરો એને "લાર" નામથી ઓળખતા હતા. ત્યારપછી ચીની મુસાફર હુએનસંગે (ઈ. સ. ૭૦૦) આનું નામ એના સફર-નામામાં "લુલુ" લખ્યું છે. જે "લાટ"માંથી બનેલુ હોય એમ માલૂમ પડે છે. એના જમાનામાં "ગુજર" કોમ ગુજરાત ઉપર રાજ કરતી હતી. પરંતુ જણાય છે કે આ સમય પર્યંત ગુજરોએ આપેલા નામનો સ્વીકાર થયો ન હતો અને સામાન્ય રીતે એ જ પુરાણા નામથી લોકો એને ઓળખતા હતા. કોઈપણ રીતે જોતાં જ્યારે ગુજર કોમ હિંદુસ્તાન જીતી આગુ થઇ આ મુલકમાં આવી ત્યારે એ લોકોએ એમના દક્ષિણના તાબાના પ્રદેશોના ત્રણ હિસ્સા પાડ્યાઃ સૌથી મોટા હિસ્સાનું નામ "મહારાષ્ટ્ર", બીજાનું નામ "ગુજરાત" અને ત્રીજાનું નામ "સૌરાષ્ટ્ર" રાખ્યું હતું. એ ભાગો હવે મહારાષ્ટ્ર (મરાઠા દેશ), ગુજરાત અને સૌરાષ્ટ્ર (કાઠિયાવાડ) નામથી ઓળખાય છે. ઈ. સ. ૮૦૦ના મુસલમાનો એને "જુઝર" નામથી ઓળખતા

હતા જે "ગુજર"નું અરબી રૂપ છે. અને "ગજર" એ "ગુજર"માંથી આવેલુ ટૂંકુ રૂપ છે. ત્યારપછી હિંદુસ્તાનના તુર્કી વિજેતાઓ–(ગુલામવંશ) એ "ગુજરાત"માથી ગુજરાત બનાવ્યુ. અને આ જ નામ અત્યારે વ્યાપક છે. આર્યોએ ઉત્તર રાષ્ટ્રનો કબજો લઈ ભરૂચને મુખ્ય કેન્દ્ર બનાવ્યુ અને દક્ષિણ રાષ્ટ્રમાં રંદિર એમની રાજધાની થઈ. આ શહેર તાપી નદીને કિનારે આવેલુ છે અને સુરત નજીક છે. અગાઉના વખતમાં આ મોટુ બંદર હતું જૈન લોકોનાં પુસ્તકોમાંથી પુરાતન કાળની તેની હકીકતો મળી આવે છે. તે વખતે સુરતનો પત્તો પણ ન હતો. આ પ્રજાએ ગુજરાત પર ક્યારે અને કેવી રીતે કબજો કર્યો એ વિશે કઈ માહિતી મળતી નથી. મનુના વંશે એના ઉપર લાંબો વખત સુધી રાજ્ય કર્યું, પરંતુ અફસોસ કે એમના રાજાઓ વિશે કંઈ કહી શકાતું નથી.

**મહાભારતમાંથી જે કંઈ મળે છે તે નીચે પ્રમાણે છે:**

**જાદવ વંશઃ**—દ્વારકામાં જાદવ વંશનુ રાજ્ય હતું. એઓમાં કૃષ્ણ બહુ જ બહાદુર, અકલમંદ અને તત્વજ્ઞાની હતા. એમની જ તદબીરથી મહાભારતના જંગમાં કામિયાબી હાસિલ થઈ. એમ અટકળ કરવામા આવે છે કે એમના લશ્કરમાં મોટી સંખ્યા ભીલોની હતી. એમના સમયમાં જાદવો મોજમઝામાં પડી ગયા અને શરાબની લતમાં ખેંચાઈ ગયા. આમ ઘણો સમય એઓ મદહોશ રહેતા અને નાની નાની બાબતોમાં લડી પડતા હતા, એટલે સુધી કે એક વખત તમામ જાદવો મોહોમાંહે લડી મર્યા અને ખાનાખરાબી થઈ ગઈ.

ભગવદ્‌-ગીતા કૃષ્ણની યાદગાર છે. તેમાં એક જ ઈશ્વર ઉપર ભાર મૂકવામા આવ્યો છે. જાદવ લોકો જ્યારે આપસમાં લડીને તારાજ થઈ ગયા અને આ ખબર જ્યારે અર્જુનને થઈ ત્યારે તે અહીં આવ્યો. જે લોકો બચ્યા હતા તેમાથી કેટલાક ઉત્તર હિંદુસ્તાન તરફ એમની સાથે ચાલ્યા ગયા. અર્જુન કૃષ્ણનો બનેવી થતો હતો. પાછા ફરતી વખતે કોળીઓએ તેને બહુ સતાવ્યો હતો; કૃષ્ણનું

કેટલીક રાણી અને માલ અને સરંજામ પણ લૂંટી લીધાં. (પ્રાચીન ઇતિહાસ, પૃ. ૧૪)

**મૌર્ય વંશ**—એના પછી સૈકાઓ બાદ મૌર્યવંશ થયો એની રાજધાની મગધદેશ (બિહાર)માં પાટલિપુત્ર (પટણા) શહેરમા હતી. તેણે ગુજરાતનો કબજો લઈ લીધો હતો. આ લોકો શાનો–શૌકતવાળા તેમજ વિદ્યાના શોખીન હતા. અશોક આ જ વંશનો હતો. એને એના ધર્મ (બાહ્)ના પ્રચારનો ખાસ શોખ હતો. ગિરનાર પહાડ ઉપર એનો એક શિલાલેખ મળ્યો છે, જે હાલમાં પણ મોજુદ છે. અને સારા ગુજરાતમાં અશોકનો આ શિલાલેખ સહુથી પ્રાચીન છે.

ગિરનારમાંથી એક બીજો શિલાલેખ નીકળ્યો છે, જેમાં લખવામાં આવ્યું છે કે પ્રથમ ચંદ્રગુપ્તના સૂબેદારે બંધ બાંધી આ જગ્યાના સરોવરનું પાણી રોકયું. પરંતુ ખરેખર અશોકના વખતમાં એનું કામ પૂરુ કરવામાં આવ્યું. ચારસો વરસ પછી તોફાનને લઇને આ બંધ તૂટી ગયો. ઈ. સ. ૧૫૦માં શક જાતના સૂબેદારે તેની મરામત કરાવી. તે ઉપરથી બે વાત મળી આવે છે: એક તો એ કે આ સૂબો સંપૂર્ણ રીતે કાયદેસર અશોકના હાથ નીચે હતો અને સૂબેદારને રૈયતનાં સુખ સહુલત વિશે ધ્યાન હતું.

### અશોકનાં ૧૪ શાસનો

ઈ. સ. પૂર્વે ૨૫૧

૧૨ વેંત ઊંચાઈ અને; ૭૫ વેંત ક્ષેત્રફળ. ગાંધારી જેવી માગધી ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એમાં બ્રાહ્મી લિપિ છે; એ જમણી તરફથી લખવામાં આવે છે.

આ શિલાલેખ નીચે મુજબ છે:

૧. કોઇએ કોઈપણ જાનવરનો શિકાર ન કરવો અને ખાવાને માટે મારવું નહિ.

૨. કોઈ મનુષ્ય તેમજ જાનવરને દુઃખી ન કરે.

૩. (अ) માબાપની સેવા કરવી. (ब) મિત્રો અને આપણી જાતિ (બૌદ્ધ) બ્રાહ્મણ અને સાધુને દાન આપવુ સારુ છે. (क) કોઈ પણ જીવ (મનુષ્ય)ની હિંસા કરવી નહિ. (ढ) નકામો ખર્ચ કરવો નહિ. (ड) મશ્કરી કરવી નહિ.

૪. ધર્મપરાયણતા સર્વોત્તમ છે.

૫. આપણા રાજ્યમાં હરેક વ્યક્તિને ફાયદો પહોંચાડો.

૬. તમામ લોકોને ફાયદો પહોચાડો.

૭. હરેક ધર્મના લોકો આપણા રાજ્યમાં રહી શકે છે, દાન ન આપી શકાય તો આત્મસયમ રાખવો. દિલ નિખાલસ રાખવું, અને ઈશ્વરભક્તિ કરવી

૮. આ કલમનું લખાણ લાંબુ છે, પરતુ એનું તાત્પર્ય આ છે કે: "હરેક કામ ધાર્મિક દષ્ટિબિંદુથી કરો"

૯. નોકર અને નીચી કોટીના લોકોને હલકા ન ગણવાં, શિક્ષકને માન આપવુ અને બ્રાહ્મણ અને સાધુને દાન દેવું.

૧૦ માન અને પ્રતિષ્ઠાના ચાહકોએ ધર્મની સેવા કરવી જોઇએ અને ધાર્મિક જીવન ગાળવુ જોઇએ

૧૧ ધર્મ (બૌદ્ધધર્મ)નો પ્રચાર કરવો જોઇએ.

૧૨ પરધર્મને તિરસ્કારની દૃષ્ટિથી ન જોવો જોઇએ.

૧૩ લડાઈ કરવામાં આવે તો ધીરજ અને દયાથી કામ લેવુ સાચી જીત ધાર્મિક જીત જ છે.

૧૪ ઘણુ લખી નાખ્યુ છે અને ભવિષ્યમાં પણ આદેશ કરીશ.

ગ્રીકો:—ત્યાર પછી ગ્રીક લોકો ઈ. સ. પૂર્વે ૨૦૦ ઉપર આવ્યા. એઓ મૌર્યવશ તરફથી સૂબા તરીકે નિમાયા હતા ચન્દ્રગુપ્તના પુત્રના વખતમાં સ્વતત્ર થયા. મિસર "એરીયન" નામના એક ઇતિહાસકારે પોતાની કિતાબ "પીરીપ્લસ" (ઈ. સ. ૨૪૭)માં જે ચીજોનો બંદર ઉપર આવક વેરો લેવાતો હતો તેની યાદી આપી છે તે સાથે એમ પણ લખે છે કે બલ્ખના ગ્રીક રાજકર્તાઓ (ઈ. સ.

પૂર્વે ૧૫૦) જૂનાગઢ અને ભરૂચ ઉપર રાજ્ય કરતા હતા—આ બંને શહેરોમાં તેમના પુષ્કળ સિક્કા મળ્યા છે.[૧] ત્યાર પછી ક્ષત્રપ વંશે અહીં હકૂમત કરી. ત્યાર પછી હિંદુસ્તાનના પ્રખ્યાત બળવાન "ગુપ્ત" ખાનદાને રાજ્ય કર્યું. સિક્કા અને શિલાલેખો ઉપરથી આ વંશનો ઇતિહાસ સારી રીતે નક્કી થઈ ગયો છે.

ત્રૈકૂટક વંશ:—ઈ. સ. પૂર્વે જે વંશોએ ગુજરાતમાં રાજ્ય કર્યું તે વિશે ઉપર લખવામાં આવ્યું છે. ઈ. સનની શરૂઆત પછી જે વંશોએ હકૂમત કરી તેમાં એક ત્રૈકૂટક વંશ મળે છે. આ વંશે ગુજરાતમાં ઈ. સ. ૨૫૦ થી ૪૫૦ સુધી રાજ્ય કર્યું ક્ષત્રપ વંશના આખરી રાજ્યકર્તાઓને દબાવી સૌરાષ્ટ્ર સુધી પોતાનું રાજ્ય વધાર્યું. તેમની રાજધાની "ભરૂચ" કે "નાંદિદ"માં હતી. એમાંના મશહૂર રાજા ઇન્દ્રદત્ત અને દહ્રસેન છે. આ ઉપરાંત એમના વિશે કંઈ બીજું મળતું નથી અને સુરત જિલ્લામાં વલસાડ નજીક આવેલી પારડીમાંથી સિક્કા અને તામ્રપટ મળ્યાં છે તે ઉપરથીજ આ હકીકત માલૂમ પડે છે.

: ૨ :

ગુજર પ્રજા:—એમ માલૂમ પડી આવ્યું છે કે ત્યારપછી ૫૦ વરસ સુધી ગુજરાતમાં ઘણા રાજાઓ થયા, અને મોટી સલ્તનત તૂટી નાની નાની રિયાસતો ઊભી થઈ દરેક ભાગ ઉપર એક ખુદ-મુખત્યાર રાજા થયો. પાંચમી સદીમાં ગુજર કોમ હિંદુસ્તાનમાં આવી. અસલ આ કોમ ગુર્જિસ્તાનમાં રહેતી હતી. એ પ્રદેશ હાલમાં ગુર્જિસ્તાન કે જ્યોર્જિયા નામે ઓળખાય છે. આ લોકોએ ઈરાનમાં થઈને ચડાઈ કરી ત્યારે પ્રથમ તેમણે પંજાબ અને સિંધનો કબજો લીધો; ત્યારપછી રજપુતાના, મારવાડ અને માળવામાં થઈ ગુજરાત, પૂના અને દક્ષિણના બીજા ઇલાકામાં પોતાની ઝબરદસ્ત સલ્તનત

. ૧. મિરાતે મોહમ્મદી, પૃ. ૧૦

સ્થાપી. હિંદુસ્તાનના પશ્ચિમ ભાગની મશહૂર રાજધાની ભિન્નમાલ, ઉજ્જૈન, વલભીપુર અને કલ્યાણી હતી. આગળ વધી એની ઘણીએ શાખાઓ થઈ, (વસ્તીનું પ્રમાણ જોતાં લગભગ ૬૨ જાત આજે છે); પરંતુ ચાર જાત ઘણી મશહૂર છે· ચાલુક્ય, પરમાર, ચૌહાણ અને પ્રતીહાર.

સોલંકી એ ચાલુક્યની એક શાખા છે. એણે પ્રથમ કલ્યાણી અને ત્યારપછી અણહીલવાડ પાયતખ્ત બનાવ્યું. તે જમાનામાં ઈ. સ. ૫૦૦માં બૌદ્ધ અને બ્રાહ્મણો વચ્ચે સખત લડાઈ ચાલતી હતી. આ બન્નેએ વિજેતાઓને પોતાની તરફ આકર્ષવાની ઇચ્છા કરી, પરંતુ આ વિજેતાઓને બૌદ્ધ ધર્મ માફક આવે એમ નહતું. બ્રાહ્મણોએ પોતાના ધર્મમાં એમને સામેલ કરી દીધા. આબુ પહાડ ઉપર અગ્નિ દેવતા વડે પવિત્ર કર્યા ત્યારપછી એમને "રાજપૂત" નામ આપવામાં આવ્યું અને એમની એક જાત બનાવવામાં આવી. આથી હિંદુઓએ આ વિજેતા અને રાજ્યકર્તાઓની મદદથી હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મ બહાર કાઢી ફરીથી પોતાના બ્રાહ્મણ ધર્મનો પ્રચાર કર્યો અને તેને ઉન્નતિના શિખરે પહોંચાડ્યો. શરૂઆતમાં માળવા એમનું કેન્દ્ર હતું. ત્યારબાદ ખુદ ગુજરાતમાં એમની રાજધાની નદિઆદ અને ભરૂચ રહી. સિક્કા અને તામ્રપત્રો ઉપરથી તેમના રાજાઓનાં જે નામો મળી આવ્યાં છે તે નીચે પ્રમાણે છે:

ગુપ્તે ઇ સ ૪૭૦ સુધી ગુજરાત ઉપર હકૂમત કરી. ત્યારપછી બુધગુપ્ત (ઇ સ ૪૮૪-૪૯૯) થી માંડી વલભીપુરના ભટાર્ક (ઇ સ ૫૧૪) પર્યંત ગુજરાત ઉપર કોનો કોનો કબ્જો રહ્યો એ વિશેની કઇ સાચી વાત માલૂમ પડતી નથી તેથી એમ ધારવામા આવે છે કે ગુપ્ત વંશને હરાવી "મહેર" લોકોએ સૌરાષ્ટ્રના ઉત્તર તરફના ભાગનો કબજો લીધો હશે કારણ કે વલભીપુરના તામ્રપત્રામાં જણાવવામાં આવે છે કે આ મહેર લોકોને હરાવવામાં આવ્યા હતા મહેર હજુ સુધી પશ્ચિમ સૌરાષ્ટ્રમા છે જાણીતી વાત છે કે પોર બંદરનો રાણો આ જ વંશનો છે એ માનવામા આવે છે કે પહેલા મહેર લોકોએ સૌરાષ્ટ્રમા હકૂમત સ્થાપી, તે પછી ભટાર્ક માળ વાથી ભરૂચ સુધીના ભાગ ઉપર ફતેહ મેળવી અને સમુદ્ર ઓળંગી સૌરાષ્ટ્રમા આવ્યો તેણે એક કેન્દ્ર સ્થળ નક્કી કરવાના ખ્યાલથી વલભીપુરનુ બંદર પસંદ કર્યું અને ત્યાર પછી ધીમે ધીમે પોતાના તાબાના દેશોને વધારતો રહ્યો આ કારણથી મહેર લોકો હટતા ગયા, આખરે મોરબીમા આવી પોતાની વસ્તી કાયમ કરી સૌરાષ્ટ્રના ઉત્તરના ભાગ હાલાર અને ઓખામંડળમાથી વલભીપુરના રાજાઓનો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી, તેથી એમ જણાય છે કે આ જગ્યાઓ ઉપર મહેર લોકોનો કબજો હશે અને ત્યારપછી વલભી પુરના નાશ બાદ કેટલાક ભાગ ઉપર ફરીથી પોતાનો કબજો કર્યો હશે અને નાની નાની જુદી જુદી હકૂમતો સ્થાપિત થઇ હશે, જે લાંબા સમય પર્યંત રહી ઇ સ ૮૬૯ના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવના જમાનાનો એક લેખ મળ્યો છે તેમા લખવામા આવ્યુ છે કે મહેરના બળવાન રાજાએ હુમલો કર્યો હતો અને એને હરાવવામા આવ્યો હતો ઘૂમલી અને ઘૂમલી બરડાના પહાડમા એનુ પાયતખ્ત હતું મોરબીનુ એક તામ્રપત્ર જાઇકદેવ રાજાનુ મળ્યુ છે તેમા આ સંતનતનુ નિશાન 'માછલી"નુ છે ઘણું કરીને એ ઇ સ ૮૦૪નુ છે બીજુ તામ્રપત્ર ' રાજા જાઇકદેવનુ " માછલીના નિશાનવાળુ મળ્યુ છે તેમા લખ્યુ

ગુપ્તે ઇ. સ. ૪૭૦ સુધી ગુજરાત ઉપર હકૂમત કરી. ત્યારપછી બુધગુપ્ત (ઇ. સ. ૪૮૪–૪૯૯) થી માંડી વલભીપુરના ભટાર્ક (ઇ. સ ૫૧૪) પર્યંત ગુજરાત ઉપર કોનો કોનો કબજો રહ્યો એ વિશેની કઇ સાચી વાત માલૂમ પડતી નથી. તેથી એમ ધારવામા આવે છે કે ગુપ્ત વંશને હરાવી "મહેર" લોકોએ સૌરાષ્ટ્રના ઉત્તર તરફના ભાગનો કબજો લીધો હશે, કારણ કે વલભીપુરના તામ્રપત્રામાં જણાવવામા આવે છે કે આ મહેર લોકોને હરાવવામાં આવ્યા હતા. મહેર હજુ સુધી પશ્ચિમ સૌરાષ્ટ્રમા છે જાણીતી વાત છે કે પોરબદરનો રાણો આ જ વશનો છે. એ માનવામા આવે છે કે પહેલાં મહેર લોકોએ સૌરાષ્ટ્રમા હકૂમત સ્થાપી, તે પછી ભટાર્ક માળવાથી ભરૂચ સુધીના ભાગ ઉપર ફતેહ મેળવી અને સમુદ્ર ઓળંગી સૌરાષ્ટ્રમા આવ્યો તેણે એક કેન્દ્ર સ્થળ નક્કી કરવાના ખ્યાલથી વલભીપુરનુ બદર પસદ કર્યું અને ત્યાર પછી ધીમે ધીમે પોતાના તાબાના દેશોને વધારતો રહ્યો. આ કારણથી મહેર લોકો હઠતા ગયા, આખરે મોરબીમાં આવી પોતાની વસ્તી કાયમ કરી. સૌરાષ્ટ્રના ઉત્તરના ભાગ હાલાર અને ઓખામંડળમાથી વલભીપુરના રાજાઓનો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી, તેથી એમ જણાય છે કે આ જગ્યાઓ ઉપર મહેર લોકોનો કબજો હશે. અને ત્યારપછી વલભીપુરના નાશ બાદ કેટલાક ભાગ ઉપર ફરીથી પોતાનો કબજો કર્યો હશે અને નાની નાની જુદી જુદી હકૂમતો સ્થાપિત થઇ હશે, જે લાબા સમય પર્યંત રહી. ઇ. સ. ૮૬૭ના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવના જમાનાનો એક લેખ મળ્યો છે તેમા લખવામા આવ્યુ છે કે મહેરના બળવાન રાજાએ હુમલો કર્યો હતો અને એને હરાવવામાં આવ્યો હતો ભૂમલી અને ધૂમલી બરડાના પહાડમા એનુ પાયતખ્ત હતુ. મોરબીનુ એક તામ્રપત્ર જાઇકદેવ રાજાનુ મળ્યુ છે તેમા આ સલ્તનતનુ નિશાન "માછલી"નુ છે. ઘણુ કરીને એ ઇ. સ. ૯૦૪નુ છે. બીજુ તામ્રપત્ર "રાજા જાઇકદેવનુ" માછલીના નિશાનવાળું મળ્યુ છે તેમાં લખ્યું

છે કે "સૌરાષ્ટ્ર"ના ભૂમલીમાં રાજકર્તા રાજા. આ રાજાનો ઇલ્કાબ "પરમ ભટ્ટારક મહારાજાધિરાજ" છે. આથી એમ જણાય છે કે આ મહાન અને સ્વતંત્ર સલ્તનત હતી. ત્યારપછી દસમી સદીમાં ચુડાસમાઓએ મહેર લોકોને ભૂમલીથી હાંકી કાઢયા ત્યારે તેઓ પોરબંદર ચાલ્યા ગયા. અને ચુડાસમાઓએ જૂનાગઢમાં રાજધાની સ્થાપી. ધોળકામાંથી જે શિલાલેખ મળ્યો છે તે ઉપરથી માલૂમ પડે છે કે આપ ખાનદાનનો રાજા "ધરણીવરાહ" ઈ. સ. ૯૧૭માં વઢવાણમાં રહેતો હતો. એ ચુડાસમાના રાજા "મહીપાલદેવ"ના તાબામાં હતો. આ ઉપરથી માલૂમ પડે છે કે એ વખતે મહેર લોકોને અહીંથી કાઢી મૂકવામાં આવ્યા હતા.

## ચાલુકયો : ઈ. સ. ૬૧૦–૭૪૦

આ ખાનદાનનો અસલ સ્થાપક દક્ષિણમાં હતો, પરંતુ જ્યારે એની ચડતી થઇ ત્યારે સલ્તનતના બે હિસ્સા થયા: એક દક્ષિણનો અને બીજો ગુજરાતનો. એ વિશે ઉલ્લેખ આવશે. કોંકણ ઉપર ઇ. સ. ૫૦૦ થી ૬૦૦ સુધી મૌર્ય ખાનદાનની હકૂમત રહી. એનું પાયતખ્ત પુરીનગર હતુ. ચાલુકયના એક રાજ્યકર્તા રાજા પુલકેશી બીજાની હકૂમત ઇ. સ. ૬૧૦ થી ૬૪૦ સુધી રહી. તેના એક સરદારે એ મૌર્યોને હરાવી પાયતખ્ત છીનવી લીધુ. આ બાબત એક શિલાલેખ ઉપરથી મળી આવે છે. એવી રીતે બિજાપુર પાસેના એક ગામમાંથી ઇ. સ. ૬૩૪નો એક શિલાલેખ મળ્યો છે, તે ઉપરથી એમ જણાય છે કે આ રાજા માળવા, લાટ (ભરૂચ) અને ગજર રાજાનો સમ્રાટ હતો: એટલે કે આ સાલમાં એ તમામ એના

અને જયસિંહવર્મા એના તાબામાં હતો. ત્યારપછી થોડા સમય પછી વિક્રમાદિત્યે પોતાના નાના ભાઇ "જયસિંહ" વર્માને ગુજરાતનો રાજ્યકર્તા બનાવ્યો. જયસિંહવર્માના પુત્રનો શિલાલેખ જે નવસારીમાં છે તે ઉપરથી આ વાતને સમર્થન મળે છે, અને "પરમભટ્ટારક"ના ઇલ્કાબ ઉપરથી પણ માલૂમ પડે છે કે તે આઝાદ અને ખુદ–મુખત્યાર હતો. નવસારી એનું પાયતખ્ત હતું. એ શિલાલેખ ઉપરથી એમ પણ માલૂમ પડે છે કે લાંબી ઉમર પર્યંત એ જીવ્યો હતો, અને બહુધા એની હયાતી દરમ્યાન તેનો પુત્ર તખ્તનશીન થયો હતો. જયસિંહવર્માને પાંચ પુત્ર હતા. તેના સમયમાં "ત્રૈકૂટક" સંવત ચાલુ હતો. એમણે આસ્તે આસ્તે દક્ષિણથી ઉત્તર તરફ મુલ્કો જીતવાનુ શરૂ કરી દીધુ. ગુજર રાજાને દબાવવા પણ લાગ્યો. ગુજર રાજાની હકૂમત કોંકણુ સુધી હતી, પરંતુ જેમ જેમ ચાલુક્યો એમને દબાવતા ગયા તેમ તેમ એમણે પીછેહઠ કરી અને આખરે ભરૂચ સુધી પહોંચી ગયા. ત્યારપછી વલભીપુરની મદદથી કે ચાલુક્યને તાબે થવાથી એનો કબજો ભરૂચ ઉપર રહ્યો, કારણ કે ભરૂચનો આખરી ગુજર રાજા "જયભટ" ઈ. સ. ૭૩૪–૭૩૫ પર્યંત હયાત હતો. એ બાદ ચાલુક્ય તે છોડી ઉત્તર ગુજરાત તરફ વળ્યા, અને દૂર સુધી મુલ્કો જીતી લીધા, કારણ કે આપણે જોઇએ છીએ કે તેનો પુત્ર "બુદ્ધવર્મા" ખેડા ઉપર હકૂમત કરતો હતો, એ એક શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે.

તેના પછી નીચે પ્રમાણેના રાજાઓ થયાઃ શીલાદિત્ય યુવરાજ ઈ. સ. ૬૯૧, વિનયાદિત્ય મંગલરાજ ઈ. સ. ૭૩૧, અને પુલકેશી જનાશ્રય ઈ. સ. ૭૩૮. એના જમાનાનો એક શિલાલેખ નવસારીથી મળ્યો છે જેમાં લખ્યુ છે કે અરબ લશ્કર જે સિન્ધથી આવ્યુ તેણે કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવડા, મૌર્ય (ચિતોડ) અને ભિન્નમાલની સલ્તનતોને બહુ પજવી હતી. એ બાદ આ ખાનદાનનો આખરી રાજા "વિજયરાજ" ઈ. સ. ૭૪૦માં થયો. તેની પાસેથી રાષ્ટ્રકૂટોએ

સલ્તનત છીનવી લીધી.

## વલભીપુરનું રાજ્ય

એ વાત નિર્વિવાદ છે કે યુનાનીઓ પછી ગુપ્ત વંશે ગુજરાત ઉપર પોતાની હકૂમતની જમાવટ કરી. ઇતિહાસો એ પણ સાબિતી આપે છે કે સ્કંદગુપ્તનો કબજો ગુજરાત ઉપર ઈ. સ. ૪૭૦ સુધી રહ્યો. ત્યાર પછીની કડી બહારથી તૂટેલી માલૂમ પડે છે; પરંતુ આપણે જોઇએ છીએ કે આ જમાનાથી હિંદમાં ગુજરોનું આગમન શરૂ થાય છે. ઉપર મેં જણાવી દીધું છે કે ગુજર કોમ ગુર્જિસ્તાનથી આવી હતી. એણે સિસ્તાનથી નીકળી હિંદ ઉપર ચડાઈ કરી. એના હુમલા ઇ. સ. ૪૫૦ થી ૫૨૦ પર્યંત ચાલુ રહ્યા.[1] પરંતુ હિંદના તાબે કરેલા એમના મુલ્કોનો ચોક્કસ સમય ઈ. સ. ૪૭૦ હતો. એ વખતથી પોતાની જીતોમાં વૃદ્ધિ કરતા રહ્યા. મુલતાન અને સિન્ધ પછી મારવાડથી ગુજરાત, માળવા, અને દક્ષિણ તરફ નીકળી ગયા. ઉત્તર હિંદુસ્તાનનો કબજો એ પછી લીધો બહુધા એનું કારણ એ હતું કે ગુપ્ત અને અન્ય બળવાન વંશો હજુ ત્યાં મોજુદ હતા. આ ગુજરોનું પહેલું કેન્દ્ર ભિન્નમાલ હતુ. ત્યાંથી ખસી તેઓ ઉજ્જેન (માળવા) ગયા. એ તેમનુ બીજું કેન્દ્ર હતુ. ત્યાંથી એમના બે સિપેહસાલાર બે બાજૂ ગયા: એક ગુજરાત જીતી ભરૂચમાં વસ્યો અને બીજાએ દક્ષિણમાં પહોંચી કલ્યાણ પાયતખ્ત બનાવ્યું. કેટલાક દિન પછી આ કોમમાં પ્રથમ જાહેરમાં આવનાર શખ્સ "શ્રીભટાર્ક" હતો. એણે ગુજરાત ઉપર ઈ, સ. ૫૦૯ થી ૫૨૦ પર્યંત રાજ્ય કર્યું. તેને વલભીપુરના રાજ્યનો સ્થાપક ગણવામાં આવે છે.

આધુનિક સંશોધનો ઉપરથી માલૂમ પડે છે કે એના પ્રથમ

---

૧. નંદીપુરી (નાંદોદ)ના રાજાએ પોતાને ગુજર કહ્યો છે (ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ-"વલભી"નું પ્રકરણ).

રાજ્યકર્તાના નામ સાથે "શ્રીભટાર્ક"નો શબ્દ છે અને એમના પછીના બેની સાથે "સેનાપતિ" શબ્દ છે. એ ઉપરથી એમ જણાય છે કે આ બન્ને રાજાઓ ઉજ્જૈન (માળવા)ના હાથ નીચે હતા. એ પછી તમામ રાજાઓના નામ સાથે "મહારાજા" શબ્દ છે, એ સાબિત કરે છે કે એ સમયથી એઓ ગુજરાતના સ્વતંત્ર રાજ્યકર્તા થયા. સામાન્ય રીતે એમના છેલ્લા રાજાઓ શીલાદિત્ય કહેવાય છે. ત્યાં-સુધીના ગ્રંથો, જુદા જુદા સિક્કા અને તામ્રલેખો ઉપરથી માલૂમ પડયુ છે કે લગભગ ૧૯ થી ૨૦[1] રાજા થયા હતા. એમની હકૂમત સાધારણ રીતે ત્રણસો વરસની ગણાય છે. આ સમય મધ્ય કાળની હકૂમતનો છે. ત્યારપછી પણ લાંબો વખત સુધી આ કોમની શાખાઓ રાજ્ય કરતી રહી, જે વિશે વિગતવાર ચર્ચા આગળ ઉપર આવશે.

## રાજ્યનો સંસ્થાપક અને તેનું નામ

ઉપર કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ વંશનો અસલ સંસ્થાપક ભટાર્ક છે. જૈન ગ્રંથોથી માલૂમ પડે છે કે આ શહેરનું અસલ નામ "વલભીપુર" હતું. 'વલભી'નો અર્થ ઓસરી ઉપરના છાપરાનો જે હિસ્સો આગળ વધેલો હોય છે, જેને લીધે વરસાદના તોફાનથી મકાનને નુકસાન પહોંચતું નથી, તે છે. અટકળ કરવામાં આવે છે કે એ દેશમાં આ જાતનાં છાપરાંનો રિવાજ જારી નહતો, વલભીપુરમાં જ્યારે આ પ્રકારનાં મકાનો અસંખ્ય બનાવવામાં આવ્યાં ત્યારે લોકોએ તેનું નામ જ "વલભીપુર" રાખ્યું હતું. એ તે લોકોમાં મશહૂર થઈ ગયું.

**સ્થાનઃ**—વલભીપુરના સ્થાન વિશે પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

---

૧. તારીખેહિંદ-ઝકાઉલ્લાઃ પ્રકરણ ગુજરાતી. વલભીપુરના સંબંધમાં કર્નલ ટોડ સાહેબ તેમજ જૈનોએ જે લખ્યું છે તે આધુનિક સંશોધનથી ભરોસાપાત્ર ગણાતું નથી; આથી મેં તે છાડી દીધું છે. "ગુજરાતના પ્રાચીન ઇતિહાસ"માં ભટાર્કની હકૂમતની મુદત ઈ. સ. ૫૦૯ થી ૫૨૦ આપવામાં આવી છે.

અરબ મુસાફરોએ એના વિશે કંઈ લખ્યું નથી. એ જમાનાનાં મોટાં મોટાં શહેરોથી આ અલગ પ્રકારનું નામ છે; તેનાથી એ સૂચન થાય છે કે એ એક સ્વતંત્ર અને આલીશાન શહેર હતું. નહિ તો મોટાં શહેરોને લોકો સામાન્ય રીતે "પત્તન" કહેતા હતા. પુરાણા ચીની મુસાફર હ્યુએનસંગનું બયાન છે કે લારિકા (લાર અર્થાત્ ભરૂચ) દેશની ઉત્તરમાં એ આવેલું છે. બીરૂની કહે છે કે અણહીલવાડથી દક્ષિણ તરફ ૩૦ જોજન (એક જોજનના આઠ માઇલ) પર છે. ફલિયટના કહેવા પ્રમાણે હાલના ભાવનગર રાજ્યથી ૨૦ માઈલ અને ઘોઘા બંદર પાસે આવેલુ છે. આધુનિક સંશોધનથી પણ લગભગ આ જ પ્રમાણે માલૂમ પડે છે કે ઘેલો નદીના કિનારે "વળા" નામના ગામ પાસે "વલબા" કે "વલભી" નામનું એક નાનું સરખું ગામ આવેલું છે જે આ શહેરની યાદગાર તરીકે ગણાય. હમણાં સુધી એક ગોહીલના ઠાકોરના તાબામાં રહ્યું છે. એની ઉત્તર અને પશ્ચિમમાં પીલુનાં ઝાડોનું એક જંગલ છે. તેની બધી બાજૂએ સડકો બનાવવામાં આવેલી છે. તેમાં વલભીપુરનાં ખંડિયેર મોજુદ છે. વર્ષા ઋતુમાં સિક્કા વગેરે ઘણી પુરાણી ચીજો મળી આવે છે. કેટલાક લોકો મકાનમાં વપરાતી ચીજો બહાર ખોદી કાઢે છે.

**વલભીની સલ્તનતની સીમાઃ**—એની સીમા વિશે કંઈ કહી શકાય એમ નથી. પરંતુ ચીની મુસાફરોના જમાનામાં (ઈ. સ. ૬૪૦) એનું ક્ષેત્રફળ ૬૦૦૦ "લી" હતું. જો ત્રણ "લી" બરાબર એક માઇલ ગણવામાં આવે તો એ હિસાબે ૨૦૦૦ માઇલ થાય છે. એ એક ટૂંકું નિરૂપણ છે જેની સવિસ્તર હકીકત કેટલાક ઉત્કીર્ણ લેખો ઉપરથી મળી આવે છે. કેટલાક ઉત્કીર્ણ લેખ જે મોરબી અને વેરાવળથી મળી આવ્યા છે તે ઉપરથી ધારી શકાય છે કે સૌરાષ્ટ્રનો પૂર્વનો અને ઉત્તરનો ભાગ એમના કબજામાં હતો. શરૂઆતમાં એ ગુજરોનું કેન્દ્ર "ભિન્નમાલ" હતું અને ત્યારપછી માળવા થયું; તેથી ખરેખર સંપૂર્ણ ઇખ્તિયાર પછી આખો ગુજરાત એમના તાબામાં

હશે. આ પ્રમાણે પૂર્વમાં "ઉજ્જેન" અને "ભિન્નમાલ", પશ્ચિમમાં અરબી સમુદ્ર, ઉત્તરમાં મોરબી, વડનગર વગેરે, દક્ષિણમાં કોંકણ (થાણા) વગેરે એની સીમા હશે.

**આબોહવા અને વતનીઓ**

ચીની મુસાફરનું કહેવુ છે કે આ મુલકમાં માળવાના જેવી જ ચીજો તેમજ ઠંડી અને ગરમી હવા કરે છે અને અહીંના વતનીઓનાં રીત રિવાજ, સૂરત, શિકલ, રીતિનીતિ અને આદત વગેરે પણ માળવાના લોકોનાં જેવા છે.

**વલભીપુર શહેરઃ**—ખુદ વલભીપુરનો ઘેરાવો ચીની મુસાફર એક માઇલ જણાવે છે; પરંતુ આધુનિક સંશોધન મુજબ આ વિશાળ શહેરનો ઘેરાવો પાચ છ માઇલ જેટલો ગણવામાં આવે છે, કારણ આ ગામથી પાચ માઈલ પર્યંત જમીન ખોદવાથી દીવાલોના પાયા મળી આવે છે. આ પાયા સામાન્ય રીતે માટી અને ઈંટોના હોય છે. આજ સુધીમાં કોઈ ઇમારત કે દીવાલનો પાયો પથ્થરનો મળ્યો નથી એ ઉપરથી એમ ધારવામાં આવે છે કે એ જમાનામાં સૌરાષ્ટ્રમાં પથ્થરની ઇમારતો બાધવાનો રિવાજ ન હતો.

**શહેરનો કોટઃ**—ઉપર બ્યાન કરવામાં આવ્યુ તે મુજબ ચીની મુસાફરના કહેવા પ્રમાણે આ શહેરનો કોટ એક માઇલનો હતો, જેની પાયાની દીવાલો સાડા ચાર ફૂટ જેટલી પહોળી હતી. દીવાલો માટી અને પાકી ઈંટોની બનાવેલી હતી. ઈંટની લંબાઈ ૧૬ ઇંચ અને પહોળાઈ દશ ઇંચ જેટલી હતી. એની જાડાઈ ૩ ઇંચ જેટલી હતી. કોટની ચારે બાજૂએ ખાઈ હતી જે એટલી બધી ઊંડી હતી કે અંદરથી પાણી નીકળી આવ્યુ હતું. આ આસપાસ વીંટાયેલી ખાઈનો આકાર બલકુલ માણસના કાન જેવો હતો.

**વલભી સંવતઃ**—એ એક વિચિત્ર વાત છે કે ખુદ વલભીની સલ્તનતનો કોઈ સંવત ન હતો, પરંતુ ગુપ્તોનો સંવત એઓ વાપરતા હત. વેરાવળમાં "હર્ષદ માતા"ના મંદિરમાં એક શિલા-

લેખ છે તેમાં નીચેની સાલો આપવામાં આવી છે: હિ. સં. ૬૬૨, વિક્રમ સંવત ૧૩૨૦, વલભી ૯૪૫, સિંહ ૧૫૧. આ ઉપરથી માલૂમ પડે છે કે વલભી સં. ઈ. સ. ૩૧૯ થી શરૂ થાય છે. અને આ જ સંવત ગુપ્તોનો પણ છે. આ ઉપરથી સાફસાફ માલૂમ પડી જાય છે કે એણે ગુપ્ત સંવત ઈખ્તિયાર કરી લીધો છે અને સવતને છેડે વલભી શબ્દ વધારી દીધો છે. અબુરીહાન બીરૂનીનો પણ એ જ અભિપ્રાય છે કે વલભી અને ગુપ્ત એ બનેની સાલ એક જ છે. અને જેવી રીતે આજકાલ અગ્રેજો ફક્ત પોતાના જ ઈસ્વીસનનો ઉપયોગ કરે છે, પરંતુ રૈયત પોતપોતાના સંવત જેમકે હિજરીનો, વિક્રમનો ઉપયોગ કરે છે તેવી જ રીતે એ જમાનામાં પણ રૈયત ગુપ્ત સંવતનો જ ઘણું કરીને ઉપયોગ કરતી હતી, જેમકે મોરબીના શિલાલેખ ઉપરથી માલૂમ પડે છે. (જાઈક દેવનુ તામ્રપત્ર) તે ઉપર ગુપ્ત સંવત ૫૮૮ લખવામાં આવ્યો છે. અને એ વાત નિર્વિવાદ છે કે એ સાલમાં વલભીના રાજાઓ હતા અને ગુપ્ત નહતા.

**વસ્તી અને તેની આર્થિક સ્થિતિ :—**

આ શહેરની વસ્તી વિશે ખાત્રીપૂર્વક કંઈપણ કહી શકાય નહિ. માત્ર એમ કહેવાય કે એક મોટું શહેર હોવાથી એની વસ્તી પણ વધારે હશે. અને શહેરનાં ખડિયેરો તથા અવશેષો ચાર પાંચ માઈલ સુધી મળે છે તે ઉપરથી માનવામાં આવે છે કે જે શહેર ચાર માઈલના ઘેરાવામાં હતુ તેમાં ખચીત વસ્તી વધારે પ્રમાણમાં હશે. આની પુષ્ટિ હ્યુએંતસંગના સફરનામા ઉપરથી મળે છે. તે લખે છે કે વસ્તીનુ પ્રમાણ વધારે છે. વળી તે ઉમરાવોની સખ્યા સેકડોની બતાવે છે. પાઠશાળાઓ, મઠો અને મદિરો પણ સંખ્યામધ હતાં. ધર્મોપદેશકો હજારોની સખ્યામાં હતા. એ તો ખુલ્લે ખુલ્લી વાત છે કે ઉપદેશ સાંભળનારા લાખોની સખ્યામાં હોય તો જ તે શહેરમાં ઉપદેશ કરનારો હજારબંધ હોય. ઉપરની વાતો ધ્યાનમાં

૧. તારીખે હિંદ ભા, ૪, પૃ. ૧૨૮, અલીગઢ

શાખી કહી શકાય કે તે શહેરમાં લાખોની વસ્તી હશે. આ શહેરની આર્થિક સ્થિતિ ઘણી સારી હતી. હ્યુએનસંગથી માંડી છેલ્લા અરબ મુસાફર એનાં ધનદોલતના ગુણ ગાય છે. વેપારધંધો પણ ધમધોકાર ચાલતો હતો. તમામ બંદરો તિજારતી માલથી ભરપૂર હતાં. દીવ, ખંભાત, ભરૂચ, ચેમૂર, સોપારા, અને થાણા મોટાં બંદરો હતાં. ચીની મુસાફર લખે છે કે દૂર દેશાવરની દોલત અહીં જમા થવાને આવતી હતી ચીની મુસાફર એમ પણ લખે છે કે એ શહેરમાં માલદાર ખાનદાન ઘણા છે એકસોથી વધુ કરોડપતિઓ અહીં રહે છે.

**રાજયકર્તાઓ વિશેની હકીકતો :—**

અફસોસની વાત છે કે હિંદુસ્તાનના લોકોના શોક અને ઝોકના અભાવે આ કોમ વિશેનો અહેવાલ કોઈપણ ઇતિહાસમાંથી મળી શકતો નથી, તે વિશે કંઈક જાણવાનું સાધન ફક્ત ખંડિયેરો, અલગ અલગ જગ્યાએથી મળેલા ઉત્કીર્ણ લેખો અને સિક્કા છે. ઉત્કીર્ણ લેખો ઉપરથી ઘણી કીમતી બાબતો જાણવા મળી છે. આ લેખો સાધારણ રીતે તાંબાના છે. તેમાં કેટલાક ફરમાનના રૂપમાં છે. ગુજરાતમાં એ "તામ્રપત્ર" કહેવાય છે. તેના બે ભાગ હોય છે અને તે કડીથી જડવામાં આવેલા હોય છે. કડીની પાસે રાજાની છાપ જેવુ હોય છે, જેમાં 'નંદી'ની મહોર હોય છે. હિંદુઓ શંકરના પોઠિયાને 'નંદી'ના નામથી ઓળખે છે. 'નંદી'ની નીચે 'ભટાર્કનું નામ વલભીપુરના સ્થાપક તરીકે લખાએલું હોય છે. એમાંનું લખાણ સંસ્કૃત ગદ્યમાં હોય છે. આ ફરમાનોમાં નીચે પ્રમાણેનાં નામો ખાસ કરીને આવે છે : "ખેરાત કરનારનું નામ, ખેરાત લેનારનું નામ, સાલ, ને વસ્તુ આપવામાં આવી હોય તેનું નામ, લેખકનું નામ, સિફારીશ કરનારનું નામ, જે જગ્યાએથી ફરમાન બહાર પાડવામાં આવ્યું હોય તેનું નામ, રાજાની પૂરી વંશાવળી, મકાન કે મિલકત કે જમીન, જો આપવામાં આવ્યાં હોય તો તેની સીમા, સાલ, મહિનો, દિવસ, અને આખરે રાજાનો ઇલકાબ, અને તેની સહી." રાજાની

પૂરી વંશાવળી આપવામાં આવી હોય એવાં તામ્રપત્રો ફક્ત થોડા જ રાજાનાં છે; બાકીના ઉપર માત્ર તેમનાં નામ આવતાં હતાં અત્યાર પર્યંતમાં ૨૦ રાજાઓનાં નામ મળ્યા છે, તેમાથી ઈ સ ૫૨૬માં "ધ્રુવસેન" નામનો જે રાજા થયો તેનો ઇલ્કાબ ' પરમ ભાગવત " હતો "પરમાદિત્ય" તેના ભાઈનો ઈલ્કાબ હતો. રાજા ગુહસેનનો ઈલ્કાબ "પરમ ઉપાસક" હતો. તે પછી કેટલાક રાજાઓના ઈલ્કાબ 'પરમ માહેશ્વર' મળે છે શીલાદિત્ય ચોથાનું શિરોનામ "બપ્પપાદાનુધ્યાત" લખેલું મળ્યું છે એ ઘણું કરીને ગુરુના ચેલા હોવાના કારણથી રાખવામાં આવ્યુ હશે. ભટાર્ક જે આ સલ્તનતનો સ્થાપક છે તેણે ઈ. સ ૫૦૯ થી ૫૨૦ પર્યંત હકૂમત કરી હતી તેના ત્રીજા પુત્ર ધ્રુવસેન પહેલાના ત્રણ ઉત્કીર્ણ લેખ મળ્યા છે. પહેલો લેખ ૨૦૭(ઈ. સ. ૫૨૬) નો છે. બીજા ઉપર ૨૧૦ (ઈ. સ. ૫૨૯) છે, અને છેલ્લો ૨૧૬ (ઈ. સ ૫૩૫)નો છે. તે ઉપરથી એટલું માલુમ પડયુ કે ઈ. સ. ૫૩૫ પર્યંત નક્કી તેના હાથમાં હકૂમત રહી હતી ત્યારપછી તેના ભાઈ ધરપટ્ટે ઈ. સ. ૫૫૯ પર્યંત સલ્તનતની લગામ પોતાના હાથમાં રાખી હતી. તેના પછી તેનો પુત્ર 'ગુહસેન' આવ્યો. આ રાજાના સખ્યાબધ લેખો મળ્યા છે; તેમાના કેટલાક "વળા" અને કેટલાક ભાવનગરથી મળ્યા છે. એક લેખ ઉપર વલભી ૨૪૦ ( ઈ સ ૫૫૯ ) છે અને બીજા ઉપર વલભી ૨૪૬ ( ઈ. સ. ૫૬૫ ) છે. ભાનનગરના શિલાલેખ ઉપર વલભી ૨૪૮ ( ઈ સ ૫૬૭ ) લખવામાં આવ્યુ છે. માટીના વાસણ ઉપરના લખાણમાં વલભી ૨૪૭ ( ઈ. સ ૫૬૬ ) છે. આ રાજા આ ખાનદાનમાં શાનોશોકતવાળો હતો, કારણ કે ત્યારપછી રાજાઓની વંશાવળી એ જ ગુહસેનના પછી શરૂ થાય છે. ઘણું કરીને રજપુતાના અને સૌરાષ્ટ્રમાં ગોહીલ વગેરે રજપૂતો આ જ ખાનદાનના હતા. તેના નામ પછીનો શબ્દ 'મહારાજા' છે એક લેખમાં તેનો ઈલ્કાબ "પરમ માહેશ્વર" છે, તે ઉપરથી માલૂમ પડે છે કે તે વખત પર્યંત તો શિવમાર્ગી હતો પરંતુ

બીજા લેખમાં તેનો ઇલ્કાબ 'પરમ ઉપાસક' છે જે ઉપરથી એમ જણાય છે કે ત્યારપછી બૌદ્ધમાર્ગી થઇ ગયો હતો. તેની ફોઇએ એક બૌદ્ધમઠ સ્થાપ્યો હતો. ખુદ આ રાજા પણ દાનવીર હતો

**ધરસેન બીજો** :—ઈ સ. ૫૬૭ થી ૫૮૯ પર્યંત. આ સમયના પાંચ શિલાલેખ મળ્યા છે તેમાંથી ત્રણ ઉપર વલભી ૨૫૨ (ઈ.સ.૫૭૧) અને ચોથા ઉપર વલભી ૨૬૯ (ઈ. સ. ૫૮૮) અને છેલ્લા ઉપર ૨૭૦ (ઇ સ. ૫૮૯) છે પહેલા ત્રણ ઉપર તેના વિશે "મહારાજ" અને ત્યાર પછીના બે ઉપર "મહા સામંત" લખવામાં આવ્યું છે, તે ઉપરથી એમ જણાય છે કે છેવટના ભાગમાં કોઈ બીજા રાજાના તાબામાં થઇ ગયો હતો. તેનો ઇલ્કાબ "પરમ માહેશ્વર" છે તેથી એમ સમજાય છે કે તે શિવને માનનારો હશે.

**શીલાદિત્ય પહેલો** :—ઈ સ ૬૦૬ પર્યંત. તેનું બીજું નામ ધર્માદિત્ય હતું. તામ્રપત્ર ઉપરથી માલૂમ પડે છે કે તે શિવમાર્ગી હતો, પરંતુ બૌદ્ધધર્મીઓને બહુ જ દાન કર્યું હતું, તેથી એમ માનવામાં આવે છે કે બૌદ્ધમાર્ગીઓ તરફ તેની માનવૃત્તિ બહુ જ હતી. આખરે તેણે તેના વારસ માટે ગાદીત્યાગ કર્યો હતો અને પોતે આત્યસંયમી બની ઈશ્વરની ભક્તિમાં મશગૂલ રહેવા લાગ્યો હતો.

**ખરગ્રહ પહેલો** :—તામ્રપંત્ર ઉપરથી ફક્ત એટલું માલૂમ પડે છે કે તેને શીલાદિત્ય પહેલાએ પોતાની નજર આગળ ઈ. સ. ૬૧૦ માં તખ્તનશીન બનાવ્યો હતો.

**ધરસેન ત્રીજો** :—ઈ. સ. ૬૧૫થી ઈ. સ. ૬૨૦ પર્યંત. તેના વિશેની કોઈપણ બાબતની માહિતી નથી એ અફસોસની વાત છે.

**ધ્રુવસેન બીજો** :—(ઇ. સ ૬૨૦ થી ઇ. સ ૬૪૦.) એ ધરસેન ત્રીજાનો ભાઈ છે તેનું બીજું નામ "બાલાદિત્ય" છે. તેના સમયમાં ચીની મુસાફર હુએંતસંગ વલબીપુરમાં આવ્યો હતો. કેટલાંક તામ્રપત્રો ઉપરથી માલૂમ પડે છે કે એણે ઘણી જીતો મેળવી હતી અને સલ્તનતના વિસ્તારમાં વૃદ્ધિ કરી હતી. પરંતુ જે તામ્રપત્ર

નવસારીથી મળ્યું છે તે ઉપરથી એમ માલૂમ પડે છે કે કનોજના રાજા હર્ષે ( ઇ સ. ૬૪૮ ) તેને હરાવ્યો હતો. તે વખતે ભરૂચના "દદ્દ" નામના બીજા રાજાએ તેને મદદ આપી હતી આ લેખ ભરૂચના ત્રીજા રાજા જયભટ્ટ ઇ સ ૬૫૬ ના જમાનાનો છે. એ ઉપરથી એમ જણાય છે કે કદાચ એ જ ભરૂચનો રાજા હશે જેણે વચ્ચે પડી સુલેહ કરાવી કનોજના રાજાની પુત્રી સાથે લગ્ન કરાવ્યુ હતુ; જેમકે ચીની મુસાફરે લખ્યુ છે કે અહીં છત્રી ( ક્ષત્રી) રજપૂત રાજ કરે છે. માળવાના શીલાદિત્યનો ભત્રીજો પહેલાં રાજ્ય કરતો હતો હવે શીલાદિત્ય કનોજના રાજાનો જમાઈ થયો. કેટલાક ઇતિહાસોમા જણાવવામા આવ્યું છે કે છઠ્ઠી સદીની આખરમાં સલ્તનતના બે ટુકડા થઇ ગયા હતા : એકનું પાવતખ્ત વલભીપુર અને બીજાનું ભરૂચ હતુ જે લેખ નવસારીથી મળ્યો છે તેનાથી આ વાતને સમર્થન મળે છે ઘણું કરીને આ વિભાગો [1] ધરસેન બીજાના છેવટના સમયમાં થયા હતા. પહેલા રાજાનું નામ (૧) "દદ્દ પહેલો," ઇ. સ. ૫૮૫–ઇ સ ૬૦૫, અને બીજાનું (૨) જયભટ્ટ, ઇ સ ૬૦૫–ઇ. સ ૬૨૦. અને લેખ ઉપરથી માલૂમ પડે છે કે તેના પછીના રાજાનું નામ 'દદ્દ' બીજો (ભટ્ટ) છે. અને ત્યાર પછી "જયભટ્ટ" બીજો છે. કેટલાક ઇતિહાસોમાં જણાવવામાં આવ્યું છે કે ત્રીજો "દદ્દ" (ઇ. સ ૬૭૫) આ વખત પર્યંત હિંદુ ધર્મમાં દાખલ થયો ન હતો. ત્યારપછી બ્રાહ્મણોએ તેને ક્ષત્રિયોમાં ગણી તેમના ધર્મમાં શામેલ કર્યો.

**ધરસેન ચોથો:**—ઇ. સ. ૬૪૦ નો શિલાલેખ મળ્યો છે તે ઉપર તેનુ વિશેષણ "પરમ ભટારક મહારાજાધિરાજ ચક્રવર્તી" લખવામાં આવ્યુ છે. આ શિરોનામ ઉપરથી ચોખ્ખું માલૂમ પડી જાય છે કે તે એક ઝબરદસ્ત રાજા હતો જે પોતે સ્વતંત્ર હતો એટલું જ નહિ પરંતુ વિસ્તૃત ક્ષેતોને લઈને વિશાળ મુલ્કનો સમ્રાટ થઇ ગયો

૧. ચીની મુસાફરે આનું નામ ધ્રુવભટ લખ્યુ છે. લાહોર પ્રેસ પૃ ૮૦.

હતો. અને ઘણું કરીને તેના પછી કોઇ બીજો આટલો સમર્થ રાજા ન થયો, કારણ કે પછીના કોઇ બીજા લેખોમાં " ચક્રવર્તી " શબ્દ મળતો નથી. તેના બે બીજા લેખો મળ્યા છે. પહેલા ઉપર વ. સ. ૩૨૬ (ઈ. સ. ૬૪૫) અને બીજા ઉપર વ. સં. ૩૩૦ (ઇ. સ. ૬૪૯) છે.

**ધ્રુવસેન ત્રીજો.**—ઇ. સ. ૬૫૦/૬૫૬ તે ધરસેન ચોથાના પિતા (ધ્રુવસેન બીજા)ના કાકા (શીલાદિત્ય પહેલા)ના પુત્ર દેર ભટ્ટનો છોકરો હતો. એમ જણાય છે કે તે વલભીનો ન હતો, એટલે કે વલભીમાં બાપની સલ્તનત ન હતી, પરંતુ દક્ષિણ (ભરૂચ) તરફ કોઇ નાનો રાજા હશે, જેણે મોકો જોઈ વલભીનુ તખ્ત તાબે કર્યું. નવાનગર રાજમાં એક ગામ દાનમા આપ્યું છે તેના તામ્રપત્ર ઉપર વ. સં. ૩૩૨ (ઈ સ ૬૫૧) છે.

**ખરગ્રહ બીજો:**—ઈ સ. ૬૫૬/૬૬૫—આજ પર્યંત તેના વિશે કંઇ પણ હકીકત મળી નથી. ફક્ત કેટલાક લેખ એવા મળ્યા છે જેમાં અગાઉના રાજાઓનાં નામ સાધારણ રીતે લખેલાં છે, તે ઉપરથી એમ કલ્પી શકાય છે કે ઘણું કરીને તેણે તેઓ પાસેથી સલ્તનત છીનવી લીધી હતી.

**શીલાદિત્ય ત્રીજો:**—ઇ. સ. ૬૬૫/૬૭૫ તે ખરગ્રહ બીજાના ભાઇ શીલાદિત્ય બીજાનો પુત્ર છે. તે ઘણું કરીને વિંધ્યાચળનો સરહદી હાકેમ હતો. તેના ત્રણ લેખ મળ્યા છે. બે ઉપર વલભી ૩૪૬ (ઇ. સ. ૬૬૫) અને ત્રીજા ઉપર વલભી ૩૫૨ (ઇ. સ. ૬૭૧) લખવામાં આવેલ છે. તેનુ શિરોનામ "પરમ ભટારક મહારાજાધિરાજ પરમેશ્વર" છે. તેના પછીના બીજા રાજાઓએ પણ આ ખિતાબ ઇખ્તિયાર કર્યો છે.

**શીલાદિત્ય ચોથો:**—ઈ. સ. ૬૯૧. આ જ વર્ષનો એક લેખ મળ્યો છે તે ઉપરથી એટલુ માલૂમ પડયું કે તેના પુત્રનું નામ " ખરગ્રહ " હતું.

**શીલાદિત્ય પાંચમો**—ઇ. સ. ૭૨૨. ગોંડલમાં બે લેખ મળ્યા છે તે ઉપર વ. સ. ૪૦૩ મળી આવે છે. વળી એ પણ લખવામાં આવેલું છે કે તેના પુત્ર શીલાદિત્યની સિફારિશથી આ દાન આપવામાં આવ્યું છે.

**શીલાદિત્ય છઠ્ઠો**—તેણે વ. સ. ૪૪૧ (ઈ. સ. ૭૬૦)માં કોઇને દાન આપ્યું એમ એક લેખ ઉપરથી જણાય છે.

**શીલાદિત્ય સાતમોઃ**—વ. સ. ૪૪૭ (ઇ. સ. ૭૬૬)નો એક લેખ મળ્યો છે

**વલભી સમયના હોદ્દેદારોઃ—**

એ જમાનામાં જેટલા હોદ્દેદાર હતા તે તમામનાં નામ લખવાં અસંભવિત છે; પરંતુ લેખો ઉપરથી જેટલાં નામો મળ્યાં છે અને તેના જે અર્થ સમજવામાં આવ્યા છે તે નીચે પ્રમાણે છે :

| *હોદ્દાનું નામ* | *અર્થ* |
|---|---|
| દ્રાંગિક | કોટવાળ |
| મહત્તર | પટેલ |
| ચાટભટ | હવાલદાર |
| ધ્રુવ | તલાટી |
| આધિકરણિક | કાઝી |
| દંડપાશિક | પોલીસનો વડો અમલદાર |
| ચૌરોદ્ધારણિક | ચોરને પગલાં ઉપરથી પારખનાર (આ હોદ્દો સિંધ, પંજાબ અને રજપુતાનામાં આજે પણ મોજુદ છે.) |
| રાજસ્થાનીય | વિદેશી પ્રધાન |
| અમાત્ય | પ્રધાન (આ હોદ્દો સામાન્ય રીતે યુવરાજને આપવામાં આવતો). |

| | |
|---|---|
| અનુત્પન્નાદાન–સમુદ્ગ્રાહક | પાછલી બાકી વસૂલ કરનાર અમલદાર |
| શૌલ્કિક | જકાત ઉઘરાવનાર અમલદાર |
| ભૌગિક અથવા ભોગધરણિક | કલેક્ટર (જમીનના ઉત્પન્નમાંથી મહેસૂલ ઉઘરાવનાર અમલદાર) |
| વર્ત્મપાલ | થાણદાર |
| પ્રતિસારક | ગામનો ચોકીદાર |
| રાષ્ટ્રપતિ | કમિશ્નર |
| ગ્રામકૂટ | ગામનો મુખી |
| દ્રિપતિ | વડો મંત્રી |
| પ્રમાતા | માપણી કરનાર |

**રાજ્યના વિભાગો:**—તે સમયે રાજ્યના ચાર ભાગ હતા :

| | |
|---|---|
| વિષય | પ્રાંત |
| આહાર | જિલો |
| પથક | પેટા વિભાગ (તહસીલ) |
| સ્થલી | પટ્ટુ (ઘણુ કરીને પેટા વિભાગથી પણ નાનો વિભાગ) |

**જમીનનું મહેસૂલ:**—સલ્તનતના બે હિસ્સા હતા : (૧) ઉત્તરનો એટલે કે સૌરાષ્ટ્ર વગેરે, (૨) દક્ષિણનો એટલે કે ખેડા, ભરૂચ વગેરે.

એ બંને જગ્યાએ જમીનનો વહીવટ જુદો જુદો હતો. ખેડા એટલે કે દક્ષિણના ભાગમાં જમીનનું મહેસૂલ પેદાશના ભાગમાંથી લેવાતુ હતુ; પરંતુ સૌરાષ્ટ્રમાં રિવાજ જુદો જ હતો : ત્યાં જમીનના માપ પ્રમાણે વસૂલાત લેવાતી હતી, માપણી કદમથી થતી હતી અને તેમાં વજન કરવાનો રિવાજ ન હતો. ટોકરીનું માપ ચાલતું હતું. આજે પણ આ પ્રમાણે જ ખાનદેશમાં જોવામાં આવે છે. ઘણું કરીને ખેતરોનાં નામ કોઈ ઝાડ, તળાવ કે દેવ ઉપરથી રાખતા હતા.

**વલભીના રાજાઓનો ધર્મઃ**—ઉપર જણાવવામાં આવ્યુ કે વલભીનો રાજવંશ અસલ ગુજરોની શાખા છે. અને ગુજરો અસલ સૂર્ય-પૂજક હતા. ઇરાનમાં પણ તેઓ સૂર્યના પૂજારી હતા. જ્યારે તેઓ હિંદમાં પહોંચ્યા ત્યારે તેમની સામે પરાજ્ય પામેલી કોમના ઘણા ધર્મો હતા. એક તો બ્રાહ્મણી ધર્મ—શિવ અને વિષ્ણુનો પૂજક; બીજો બૌદ્ધ ધર્મ, અને ત્રીજો જૈન ધર્મ. પહેલાં સારા હિંદુસ્તાન ઉપર બ્રાહ્મણોનું આધિપત્ય હતુ. ત્યારપછી બૌદ્ધ ધર્મ અને અશોકે આખા હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો અને હિંદુસ્તાનની વસ્તીનો ઘણોખરો ભાગ બૌદ્ધધર્મી થઇ ગયો.

પરંતુ ત્યારબાદ વિક્રમાજિતે બૌદ્ધ ધર્મના માનનારાઓને હરેક ઠેકાણેથી હાંકી કાઢવાની શરૂઆત કરી. પરિણામે ગુજરો અહીં આવ્યા ત્યારે ઘણી જગ્યાએ કોમનો વડો સામાન્ય રીતે બ્રાહ્મણ હતો, પરંતુ લોકો બૌદ્ધધર્મી હતા. ખાસ કરીને આ સ્થિતિ ગુજ-રાત, સૌરાષ્ટ્ર અને સિંધમાં હતી. મુસલમાનોના આગમન પર્યંત આ હાલત જારી રહી હતી.

જૈન ધર્મનો નંબર આ મુલ્કમાં ત્રીજો આવતો હતો. જ્યારે બૌદ્ધ ધર્મની ખાનાખરાબી થઇ ત્યારે જૈનધર્મીઓએ તેમની જગ્યા લીધી. જ્યારે ગુજરો અહીં આવ્યા ત્યારે હરેક ધર્મે તેમને પોતાના તરફ આકર્ષવાની ઇચ્છા કરી. આખરે કેટલાક બૌદ્ધધર્મી થઈ ગયા અને કેટલાક શિવધર્મી. પરંતુ આ લડાયક કોમ રાજસત્તા ચાહતી હતી, તેને માટે બૌદ્ધ ધર્મ મુનાસિબ ન આવ્યો. વલભીના રાજા-ઓમાં ભટાર્ક શિવ ધર્મનો આદર કરનાર પહેલો હતો અને આ જ કારણથી કેટલીક પેઢી પર્યંત હરેક લેખ ઉપર ભટાર્કનાં નામ અને મુદ્રા સાથે નંદીની છબી પણ જોવામાં આવે છે. બ્રાહ્મ ણોએ આબુ પહાડ ઉપર અગ્નિ સળગાવી ગુજરોને પવિત્ર કરી ક્ષત્રિય રજપૂત બનાવી શિવધર્મમાં કેવી રીતે દાખલ કર્યા તે ગુજરોના ઇતિહાસનો અભ્યાસ કરવાથી માલૂમ પડશે. ભરૂચના

ગુજર રાજા ત્રીજા દદ્દ ભટ્ટે (ઈ. સ. ૬૭૫) કેવી રીતે બ્રાહ્મણો ગુજરોને ક્ષત્રિય રજપૂત મનાવી તેમની વંશાવળી તેમની સાથે મેળવી સનંદ આપતા તેમજ તેણે પોતે કેવી રીતે તેમના ઉપર રાજ્ય કર્યું, તે હકીકત જણાવી છે. ટૂંકમા જે લોકોએ તે જમાનામાં ધર્માંતર કરી બ્રાહ્મણોનો સાથ લીધો તેઓ રજપૂત ગણાવા લાગ્યા અને જેઓ બ્રાહ્મણોથી અલગ રહ્યા તેઓ આજ પર્યંત ગુજરો કહેવાય છે. ગુજરાત અને પંજાબમાં અદ્યાપિ પણ એ લોકોને એ નામથી ઓળખવામાં આવે છે. ગુહસેનની પહેલા ભટાર્ક ખાનદાન આ જ ધર્મ માનતુ હતુ, પરંતુ ઇતિહાસકારો એક મતે માને છે કે ગુહસેન બૌદ્ધધર્મી હતો. એ તામ્રપત્ર ઉપર શિવધર્મી રાજાઓ જે શિરોનામ રાખતા હતા તે તેના નામ સાથે વાપરવામાં આવ્યુ છે અને આખરી ઉપર જે ખિતાબ બૌદ્ધધર્મીઓ વાપરતા હતા તે લખવામાં આવ્યો છે. આ ઉપરથી એમ માલૂમ પડે છે કે શરૂઆતમાં તે પોતાના બાપદાદાના ધર્મને વળગી રહ્યો હશે.

પરંતુ બૌદ્ધધર્મીઓએ (જેઓ શરૂઆતથી જ ધર્મપરિવર્તનની કોશિશ કરતા રહ્યા હશે) તેના ઉપર એવો તો પ્રભાવ પાડ્યો કે આખરે બૌદ્ધધર્મી થઇ ગયો. બહુધા મહેલમાં પણ ઘણીખરી સ્ત્રીઓ બૌદ્ધધર્મને માનતી હતી, જેમકે ગુહસેનની ફોઈની છોકરી પણ બૌદ્ધ ધર્મને માનતી હતી. તેણે સંખ્યાબંધ બૌદ્ધ મઠ બંધાવ્યા અને ઘણું જ દાન કર્યું.

રોમના કેસરોમાં ખ્રિસ્તી ધર્મ માટે અને ચંગીઝખાનના કુટુંબમાં ઈસ્લામ ધર્મ માટે જેટલી રસાકસી થઈ તેટલી જ એ ખાનદાનમાં તે પછીથી ધર્મ માટે થઈ. પરિણામે કેટલાક શિવધર્મી થયા, કેટલાક બૌદ્ધધર્મી અને કેટલાક જૈનધર્મી થયા. વલભીના રાજાઓ શિવધર્મી હોય કે બૌદ્ધધર્મી, પરંતુ તેઓ ઘણા ઉદાર હતા. તેમણે બ્રાહ્મણો તેમજ બૌદ્ધોમાં સરખી રીતે દાન કર્યું. એમાંથી જે લોકો (રાજા) શિવમાર્ગી હતા, તેઓ વિશેષે "લકુલીશ" સંપ્ર-

દાયના હતા. એ પંથનુ સૌથી મહાન મંદિર "કારવણ"માં નર્મદા નદીની નજીક છે. બહુધા આજ કારણથી શિવધર્મના લોકો નર્મદા નદીને પવિત્ર સમજે છે.

શિવધર્મની એક શાખા "પાશુપત" છે. આ ધર્મની મુખ્ય ખાસિયત એ છે કે ધર્મને માટે હરેક વખતે લડાઈ કરવાને તેમાંનો એક ફિરકો તૈયાર રહેતો હતો. એવા ધર્મને માટે લડનારા લગ્ન કરતા ન હતા. અને આવી સાવધ જિંદગી જીવતા હોવાથી વૃદ્ધાવસ્થામાં પણ મજબૂતી સાચવી શકતા હતા. રાજા ઘણુ કરીને આ ધર્મ ઇખ્તિયાર કરી લેતો હતો, કારણ કે ફોજ માટે તેમને ઉત્તમ લડવૈયા મળી જતા હતા ચીની મુસાફર હ્યુએંતસંગ વલ્લભીપુર આવ્યો ત્યારે ધાર્મિક દષ્ટિથી પણ એ શહેર ઘણું રોનકદાર હતુ. ત્યાં સેકસોથી પણ વધારે બૌદ્ધ વિહારો હતા અને ૭ હજારથી પણ વિશેષ આ ધર્મના ઉપદેશક સાધુ હતા. તેઓ રાતદિન પવિત્ર પુસ્તકોનો અભ્યાસ કરતા હતા. આ લોકો ઘણું કરીને બૌદ્ધધર્મના હિનયાન પંથના હતા. અને દેવદેવીઓનાં સેંકડો મંદિરો મોજૂદ હતાં. વળી તે લખે છે કે મનુષ્યની દુનિયામા બુદ્ધ હતો ત્યારે તે ઘણું કરીને આ મુલકમાં આવ્યા કરતો હતો.

જે ઝાડો નીચે તે આવી બેસતો હશે તેમની પાસે રાજા અશોકે યાદગીરી તરફે "સ્તૂપ" બધાવ્યા, તેનાથી બુદ્ધની બેસવાની જગ્યા માલૂમ પડે છે. આ જાતના "સ્તૂપ" અદ્યાપિ બ્રહ્મદેશમાં સંખ્યાબધ છે, તે નક્કર બંધાવ્યા છે. મજકૂર મુસાફર લખે છે કે "અહી ધર્મમાં નવીનતા પેદા કરનાર ઘણા છે." એનો બહુધા કહેવાનો ભાવાર્થ—જે લોકો બૌદ્ધધર્મીઓ ખરા પરંતુ તેમનો સબધ બૌદ્ધધર્મના બીજા પંથ સાથે છે અને તેમની ઓળખને માટે લખ્યું છે કે ભભૂત લગાડે છે. ઘણું કરીને કહેવાનો ભાવાર્થ હિંદુ સાધુ છે.

## વલભીપુરનો વિનાશ

આ આલીશાન શહેર જે અઢીસો સાલથી પણ વધારે સમય પર્યંત તમામ શહેરોમા મશહૂર હતું એની ખરાબી કેવી રીતે થઈ એ એક એવી બાબત છે કે જે વિશે હારૂનના ખજાનાની માફક કંઈ સમજણ પડતી નથી. ઘણી દંતકથાઓ છે. કોઇએ કહ્યુ કે તેનો વિનાશ પાર્થિયનની મારફત થયો. કોઈ હૂણનુ નામ આપે છે. અને કોઈ કહે છે કે એ લોકો "કેટી" હતા. ઇલિયટ સાહેબે પણ એ વિશે કંઈ ખાસ અભિપ્રાય વ્યક્ત કર્યો નથી. કેટલાક એમ પણ કહે છે કે સિંધના અરબોએ એને વેરાન કર્યું. કેટલાંક તામ્રપત્રો ઉપરથી આના સબધ માટે પણ કોશિશ ચાલુ છે. પ્રથમ હું એ દંતકથાઓ જણાવુ છુ, તે પછી એ વિશે ખાસ ચર્ચા કરીશ કે એ શહેરનો કયા સમય દરમિયાન વિનાશ થયો અને કેવી રીતે થયો. જૈની પુસ્તકોમાં જણાવવામા આવ્યુ છે કે "ઢ ઢલીમલ" નામનો એક સાધુ પોતાના ચેલા સાથે વલભીપુર આવ્યો અને શહેર નજીક પોતાનુ સ્થાન નક્કી કર્યું. ચેલો શહેરમાં ભીખ માગવા ગયો પરંતુ કોઇએ કંઈ આપ્યુ નહિ ન છૂટકે જગલમાં ગયો અને લાકડાં કાપી લાવ્યો અને તે વેચી પૈસા મેળવ્યા. આટો ખરીદી રોટલી પકવવાની ઇચ્છા કરી ત્યારે લોકોએ ઇન્કાર કર્યો, છતા એણે રોટલી પકાવી. લાબા સમય પર્યંત તે આ જ પ્રમાણે રહ્યો આખરે એક દિવસે સાધુએ ચેલાને પૂછ્યુ કે "તારા શિર ઉપરના વાળ કેમ ખરી પડે છે?" તેણે અસલ વસ્તુસ્થિતિનુ બ્યાન કર્યું કે "લાકડાં હરરોજ માથા ઉપર ઉઠાવવાનુ આ પરિણામ છે." સાધુએ કહ્યુ "કાલે હુ જ જઈશ" અને તે ગયો, પરંતુ કુભારો સિવાય કોઇએ દાન આપ્યુ નહિ. આથી સાધુને ક્રોધ ચડ્યો. તેણે કુભાર ઉપર સદેશો મોકલ્યો કે "તું તારા કુટુબ કબીલાને લઈને અહીથી ચાલ્યો જા, કારણ કે હવે આ શહેરનો વિનાશ થઇ જશે પરંતુ જતી વખતે પાછુ ફરી જોઇશ નહિ." પછી કુભાર ચાલ્યો ગયો. પરંતુ જ્યારે તે ભાવનગર

પહોચ્યો ત્યારે તેની સ્ત્રીએ પાછુ ફરી જોયુ, અને તે પથ્થરની થઈ ગઈ. લોકોએ તેનુ નામ "રૂદાપુરી માતા" રાખ્યુ. સાધુએ ત્યાં કાણિયાનુ એક વાસણ લઇ ઊંધુ વાળી દીધું અને કહ્યું કે શહેર આ રીતે ઊંધુ વળી જશે અને તેની દોલત ધૂળ થઇ જશે. તેજ સમયે વલભીપુરનો નાશ કર્યો.

આ કહાણીમાથી નીચેની હકીકત માલૂમ પડી આવે છે :

(૧) જૈન બ્યાન કરનારે આ ચમત્કાર એવી સુદર રીતે વર્ણવ્યો છે કે તે ઉપરથી સાફ માલૂમ પડી જાય છે, કે આ સાધુ જૈન હતો. (૨) વલભીપુરની વસ્તીમાં બૌદ્ધધર્મીઓનું પ્રમાણ વધારે હતુ, કારણ કે આ સમયથી તે મુસલમાનોના જમાના પર્યંત સિંધ અને ગુજરાતની મોટી આબાદી બૌદ્ધ હોવાની સાબિતી અરબી મુસાફરોનાં સફરનામાઓમાથી માલૂમ પડે છે. (૩) બૌદ્ધ અને જૈન લોકો વચ્ચે સખત અદાવત હતી અને એકબીજા સાથે ધર્મયુદ્ધ ચાલ્યા કરતુ હતુ, કારણ કે વલભીના લોકો માલદાર અને દાનવીર હતા બિલકુલ અસભવિત છે કે એક સાધુ આવી રીતે અનાજ પાણી વગર ત્યા રહે, લોકો પાસે ભિક્ષા માગે અને એક ટકનું ખાવાનું પણ ન મળે. આ બનાવ ફક્ત એકજ સજોગમાં બની શકે કે સાધુ જૈન હોય અને વલભીપુરમાં બૌદ્ધધર્મી લોકોનુ જૈન તરફ વર્તન ખરાબ હોય. (૪) આ કુંભાર બહુધા નીચ વર્ણનો હશે. (૫) જે જગ્યા ઉપર એ રહેતો હતો તે વલભીપુરની કોઇ સીમા પરનો મહોલ્લો કે નજીકનુ ગામ હશે. (૬) ઘણું કરીને આ મહોલ્લા કે ગામનુ નામ "રૂદાપુર" હશે.

હવે બીજી દંતકથા જોઇએ, જે સામાન્ય ઇતિહાસો (ગુજરાતી)-માં મળે છે અને લગભગ હરેક હિંદુ ગ્રંથકારે એનો ઉલ્લેખ કર્યો છે. વલભીપુરમાં કાકુ નામે એક દોલતમંદ શખ્સ રહેતો હતો. આ શહેરનાં મોટાં મોટાં મકાનો તેની માલિકીનાં હતાં. તેની દીકરી પાસે હીરાની (કે હીરાજડિત) કાંસકી હતી. રાજાની કુંવરીને જ્યારે આ

વાતની ખબર પડી ત્યારે તે લેવાનું તેને મન થયું, પરંતુ કાકુની છોકરીએ તે આપવાનો ઇન્કાર કર્યો, આથી રાજકુંવરીને સખત માઠું લાગ્યું અને તેણીએ તેના પિતા આગળ એ વાતની ફરિયાદ કરી. ખુદ રાજાએ કાકુ પાસેથી તેની માગણી કરી, પરંતુ તેણે પણ આપવાની સાફ ના પાડી. આથી રાજા ક્રોધે ભરાયો અને તેણે સિપાઇ મોકલી બળાત્કારે છીનવી લીધી. કાકુ આ અપમાન સહન કરી શક્યો નહિ અને આ જુલ્મનો બદલો લેવાનો તેણે પાકો ઇરાદો કર્યો ને એક મોટી રકમ નજરાણામાં આપી પરદેશી લશ્કર લઈ આવ્યો આ પરદેશી લશ્કરે વલભીપુરમાં લૂંટ ચલાવી રાજાને ખેદાનમેદાન કરી નાખ્યું.

બહુધા આ કાકુ બૌદ્ધધર્મી હતો, કારણ કે એ મુલ્કમાં મહાન વેપારીઓ તથા તવંગર લોકો બૌદ્ધપંથી હતા. અને ઘણું કરીને વલભીપુરના આખરી શીલાદિત્ય રાજાઓ બૌદ્ધપંથી નહતા. આથી સંભવિત છે કે આ કિસ્સામાં પણ ધાર્મિક ભાવના કામ કરી રહી હોય. અબુરીહાન બીરૂનીએ તેની કિતાબમાં આ બાબતમાં જે કઇ કહ્યું છે તે નીચે પ્રમાણે છે :

"લોકો કહે છે કે એક આદમી જેને સિદ્ધિ પ્રાપ્ત થઈ ગઇ હતી, (અને જે ઘણું કરીને બૌદ્ધધર્મી હતો) તેણે કેટલાક રબારીઓને પૂછ્યું: તમે તોહળ નામની એક બુટ્ટી જોઇ છે? તેને પારખવાની નિશાની એ છે કે જ્યારે એને તોડવામાં આવે ત્યારે સફેદ દૂધને બદલે લોહી બહાર નીકળે છે."

"તેણે જવાબ આપ્યો કે હા, જોઈ છે. તે આદમીએ પેલા રબારીને ઈનામ આપ્યું, એટલે તેણે તેને જડીબુટ્ટી બતાવી દીધી. ત્યારપછી પેલા માણસે એક ખાડો ખોદી આગ સળગાવી. અને જ્યારે તે બરાબર જલદ થઈ ત્યારે તેણે રબારીના કુતરાને આગમાં ફેંકી દીધો. આથી રબારી ક્રોધાયમાન થયો અને તેણે પેલા આદમીને પકડી આગમાં ધકેલી મૂક્યો. આગ બુઝાઈ ગઇ ત્યાંસુધી તે ત્યાં

જોતો રહ્યો અને ઠંડી થયા બાદ જુએ છે તો તે બને સોનાનાં થઇ ગયાં હતાં. તેણે પોતાના કૂતરાને લઈ લીધો, અને આદમીને ત્યાં જ રહેવા દીધો, કાર્યસંજોગે એક ગામડિયો ત્યાંથી પસાર થયો, તેણે તેની એક આગળી કાપી લીધી અને એક વાણિયો જેનું નામ "રંક" હતુ તેની પાસે જઇ તે વેચી મારી ત્યારપછી પોતાને જરૂરી ચીજો ખરીદી તે પાછો આવ્યો બીજે દિવસે જ્યારે તે ફરીથી ત્યાં પહોંચ્યો ત્યારે તે આદમીની આગળી હતી તેવી થયેલી તેને માલુમ પડી, તેણે ફરીથી કાપી લઈ મજકૂર વાણિયાને આપી જરૂરી ચીજો ખરીદી લીધી. આ પ્રમાણે તે હરરોજ કરતો હતો. આખરે વાણિયાને ખરી વસ્તુસ્થિતિની ખબર પડી અને પેલા ગામડિયાએ પણ તેને ખુલ્લા દિલથી અસલ હકીકત કહી સંભળાવી. મોદી પેલા સોનાના આદમીને પોતાને ઘેર લઇ ગયો અને અતિ દોલતમંદ થઇ ગયો. શહેરનાં મકાનોનો મોટો ભાગ તેની માલિકીમાં આવી ગયો. જ્યારે તેની દોલતમંદીની ખબર રાજાને કાને પહોંચી ત્યારે તેણે પેલા મોદી પાસે તે ધનની માગણી કરી 'વાણિયાએ ઈન્કાર કર્યો, પરંતુ તેને ડર લાગ્યો કે રખેને રાજા મોકો દેખી વેર લે. તેથી મન્સુરા (સિંધનુ પાયતખ્ત જે વેગન થઈ ગયુ હતુ તે)ના પાદશાહ પાસેથી તેણે સહાય માગી અને પુષ્કળ ધનને ભોગે દરિયાઈ કાફલાની માગણી કરી આથી મન્સુરાથી દરિયાઈ બેડો આવ્યો, અને રાત્રિને સમયે હુમલો કર્યો. જેમાં વલભીનો રાજા માર્યો ગયો, શહેર લૂંટાઈ ગયુ અને રૈયતની ખાનાખરાબી થઈ ગઇ." ૧

આ ઉલ્લેખને લગતી નીચે પ્રમાણે હકીકતો ધ્યાન ખેંચે તેવી છે. બીરૂનીએ આ દંતકથાની શરૂઆત એવી રીતે કરી કે "લોકો કહે છે." આ ઉપરથી ચોક્કસ રીતે માલૂમ પડી ગયુ કે ખુદ તેને પણ તે ઉપર શ્રદ્ધા નથી. અને સિદ્ધિ પ્રાપ્ત કરેલી ને સોનુ બનાવ-

૧ કિતાબે હિંદ અલ્બીરૂની, પૃ૦ ૯૪-યુરાપ. ઘણું કરીને બીરૂનીનો એ કિસ્સો "પ્રબંધ ચિંતામણિ" સાથે મળતો છે

વાની વાત તે એવી રીતે અંદર આવે છે કે તે આશ્ચર્યકારક વિચિત્ર અને અસ્વીકાર્ય છે. (૨) આ ઉલ્લેખમાં વલભીના રાજાનું નામ આપવામાં આવ્યું નથી. જો હોત તો તે ઉપરથી માલૂમ પડી જાત કે એ કયા સમયનો બનાવ છે (૩) એણે કોઇ સાલ પણ દીધી નથી. તેણે સિંધના હાકેમનું નામ તેમજ મન્સૂરાના હાકેમનું પણ નામ આપ્યુ નથી, કે જેની સાથે વલભીપુરના નાશને સબંધ હોય. આવા સંજોગમાં આ વાતનો ખરેખરો અને ચોકસ રીતે પત્તો મેળવવો એહદ મુશ્કેલ છે. કેટલાક હિંદુ ઇતિહાસકારોએ ઉમર-બિન જમાલનું પણ નામ લખ્યુ છે.

હવે ચડાઇ કરનાર વિશેની ચોખવટ કર્યા પહેલાં અરબોના ગુજરાત ઉપરના તમામ હુમલાનુ ધ્યાન કરવુ મુનાસિબ થઈ પડશે.

અરબોએ સૌથી પહેલો હુમલો હિ. સ. ૧૫ (ઇ. સ. ૬૩૬)માં થાણા ઉપર કર્યો હતો. તે વખતે વલભીના રાજાઓમાં ધ્રુવસેન બીજો (ઈ. સ. ૬૨૦ થી ઇ. સ. ૬૪૦) રાજ્ય કરતો હતો. થોડા દિવસ બાદ ભરૂચ ઉપર હુમલો આવ્યો. તે સમયે ભરૂચમાં ગુજરોનું રાજ્ય હતુ, પરંતુ બીજાપુરના[૨] પુલકેશીના લેખ ઉપરથી માલૂમ પડે છે કે પુલકેશી બીજો (દક્ષિણી ચાલુકય) તમામ ગુજરાત ઉપર શહેનશાહત કરી રહ્યો હતો. ભરૂચનો ગુજર રાજા "દદ્દ" બીજો (ઇ. સ. ૬૩૩) હતો. હિ. સ. ૯૩ (ઈ. સ. ૭૧૧) માં મોહમ્મદ બિન કાસિમે સિંધ જીતી લીધું અને સંપૂર્ણ વ્યવસ્થા કર્યા બાદ ભિન્નમાલ તરફ તે ફર્યો, અને ત્યાંના લોકો લડયા વગર તાબે થઇ ગયા.[૩] ત્યારપછી જ મોહમ્મદ બિન કાસિમને અરબસ્તાન પાછો બોલાવી લેવામાં આવ્યો. તે વખતે વલભીપુર ઉપર શીલાદિત્ય ચોથા (ઇ. સ. ૬૯૧ થી ૭૨૨)નું અને ભરૂચ ઉપર જયભટ્ટ ત્રીજા (ઈ. સ. ૭૦૦ થી ૭૩૫) અને દક્ષિણ ગુજરાત ઉપર

૨. પ્રાચીન ઈતિહાસ, પ્રકરણ ચાલુકય.

૩. બલાઝરી ફત્હે સિંધ-મિસર.

ચાલુક્યમાંથી મંગલરાજ (ઇ. સ. ૭૩૧)નું રાજ હતુ, મોહમ્મદ કાસિમના ગયા પછી જે હાકેમ આવ્યા તે પણ પેલાઓની માફક આંતરવિગ્રહમાં એટલા રચ્યાપચ્યા રહ્યા, કે તેઓ ભિન્નમાલ તેમજ સિંધને પણ સંભાળી ન શક્યા અને સિંધના ઘણા જિલ્લા અરબોના હાથમાંથી જતા રહ્યા, હિ. સ. ૧૦૭ (ઇ. સ. ૭૨૬). જુનૈદ સિંધના સૂબા તરીકે આવ્યો. સિંધની વ્યવસ્થા કર્યા બાદ તેણે પોતાના હાથ નીચેના અમલદારોને ગુજરાત ઉપર હુમલો કરવાને રવાના કર્યા. નાનું રણ વટાવી તેઓ પહેલાં મારવાડમાં આવ્યા, ત્યાંથી માંડલ (વીરમગામ પાસે) પહોંચ્યા, અને ત્યાંથી નીકળી ધિણોજ આગળ મુકામ કર્યો. (તે રાધનપુર અને પંચાસર પાસે છે. આજકાલ ત્યાં એક નાનું સરખું ગામ રહી ગયું છે.) ત્યાંથી સીધા જઇ ભરૂચ ઉપર હુમલો કર્યો. ભરૂચથી હબીબ નામના એક સરદારે *માળવા (ઉજ્જૈન) નો સીધો રસ્તો લીધો. તે જીતી "બહેરીમંદ"* અને ત્યારપછી ભિન્નમાલ જઇ ગુર્જરોને હરાવતો તે સિંધ પાછો ચાલ્યો ગયો.[૧] તે વખતે વલભીપુરના તખ્ત ઉપર શીલાદિત્ય પાંચમો (ઈ. સ ૭૦૦ થી ૭૩૫) રાજ્ય કરતો હતો. દક્ષિણ ગુજરાતમાં ચાલુક્ય વંશનો ત્રીજો રાજા મંગલરાજ (ઇ. સ. ૭૩૧) રાજ્ય કરતો હતો અને દક્ષિણમાં એક નવી જ સત્તા પેદા થઇ ચૂકી હતી, જેણે કલ્યાણ (દક્ષિણ)થી માંડી તમામ દક્ષિણ તેમજ વાયવ્ય ખૂણો (પંચાસર) વટાવી સૌરાષ્ટ્રના એક મોટા હિસ્સા ઉપર ફતેહનો ઝંડો ફરકાવ્યો હતો, અને કચ્છ પણ તેણે પોતાના તાબામાં લઈ લીધું હતું. એ ચાલુક્ય વંશ સોલંકીની શાખા હતી અને 'ભુવડ' આ સમયે મહારાજા હતો. ભુવડે જ પંચાસરની ચાવડા સલ્તનતનો નાશ કર્યો હતો અને પચાસ સાલ પર્યંત તેના ઉપર પોતાનો કાબૂ રાખ્યો હતો (અથવા તો તેના વારસે તેનો કબજો સાચવી રાખ્યો

---

૧. બલાઝરી—ફતેહ સિંધ (પ્રેસ) મિસર.

હતો.) અને એના ડરથી ચાવડા ખાનદાનનો યુવાન રાજકુંવર (કુમાર વનરાજ) જંગલોમાં છુપાતો ફરતો હતો તેમજ લૂટમારમાં મશગૂલ હતો.

હવે જુનૈદે જીતેલા મુલકો ફરીથી જોઈએ. તેમાંથી એક જગ્યા "મરમદ" અને બીજી "બહેરીમદ" છે. એમનાં અસલ નામોનો ચોક્કસ પત્તો નથી, તેમ છતાં એ ક્યાં આવેલ તેની સંભાવના થઈ શકે છે. જુનૈદ જ્યારે સિંધથી નીકળ્યો ત્યારે પ્રથમ તે "મરમદ" માં આવ્યો અને ત્યારપછી વીરમગામ પાસે આવેલા માંડલમાં આવ્યો. હવે નકશા ઉપર નજર કરવાથી એમ માલૂમ પડે છે કે "મરમદ" ઘણું કરીને નાના રણ પાસે એક જગ્યા છે. ત્યાં આરામ લેવાને અરબોએ પહેલો પડાવ નાખ્યો હતો. એ મારવાડનો ભાગ હતો. ઉજ્જેન (માળવા)થી નીકળી "બહેરીમદ" થઇ ભિન્નમાલ પહોંચ્યો. આ ઉપરથી માલૂમ પડે છે કે "બહેરીમંદ" માળવા અને ભિન્નમાલ વચ્ચે છે.

## જુનૈદના હુમલાનું કારણ

આ જમાનાના રાજકીય બનાવો તરફ એક નજર ફેંકવાથી સાફ સાફ માલૂમ પડી જાય છે કે, જો કે ગુજરાતમાં અલગ અલગ હકૂમતો હતી, પરંતુ તે સમયે તે તમામ ઉપર દક્ષિણી સોલંકીની શહેનશાહત હતી, જેની સરહદો સિંધને મળતી હતી. સોલંકી ખાનદાન ઉન્નતિના શિખર ઉપર હતું તેથી હરેકને એનો ડર હતો. ભરૂચના ગુર્જર અને દક્ષિણ ગુજરાતના ચાલુક્ય તેના તાબામાં હતા. સિંધ અને ગુજરાતની સરહદો જોડાયેલી હતી, તેથી સંભવિત છે કે કંઇ સરહદી કજિયાથી તેની શરૂઆત થઇ હશે અને આખરે લડાઇનું સ્વરૂપ પકડયું હશે; જેમકે ખુદ સિંધના રાજાઓ સાથે આ જાતનો મામલો ઊભો થયો હતો.[૧]

---

૧. તારીખે હિંદ, ભા. ૧, પૃ૦ ૬૫૧, હૈદરાબાદ

અને જો કે આ લડાઇ ફક્ત સોલંકીઓ સાથે હતી તેથી એમ જણાય છે કે જે લોકો ખુદ દુશ્મન નહિ તો દુશ્મનના સહાયક હતા તેમની સાથે જ જુનૈદે લડાઇ કરી. જુનૈદ સાથે પ્રથમ માંડલમાં યુદ્ધ થયુ. બીજુ રણક્ષેત્ર પિણ્ડોજ હતુ, જ્યાં પંચાસરની સંપૂર્ણ સોલંકી તાકત ચૂરેચૂરા થઇ ગઇ. આ બાજૂ ભરૂચ એ લોકોના તાબામાં હતુ તેથી ત્યાંથી તેમને મદદ મળી હશે અને જ્યારે જુનૈદને એની ખબર પડી ત્યારે તુરત જ તે ભરૂચ પહોંચ્યો અને એક જ લડાઇમાં તેને ખતમ કર્યુ. ત્યારપછી તેને માલૂમ પડયું કે ઉજ્જેનના લોકો હુમલો કરવાની તૈયારીમાં રોકાયા છે, તેથી ઉજ્જેનના લોક અહીં આવે તે પહેલાં તેણે હુમલો કરી જીતી લીધું. હવે આ વિજેતા પોતાના મુલ્ક સિંધથી અતિ દૂર નીકળી ગયો હતો અને દુશ્મનોએ બીજી બાજૂએથી આ મોકાનો ફાયદો ઉઠાવ્યો એટલે કે ભિન્નમાલમાં ગુજરો મોટી સંખ્યામાં તેમને રોકવાને હાજર થયા. જુનૈદે જોયું કે હવે આગળ વધવામાં ભય છે અને ભિન્નમાલમાં જો ગુજરોની તાકત જમા થઇ જાય તો પાછા ફરવું પણ મુશ્કેલ થશે; આથી પૂરપાટ તે ભિન્નમાલ પહોંચ્યો અને ગુજરોની આટલી તાકતને પણ ફના કરતો સિંધ પાછો આવી પહોંચ્યો. આ જંગમાં જુનૈદે ચાળીસ કરોડની લૂંટનો માલ હાસિલ કર્યો. સૌરાષ્ટ્ર અને ગુજગતનાં સરહદી સ્થળો ઉપર ચોકી ગોઠવી દીધી અને તેના સંરક્ષણ માટે ઉત્તમ ગોઠવણ કરી ગયો.

મારા આ બ્યાનથી સ્પષ્ટ થશે કે જુનૈદે ફક્ત દુશ્મનો કે દુશ્મનોના સહાયક સાથે જ લડાઇ કરી, જેઓ તટસ્થ રહ્યા હતા તેમને એણે બિલકુલ છેડયા નહિ. જુઓ, સોમનાથ પાટણ[૧] એક મહાન બંદર હતું, ત્યાં તે ગયો નહિ; ખંભાતનું બંદર ભરૂચ જવાના રસ્તામાં હતું તેના તરફ તેણે નજર પણ ન કરી; શીલાદિત્ય રાજા[૧] તટસ્થ હતો તેથી તે વલભીપુર પણ ન ગયો. જુનૈદ ત્યાં ગયો હોત તો તે જગ્યા એવી

૧. ઈબ્ન ખલ્દુન, પૃ. ૨૯૭, ભા. ૫, ઉર્દૂ

હતી કે જરૂર અરબો તેને યાદ કરત. અરબી તારીખોમાં નાનીસૂની જગ્યાઓનાં નામો પણ આપવામાં આવ્યાં છે. વલભીપુર જે એક મોટું દોલતમંદ શહેર હતું તે તેઓ કેવી રીતે ભૂલી જાય? આપણે જોઈએ છીએ કે તે પછી પણ છઠ્ઠા શીલાદિત્ય અને સાતમા શીલાદિત્યે વલભીપુરમા રાજ્ય કર્યું હતુ. ચાલુક્ય રાજાના જમાનાનો નવસારીથી એક લેખ મળ્યો છે તેનાથી મારી આ વાતને સમર્થન મળે છે. જેમકે પુલકેશી જનાશ્રયના જમાનાનો લેખ છે, જેમા ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે અરબ લશ્કરે સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવડા, મરુ ( મારવાડ ) ભિન્નમાલની સંતનતને હેરાન કરી હતી. આ લેખ ઈ. સ. ૭૩૮–૩૯ ( પુલકેશીના જમાના ) નો છે,[૧] એટલે કે અસલ બનાવથી દસબાર સાલ બાદનો છે. જુઓ, આમાં પણ ચાવડા, મરુ અને ભિન્નમાલનો ઉલ્લેખ છે, પરંતુ વલભી વિશે કંઇ નથી. સૌરાષ્ટ્રનો ઉલ્લેખ છે પરંતુ તેનો અર્થ વલભીરાજ થતો નથી, કારણ કે વલભી કંઈ અજ્ઞાત જગ્યા ન હતી કે તેની જગ્યાએ કોઈ મશહૂર જગ્યા સૌરાષ્ટ્રના નામથી લખવામાં આવે.

**ગુજરાતી દૃષ્ટિબિંદુથી આ હુમલાની અસરઃ—**

બીજું એ કે દક્ષિણ ગુજરાતમાં જે નાનાં નાનાં રાજ્યો ઠેર ઠેર ફેલાઇ ગયાં હતાં અને ભરૂચ, નંદોદ, વડોદરા, નવસારી વગેરેમાં નાના નાના રાજાઓ રાજ્ય કરી રહ્યા હતા, તેમની તાકત ધીમે ધીમે મંદ થવા માંડી, અને થોડા જ દિવસોમાં એ સલ્તનતો ફના થઈ એક સંયુક્ત સત્તા સાથે જોડાઈ ગઈ. તે પછી લગભગ ૩૦ વરસ પર્યંત અરબોએ ગુજરાત તરફ નજર પણ ન કરી. ખલીફા મન્સૂર અબ્બાસીના જમાના ( હિ. સ. ૧૪૦માં ઇ. સ. ૬૫૭ )માં હિશામ જ્યારે સિંધના સૂબા તરીકે આવ્યો ત્યારે તેણે ઉમર બિન જમાલને ગુજરાત તરફ મોકલ્યો. ઉમર જહાઝોનો એક કાફલો લઈ બારબુદ (ભરૂચ નજીક) પહોંચ્યો અને ઘણું કરીને તે વખતે તેને વધુ ફતેહ હાસિલ ન થઇ, તેથી તુરત જ તે પાછો ચાલ્યો ગયો. એ ફક્ત પરિસ્થિતિથી વાકેફ થવાને આવ્યો હોય એ સંભવિત છે. ત્યારપછી હિશામ નવી તૈયારી કર્યા બાદ જહાઝોનો એક બેડો લઇ ( ભરૂચ જિલ્લાના ) ગંધાર બંદરે આવી પહોંચ્યો; જીત મેળવી કેટલાક દિવસ ત્યાં રહ્યો. એક બૌદ્ધોનો વિહાર હતો તેની જગ્યાએ તેણે એક મસીદ બંધાવી. બલા-

હતાં. વલભીપુરમાં શીલાદિત્ય છઠ્ઠો ( ઇ. સ. ૭૬૦ ) મોજુદ હતો. ત્યારપછી પણ શીલાદિત્ય સાતમાને (ઇ. સ. ૭૫૬) તેજ વલભીપુરમાં રાજ્ય કરતો આપણે જોઇએ છીએ. આથી એમ તો નક્કી થઇ ગયું કે વલભીપુરને આ હુમલાથી કંઈ નુકસાન પહોંચ્યુ નહિ પરંતુ કંઈ નુકસાન થયું તે રાષ્ટ્રકૂટને થયુ. મારું પોતાનુ માનવું છે કે આ હુમલો ફક્ત ચેતવણીરૂપે હતો. એ ભરૂચના કાંઠાના વેપારીઓની ફરિયાદને લઈને કરવામાં આવ્યો હતો, કારણ કે નવી હકૂમતે વેપારીઓ સાથેનું લાંબી મુદતથી ચાલી આવેલું વર્તન જારી રાખ્યુ નહિ હોય. ગાંધારમાં રહ્યા તે વખતે હકૂમત અને અરબો વચ્ચે કજિયાનો નિકાલ થઇ ગયો ત્યારે તેઓ પાછા ચાલ્યા ગયા તે પછી લગભગ વીસ વર્ષ પર્યંત અરબ વેપારીઓને અહીંની હકૂમત સાથે કોઇપણ ફરિયાદનો સમય આવ્યો નહિ. આથી અરબસ્તાન અને ગુજરાતના સબંધો કોઇપણ રીતે બગડવાનો પત્તો મળતો નથી. અલબત્ત ખલીફા મહદી અબ્બાસીના જમાનામાં અબ્દુલ મલેકે ( હિ સ. ૧૫૯–ઈ. સ. ૭૭૫ ) ફરીથી ગુજરાત ઉપર હુમલો કરવાની તૈયારી શરૂ કરી. તે સમયે તે એક મહાન દરિયાઇ કાફલો લઈ રવાના થયો અને હિ.સ. ૧૬૦ (ઇ. સ. ૭૭૬)માં ભાળભૂત પહોંચ્યો. "ભાળભૂત" ભરૂચથી સાત માઇલ ઉપર પશ્ચિમમાં એક કાચું બંદર હતું, જ્યાં જહાઝો સમુદ્રની ભરતીઓટ સાથે આવતાં જતાં હતાં. અબ્દુલ મલેક આ બંદર ઉપર કબજો કરી કેટલોક વખત ત્યાં રહ્યો. અહીં લગભગ અઢાર વર્ષને અંતરે એક મેળો ભરાયા કરતો હતો. મોસમની અસર તેમજ લોકોની ઠઠને લઈને સાધારણ રીતે રોગ ફેલાઇ જતા હતા. કર્મસંજોગે આ વખતે પણ તેમજ બન્યુ. અરબ ફોજમાં એ બીમારી જોસભર ફેલાઇ ગઇ અને એક હજાર આદમી માર્યા ગયા, અને ત્યાં ને ત્યાં જ તેમને દફન કરવામાં આવ્યા. આથી વહેલી તકે તેઓ ત્યાંથી પાછા ગયા.[૧]

૧. ઇબ્ન ખલ્દુન, પૃ. ૩૫૯, ભા. ૬, અલ્હાબાદ પ્રેસ

તે વખતે ગુજરાતના વાયવ્ય ખૂણામાં વનરાજ ચાવડો રાજ્ય કરતો હતો અને દક્ષિણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટ ખાનદાનના કૃષ્ણ (કે ગોવિંદ) (ઇ. સ. ૭૬૫ થી ૭૯૫)ની હકૂમત હતી. કૃષ્ણના એક લેખ ઉપરથી માલૂમ પડે છે કે આ ખાનદાનના લોકોએ બળવો કર્યો હતો અને કેટલાક શાહઝાદાઓએ રાજ મેળવવાને કુટુંબકલેશ શરૂ કર્યો હતો તેથી ત્યાં અશાંતિ ફેલાઈ. આ બળવો સમાવી હકૂમતની લગામ કૃષ્ણને પોતાના હાથમાં લેવી પડી. ઘણું કરીને આ જ બળવા અને અશાન્તિના સમયે અરબ વેપારીઓ લૂંટાયા તેમજ પરેશાન થયા એનો બદલો લેવાને અબ્દુલ મલેકને ફોજી કાફલો લઈ આવવું પડ્યું. જેમકે ઘોડુ ઉપર વેપારી અને અંગ્રેજની કોમના સંરક્ષણ માટે બ્રિટિશ ગવર્નમેન્ટે ચીનમાં ફોજી કાફલો મોકલવો પડયો જેથી કરીને આપસના ટંટામાં ગેરમુલ્કી લોકોને કાંઈ નુકસાન વેઠવું ન પડે. ગમે તેમ હોય પણ આપણે જોઈએ છીએ કે આ હુમલામાં પણ વલભીપુરનો બિલકુલ ઉલ્લેખ નથી. અરબો ભરૂચ જિલ્લામાં ઊતર્યા અને ત્યારપછી ત્યાંથી જ પાછા ફર્યા. કેટલાક ગુજરાતી ઇતિહાસોમાં જણાવવામાં આવ્યુ છે (જે અંગ્રેજી ઇતિહાસોમાથી નકલ કરવામાં આવ્યું છે) કે અરબોએ "બળદ" ઉપર હુમલો કર્યો અને બીમારી ફેલાઈ જવાથી પાછા ચાલ્યા ગયા. વળી શંકાને સ્થાન આપવામાં આવે છે કે કદાચ એ "બળદ" "બલબ" પણ હોય જે વલભીપુરનું અરબી ભાષાનું રૂપ છે. પરંતુ આ તેમની ગેરસમજ છે. હકીકત એ છે કે અસલ જગ્યા જ્યાં હુમલો થયો હતો તે "ભાળભૂત" છે, જેનું 'બળદ' કર્યું અને ગુજરાતીઓ ભૂલથી "બલબ" સમજ્યા. ગુજરાતી ઇતિહાસોમાં વલભીપુર વિશે સિક્કા અને તામ્રલેખો ઉપરથી જે આખરી તારીખ બતાવવામાં આવે છે તે ઈ. સ. ૭૬૬ છે. તે પછી વલભીપુર વિશે કંઇ પણ હકીકત મળતી નથી,

---

૧. ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ

તેથી લોકો તેને પાયમાલ થએલું સમજવા લાગ્યા. અને 'ઇમ્પીરિયલ ગેઝેટિયર'માં જણાવવા આવ્યું છે કે વલભીપુરનો નાશ ૭૭૦ માં થયો.[૨] એટલે કે અબ્દુલ મલેકનો હુમલો આ પાયમાલીની સાલ પછી ૭ વરસે થયો. એનો અર્થ એ થાય કે વલભીપુરનો એ પહેલાં નાશ થયો હતો. અને આ અરબોનો આખરી હુમલો હતો.

તે પછી ગુજરાત ઉપર અરબોનો એક હુમલો થયો નહતો. મારા આ ખ્યાલથી વાંચકોને એટલુ તો માલૂમ પડયુ હશે કે અરબોએ હરગીઝ વલભીપુર ઉપર ચડાઇ કરી નહતી અને તેની પાયમાલીને તેમની સાથે નિસ્બત નથી; એટલે એ ખ્યાલ તો બિલકુલ ગલત છે. સંભવિત છે કે ભવિષ્યમાં આ બાબતમાં કોઈ પાકી સાબિતી મળી જાય અને અત્યારે તો આ હકીકત માનવામાં કોઈ પણ વાંધો નથી. હુ એમ કહેવા નથી માગતો કે અરબો એમ કરે એ સંભવિત છે; પરંતુ કહેવાની મતલબ એ છે કે આજ પર્યંત સાબિતી માટે કોઈ પાકી દલીલ મળી નથી. હવે અસલ સવાલ તો બાકી જ રહ્યો કે એનો નાશ કેવી રીતે થયો હશે. એ એક વિચારવા જેવી બાબત છે; જૈનો કહે છે કે જૈની સાધુના શાપને લીધે એમ થયું છે; બૌદ્ધ લોકો કહે છે કે કાકુ નામનો વાણિયો બૌદ્ધધર્મી હતો તેણે કોઈ પરદેશીને બોલાવી તેનો નાશ કરાવ્યો; અને હીરાની કાંસકી તકરારનું મૂળ હતી. એ કાંસકી રાજાએ માંગી હતી, અને તેણે તે ન આપી. બીરૂનીને હકીકત મળી કે "રંક" (નામ હતુ અને ગરીબ હોવાના સબબથી તે રંક નામે ઓળખાતો હતો.) વાણિયાને સોનાનો આદમી મળ્યો હતો જેનાથી તે અતિ દોલતમંદ થઈ ગયો હતો. રાજા શિવ–માર્ગી હતો તે તેની દોલત ઉપર લોભાયો, અને તે છીનવી લેવાની ઇચ્છા કરી અને મન્સૂરાવાળાઓ સાથે સંધિ કરી રાત્રે હુમલો કરાવી

---

૨. પૃ. ૧૫—પ્રેસ હૈદરાબાદ—તારીખે નૃદ કદીમ.

તેનો નાશ કરાવ્યો. આ પ્રમાણે હકીકત કહેનારની વાતો એટલે અંશે જુદી પડે છે તેના ઉપર દૃષ્ટિબિંદુ રાખી ફેંસલો કરવો ઇતિહાસકાર માટે જો કે બેહદ મુશ્કેલ છે તોય છતાં બહુ જ ગંભીરપણે નજર કરતાં એક વાતનો તો નક્કી પત્તો મળી જાય છે કે વલભીપુરનો અંત આપસઆપસમાં ધાર્મિક ટંટાથી આવ્યો. જૈનો અને બૌદ્ધો વચ્ચેની તકરાર, બૌદ્ધો અને વૈષ્ણવો વચ્ચેનો ઝગડો, વૈષ્ણવોની જૈનો તરફ સુગ આ હકીકત જૈનોના અને અન્ય પુસ્તકોના અભ્યાસથી માલૂમ પડી આવે છે. આ એવી અગત્યની બાબતો છે કે તેમને વિસારી શકાય જ નહિ. અને ઇતિહાસોમાં તેના સખ્યાબધ દાખલા [૧] મળી આવે છે. આ પ્રમાણે ઓછીવત્તી પાયમાલી તો માંહોમાંહેના કજિયા–ટંટાથી જ થઇ હશે. હવે જો જૈન સાધુની વાતો ઉપર વિચાર કરવામાં આવે તો માલૂમ પડે છે કે કદાચ ભૂકંપથી પણ એનો નાશ થયો હોય. પરંતુ જો "રંક" નામના મોદીનો કિસ્સો સાચો ગણવામાં આવે તો ફરીથી જોવું પડશે કે ઈ. સ. ૭૭૦ ની આસપાસ કઈ કઇ સલ્તનતો વલભીના વંશની સમકાલીન હતી અને કોની કોની સાથે એને અદાવત હતી. આરબોએ ક્યારે અને ક્યાં હુમલા કર્યાં જેમાં વલભીપુરનો કંઈ ઉલ્લેખ નથી તે મેં ચોક્કસ, અલબત્ત, આધાર સાથે જણાવી દીધુ છે. પાડોશની સલ્તનતો એટલી બળવાન થઇ ગઇ હતી કે વલભીપુર કાયમ રહે એ પણ આશ્ચર્યજનક ગણાય. નીચે વલભીના ખાનદાન અને તેના પાડોશીઓની એક રૂપરેખા હુ આપુ છુ જે જોવાથી વાંચકને ખબર પડશે કે વલભીપુરનો વિનાશ કેવી રીતે થયો હશે:

૧. બગદાદનો વિનાશ પણ માહોમાહેના કજિયાટંટાથી થયો હતો.

| વલભીના રાજાઓ | રાષ્ટ્રકૂટ રાજાઓ | કલ્યાણી સોલંકી | ચાવડા | મહેર |
|---|---|---|---|---|
| ભટાર્ક ઈ સ ૫૦૯ થી ૫૨૦ | ગોવિંદ પહેલો ઈ સ | ચાલુક્ય વંશના | વનરાજ | મીર |
| ધ્રુવસેન પહેલો ૫૨૦ થી ૫૩૫ | ૬૮૦ થી ૭૦૦ | કલ્યાણી સોલંકી | ચાવડો | રાજા |
| ગુહસેન ૫૩૯ થી ૫૬૯ | કર્ક પહેલો ૬૦૦ | રાજા ભુવડ જેનું | ઈ. સ ૭૪૬ | પરમ |
| ધરસેન બીજો ૫૬૯ થી ૫૮૯ | ઇંદ્ર બીજો ૭૩૦ | અસલ નામ વિ | થી ૮૦૬ | ભટારક |
| શીલાદિત્ય પહેલો ૫૯૪ થી ૬૦૭ | કર્ક બીજો ૭૪૭ | જયાદિત્ય હતું અને | જન્મ | મહારાજા |
| ખરગ્રહ ૬૧૦ થી ૬૧૫ | દંતિદુર્ગ ૭૫૩ | બીજું નામ ભુવ | ઈ સ ૬૯૬ | ધિરાજ |
| ધરસેન ત્રીજો ૬૧૫ થી ૬૨૦ | કૃષ્ણ ૭૬૫ | નાશ્રય હતું. | | ઈ. સ. |
| ધ્રુવસેન બીજો ૬૨૦ થી ૬૪૦ | ગોવિંદ બીજો ૭૮૦ | ઈ સ ૬૯૬ થી | | ૭૩૮ |
| ધરસેન ચોથો ૬૪૦ થી ૬૪૯ | ધ્રુવ ૭૯૫ | ૭૪૬ પર્યંત | | |
| ધ્રુવસેન ત્રીજો ૬૫૦ થી ૬૫૬ | ગોવિંદ ત્રીજો | | | |
| ખરગ્રહ બીજો ૬૫૬ થી ૬૬૫ | ૮૦૩ થી ૮૦૭ | | | |
| શીલાદિત્ય ત્રીજો ૬૬૭ થી ૬૭૫ | | | | |
| શીલાદિત્ય ચોથો ૬૯૧ | | | | |
| શીલાદિત્ય પાંચમો ૭૨૨ | | | | |
| શીલાદિત્ય છઠ્ઠો ૭૬૦ | | | | |
| શીલાદિત્ય સાતમો ૭૬૬ થી ૭૭૦ | | | | |

નકશા ઉપર એક નજર ફેંકવાથી સ્પષ્ટ માલૂમ પડી જાય છે કે શીલાદિત્ય છઠ્ઠા અને સાતમાના જમાનામાં વલભીપુર સલ્તનત કેટલેક અંશે કમજોર થઇ ગઈ હતી અને ખૂબ નાના ઘેરાવામાં તેની હકૂમત રહી હતી, કારણ કે તમામ દક્ષિણ ગુજરાત ઉપર રાષ્ટ્રકૂટોનો કબ્જો હતો. ગુજરાત ઉપરના ઇશાન ખૂણામાં ઈ. સ. ૭૩૭ પર્યંત (સૌરાષ્ટ્ર અને કચ્છ સાથે) કલ્યાણીના રાજાની હકૂમત હતી અને ત્યાર પછી ઈ. સ. ૭૩૮ માં મહેર રાજા પરમ ભટારકે મહારાજાધિરાજ નામનો ઇલ્કાબ ધારણ કર્યો હશે. એમ જણાય છે કે પરમ ભટારકે સૌરાષ્ટ્રના એક મોટા ભાગને ફત્તેહ કર્યા બાદ એ ખિતાબ ઇખ્તિયાર કર્યો હતો. ત્યાર પછી લગભગ ઇ. સ. ૭૪૦ અને ૭૪૬ દરમ્યાન વનરાજે અણહીલવાડની મશહૂર સલ્તનતની સ્થાપના કરી અને ઈ. સ. ૮૦૬ પર્યંત સલ્તનત વિસ્તૃત કરવામા મચ્યો રહ્યો. આથી ઇ. સ. ૭૭૦ પર્યંત ખાસ કરીને બે વૃદ્ધિ પામતી સત્તાઓ વલભીપુરની આસપાસ આપણે જોઈએ છીએ; તેમાંનો એક વનરાજ ચાવડો છે અને બીજી સત્તા રાષ્ટ્રકૂટોની, જેઓ દક્ષિણમાંથી વિજેતા તરીકે ગુજરાતમાં દાખલ થયા અને બે ગુજરાતી સલ્તનતોના દીવા બુઝાવી નાખ્યા: એક તો નવસારીનો ગુજરાતી ચાલુક્ય જેનો આખરી રાજા પુલકેશી જનાશ્રય ઉર્ફે વિજયરાજ હતો; બીજી ભરૂચની સલ્તનત જેનો આખરી રાજા જયભટ્ટ હતો. આ બંને રાજ્યો ઈ. સ. ૭૫૩ સુધીમાં તારાજ થઈ ગયાં હતાં. તે પછી તુરત જ રાષ્ટ્રકૂટ ખાનદાનના ત્રણ મહાન મહારાજાઓને સલ્તનતની લગામ હાથમાં લેતાં હું જોઉં છું. તેમાંનો પહેલો કૃષ્ણ (ઇ. સ. ૭૬૫) જેણે તમામ આંતરિક ઝગડા દબાવી સલ્તનતનું હરેક રીતે સરંક્ષણ કર્યું. તેના પછી ગોવિંદ બીજો અને તેના પછી ધ્રુવ (ઇ. સ. ૭૮૦) હતો. તે અતિ બહાદુર હતો અને ઠેઠ અલ્હાબાદ સુધી લડતો લડતો નીકળી ગયો હતો. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે સલ્તનત વિસ્તૃત કરતો જે શખ્સ અલ્હાબાદ પર્યંત જાય છે તે

વલભીપુરની એક નાનીસૂની સલ્તનતનો નાશ કરવામાં શો વિચાર કરે? વળી એ જ સમયે વલભીપુરની પડોશમાં આવેલા ખંભાતના રાજાને હરાવી પોતાની સત્તાની જમાવટ કરી પણ હતી.

મારુ ધારવું છે કે જો કાકુના કિસ્સામાં સત્ય હોય તો તો એ મોદીએ આ ગોવિંદ કે ધ્રુવને બોલાવ્યો હશે. એ લોકો ગુજરાતી નહિ પરંતુ દક્ષિણી હતા, જેમને લૂંટમારના કારણથી ગુજરાતીઓ હંમેશાં ધિક્કારે છે. વળી એ પણ સંભવિત છે કે હુમલા વખતે રાષ્ટ્રકૂટી ફોજમાં અરબો પણ સિપાઈ કે સરદાર તરીકે જોડાયેલા હોય, કારણ કે એ વાત તો નક્કી જ છે કે રાષ્ટ્રકૂટના રાજ્યકર્તાઓ સિંધી અરબોના મિત્ર હતા અને તેમની ફોજોમાં અરબોનું પ્રમાણ વધારે હતું. આ કારણથી તેમની ફોજોની વ્યવસ્થા બિલકુલ અરબોના જેવી જ હતી. અને કદાચ એ જ કારણથી લોકોને એ ખ્યાલ આવ્યો હશે કે અરબોએ તેને પાયમાલ કર્યું હતું.

મિ. એદલજી [ગુજરાતનો ઇતિહાસ અંગ્રેજીમાં] જણાવે છે. કે શીલાદિત્ય સાતમાના પુત્ર ગુહે ઇ. સ. ૮૦૦ માં ભીલ લોકો પાસેથી ઈડર છીનવી લઇ સલ્તનતની સ્થાપના કરી. તે ઉપરથી માલૂમ પડે છે કે વલભીપુરનો નાશ આઠમી સદીની આખરમાં થયો હતો, કારણ કે આ વિનાશ પછી ગુહ નાસી છૂટી ઈડરના પહાડોમાં આશ્રય લેવાને આવ્યો હશે જ્યાં રહી તેણે સલ્તનતની સ્થાપના કરી હતી. મારા આ ખ્યાલને વડોદરાના ઇ. સ. ૮૧૨ માં લખાયેલા

નામનાને ધૂળધાણી કરી નાખી. એ ખાનદાન પરદેશી હતું, ગુજરાતી નહતું, અને આરબોનું લશ્કર પણ રાખતું હતું.

૯. અને એ જ સમયે અણહીલપાટણનો પાયો નાંખવામાં આવ્યો હતો અને વનરાજની ચડતી થતી જતી હતી. આથી કેટલાક એમ ધારે છે કે વનરાજે વલ્લભીપુરનો નાશ કર્યો અને તેના કાટમાંથી અણહીલપાટણ વસાવ્યું એ પણ સંભવિત છે; પરંતુ તમામ આધાર અને પુરાવા ઉપર દૃષ્ટિ નાંખતાં હું એ અભિપ્રાય ઉપર આવું છું કે રાષ્ટ્રકૂટોએ વલ્લભીને પાયમાલ કર્યું.

: ૩ :

## રાષ્ટ્રકૂટ—ઈ. સ. ૭૪૩ થી ઈ. સ. ૯૭૮, હિ. ૧૨૬ થી હિ. સ. ૩૬૪

ચાલુકય વંશનો નાશ થયો અને રાષ્ટ્રકૂટ વંશ સત્તા ઉપર આવ્યો તેની હકૂમત દક્ષિણથી ઉત્તર હિંદ પર્યંત ફેલાયેલી હતી. એ ખાનદાનના ઘણા રાજા થઈ ગયા, પરંતુ ખરી વાત એ છે કે તેઓ દક્ષિણના અસલ રહેવાસી હતા અને સત્તા ઉપર આવી ગયા હતા. [૧] તેમણે સૂર્યવંશી હોવાનો દાવો કર્યો હતો. તેની હકૂમતના જમાનાના ઘણા ઉત્કીર્ણ લેખો મળ્યા છે તેમાંનો એક કર્ક રાજાના નામથી છે, જેણે એક વિદ્વાન વલ્લભરાજ નામના બ્રાહ્મણને નાગસારિકા (નવસારી) દાનમાં આપ્યું હતું. એ બ્રાહ્મણ ચૌદ વિદ્યા જાણતો હતો. એક બીજા લેખ ઉપરથી માલૂમ પડે છે કે ભદ્રસિદ્ધિ [બોરસદ] ના બ્રાહ્મણને કંઇક દાન આપવામાં આવ્યું હતું. એક લેખ ભૃગુકચ્છ [ભરૂચ]નો છે, જેમાં નર્મદા નદીના કિનારે સ્નાન કરતાં તે દાન આપ્યા છે. બહુધા તેમની રાજધાની વડોદરા હતી. એમના ધર્મ વિશે પણ વધુ માહિતી મળતી નથી; પરંતુ કેટલાક ખાત્રીથી માને છે કે તેઓ શિવપંથી હતા.

૧. કદીમ તારીખે હિંદ, પૃ. ૬૫૧, હૈદરાબાદ

## રાષ્ટ્રકૂટ

આ વંશનો ગુજરાત સાથેનો સંબંધ લગભગ સવાબસેં વર્ષો પર્યંત રહ્યો. આ સમયના ત્રણ વિભાગ છે: (૧) ઈ. સ. ૭૪૩ (હિ. સ. ૧૨૬) થી ઈ. સ. ૮૦૮ (હિ. સ. ૧૯૩); એ ગાળામાં દક્ષિણી લોકોની હકૂમત ગુજરાતમાં રહી. અર્થાત્ ગુજરાત એક સૂબારૂપમાં હતું અને અહીં એક સૂબો રાજ કરતો હતો. (૨) ઇ. સ. ૮૦૮ (હિ. સ. ૧૯૩) થી ઇ. સ. ૮૮૮ (હિ. સ. ૨૭૫) પર્યંત: એ અરસામાં ગુજરાતી હકૂમત દક્ષિણીઓથી અલગ થઇને સ્વતંત્ર થઈ ગઈ. (૩) ઇ. સ. ૮૮૮ (હિ સ. ૨૭૫) થી ઇ. સ ૯૭૪ (હિ. સ. ૩૬૪) સુધી; એ સમય દરમિયાન ફરીથી ગુજરાત દક્ષિણીઓને ખંડણી ભરતું થઈ ગયું. આ ખાનદાનની શરૂઆત દંતિવર્માથી થાય છે. તેણે ચાલુક્યોને દબાવી વિજેતા તરીકે આગમન શરૂ કર્યું અને આખરે એક મહાન્ ઝબરદસ્ત સલ્તનત સ્થાપી. તેના પહેલાં કેટલાક બીજા રાજાઓ પણ થઈ ગયા હતા: (૧) માણાંક (માનક), (૨) દેવરાજ, (૩) ભવિષ્ય, (૪) અભિમન્યુ વગેરે; પરંતુ એમ જણાય છે કે તેઓ મામુલી સત્તાવાળા નાના રાજાઓ હતા. દંતિવર્મા પ્રથમ બળવાન રાજા થયો હતો, તેથી લોકો સલ્તનતની શરૂઆત એ રાજાથી ગણે છે. પુરાણા ઉત્કીર્ણ લેખોમાથી એક કર્ક રાજાનો ઈ. સ. ૭૪૭ (હિ. સ. ૧૩૦) નો છે. તેનું લખાણ વલભી સમયના જેવું છે તેથી એમ જણાય છે કે શરૂઆતમાં એ લોકો ઉપર વલભી સંસ્કૃતિની અસર હતી, વળી "પરમ ભટારક" તેનો ઇલ્કાબ હતો તે ઉપરથી એમ લાગે છે કે તે સ્વતંત્ર રાજા હોવો જોઈએ ઇ. સ. ૭૫૩ (હિ. સ. ૧૩૬) માં દંતિદુર્ગ રાજા રાજ્ય કરતો હતો. તે બહુ બહાદુર હતો. તેણે તમામ દક્ષિણ ગુજરાત અને માળવા ઉપર પોતાનો કબજો કરી લીધો હતો. પરંતુ લોકો તેનાથી નારાજ થઈ

૧. પ્રાચીન ઇતિહાસ, પ્રકરણ—રાષ્ટ્રકૂટ (ગુજરાતી)

ગયાં હતાં અને હરેક જગ્યાએ હુલ્લડો ફાટી નીકળ્યા હતાં તેથી તેના કાકા કૃષ્ણે તેને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકી હકૂમતની લગામ પોતાના હાથમાં લીધી. તેનો સમય જીતો તેમજ સલ્તનતની વ્યવસ્થાની ખૂબી ઉપરાંત બીજા એક કારણથી પ્રચલિત થઇ ગયો, એટલે કે એના વખતમાં કૈલાસનુ મંદિર (ઈલોરા) એક ખડકમાથી કોતરી કાઢીને બનાવવામાં આવ્યુ [૨]

ઈ. સ. ૭૭૦માં તેનો પુત્ર ગોવિંદ તખ્તનશીન થયો, પરંતુ ઈ. સ ૭૭૯મા તેના ભાઈ ધ્રુવે તેની પાસેથી ગાદી છીનવી લીધી. તે ખૂબ બહાદુર હતો. તેણે અલ્હાબાદ પર્યંત પોતાની ફતેહનો ડંકો વગાડયો. તેના પછી તેનો દીકરો ગોવિંદ તખ્ત ઉપર આવ્યો. વિંધ્યાચળથી ઠેઠ માળવા પર્યંત તેની હકૂમત હતી. તેણે સ્તંભના રાજા સાથે લડાઈ કરી પરંતુ તે હાર્યો. બહુધા 'સ્તંભ'નો અર્થ ખંભાત છે. કાનીના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે ગુર્જર રાજાને તેણે ખૂરી રીતે હરાવ્યો તે પછી તે દક્ષિણમાં જતો રહ્યો અને પોતાના ભાઇ ઇંદ્રને ગુજરાતનો સ્વતંત્ર રાજા પોતાની હયાતીમા બનાવ્યો.

વૃદ્ધિ કરી રહ્યો હતો અને અણહીલવાડના તખ્ત ઉપર તેનો કબજો હતો.

ગોવિંદ—ઇ. સ. ૮૨૭ થી ઇ. સ. ૮૩૩. તેનું બીજું નામ પ્રભૂતવર્ષ હતુ એક લેખ ઉપરથી એમ લાગે છે કે તેણે ભરૂચ જિલ્લામાં એક ગામ સૂર્યમંદિરને દાનમા આપ્યું હતુ.

ધ્રુવ પહેલો—ઈ. સ ૮૩૫ થી ઇ. સ. ૮૬૭

એક લેખ ઉપરથી એમ માલૂમ પડે છે કે તેણે બોરસદના બ્રાહ્મણને દાન આપ્યુ હતુ. તેના વખતમાં દક્ષિણી રાષ્ટ્રકૂટોએ હુમલા શરૂ કરી દીધા હતા, જેથી સખ્યાબધ પ્રાંત સ્વતત્ર થઈ ગયા.

ઈ. સ. ૯૧૦નો એક તામ્રલેખ મળ્યો છે જેમાંથી એમ જણાય છે કે વલ્લભરાજે (અમોઘવર્ષ દક્ષિણીએ) ચાણાથી માંડી ખભાત સુધી આગ અને તલવારથી મુલકને પાયમાલ કર્યો. આ જ લડાઈમાં ધ્રુવ ઘાયલ થઈ મરણ પામ્યો.

અકાલવર્ષ—ઇ.સ. ૮૬૭ તેણે વલ્લભરાય વિરુદ્ધ પોતાની સત્તા કાયમ રાખવાને કોશિશ કરી, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ.

ધ્રુવ બીજો—ઇ. સ. ૮૬૭—ગુજરાતી રાષ્ટ્રકૂટોનો તે આખરી રાજા હતો તેણે પોતાનુ થોડુ ઘણું બળ અજમાવ્યું. પહેલાં તો માહોંમાંહેના કજિયા ટંટામાં તે સપડાયો, અને તખ્તના કેટલાએક દાવાદારોને મોતના ઘાટ ઉપર ઊતરવુ પડયું. વલ્લભરાય અને ખુદ તેના ભાઈની યુક્તિ પ્રયુક્તિને લઈને ગુજરોએ તેના ઉપર હુમલો કર્યો. તે પછી નાના ભાઈનો સામનો કરવો પડયો. તે શમ્યું ન હતું એટલામાં વલભી પછી બળવાન થયેલા મહેરો સાથે તેને લડવું પડયું. તેના ભાઈ ગોવિંદે જ્યારે તેને મદદ આપી ત્યારે જ તેણે મહેર લોકોને હરાવ્યા. ઈ. સ. ૮૬૭ના લેખ ઉપરથી માલૂમ પડે છે કે તેણે એક ગામ દાનમાં આપ્યું હતું. આ સમયે તેનું રાજ્ય મહી નદીથી ભરૂચ સુધી હતું; તે પણ ઇ. સ. ૮૭૧માં વલ્લભરાયે છીનવી લીધું.

' અકાલવર્ષ કૃષ્ણ—ઇ. સ. ૮૮૮. એક લેખમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેણે કેટલાંક ગામો દાનમાં આપ્યાં હતાં. તે ઉપરથી એમ લાગે છે કે સુરતનો ભાગ કર્યા તો એણે પાછો લીધો અથવા તો વલ્લભરાયને તાબે થઇ નાના પ્રદેશથી સંતોષ માન્યો. તેના પછીથી માન્યખેટ (માલખેળ)ના દક્ષિણી રાષ્ટ્રકૂટોએ તમામ દક્ષિણ ગુજરાતનો કબજો લીધો અને મૂળરાજ સોલંકીના જમાના સુધી તેમની હકૂમત અહીં કાયમ રહી. ગુજરાતી રાષ્ટ્રકૂટોની હકૂમત લગભગ ૭૦ વરસ રહી હતી.

ચાદી, લોખંડ, પિત્તળ, હાથીદાત અને હરેક જાતના કીમતી પથ્થરો અને જવાહીરોની છે. તેમાં એક સોનાની મૂર્તિ ૧૨ હાથ ઉંચી છે અને તે સોનાના તખ્ત ઉપર ગોઠવવામા આવેલી છે. એ તખ્ત સોનાની ઘૂમટ આકારની એક ઓરડીમાં છે, જે સફેદ મોતી અને લાલ, લીલાં, પીળાં, અને આસ્માની રંગના જવાહીરાતોથી મઢેલુ છે. સાલમા એક વખત એક મુકરર દિવસે મેળો ભરાય છે. રાજા ખુદ પગપાળો ત્યાં જાય છે અને આવે છે. સાલમાં એક દિવસ આ મેળો ભરાય તે પહેલા કુરબાની કરવામા આવે છે અને લોકો પોતાના જાનની પણ કુરબાની આપે છે.

હું ધારુ છુ કે ઘૂમટ-આકારના ઓરડા ઉપર સોનેરી ઢોળ હશે. જેમકે આજ પણ આપણે બ્રહ્મદેશનાં બુદ્ધ-મંદિરોમાં જોઈએ છીએ. દૂરથી જોનારને મૂર્તિ તેમજ મકાન તમામ સોનાનું દેખાય છે. સાલની સરખામણી કરતાં માલૂમ પડે છે કે આ મંડળ રાષ્ટ્રકૂટના નવમા રાજા ધારાવર્ષ કે ધ્રુવના જમાનામા આવ્યું હતુ, જેણે ઈ.સ ૭૮૫માં દક્ષિણ ગુજરાત અને માળવાથી માંડી ભિન્નમાલ અને અલ્હાબાદ સુધીનો પ્રદેશ જીતી લીધો હતો, ઉત્તર ગુજરાતમાં વનરાજ ચાવડાની હકૂમત હતી અને તેનો આખરી સમય હતો.

(૧) અમોઘવર્ષ વલ્લભરાય—ઈ. સ ૮૧૫ થી ઈ. સ. ૮૭૭ (હિ. સ. ૨૩૭ થી હિ. સ ૨૬૪) તેની હકૂમતના લાબા સમયમાં તેણે મહાન જીતો મેળવી હતી. રાજ્યવ્યવસ્થાની બાબતમા પણ તે પોતાના જમાનાનો ઉત્તમ રાજા હતો. તેના વખતમાં સુલેમાન ખસરી (હિ. સ. ૨૩૭, ઈ. સ. ૮૫૧) વેપાર અને મુસાફરીના હેતુથી હિંદમા આવ્યો હતો. તે તેના સફરનામામાં જણાવે છે કે લોકોનું માનવુ છે કે અત્યારે સારી દુનિયામાં અરબસ્તાનનો પાદશાહ (મુસલમાનોનો ખલીફો) મહાન રાજ્યકર્તા છે. તેના પછી ચીનના પાદશાહનો નંબર આવે છે. તે પછી રોમ અને ચોથો નંબર વલ્લભરાયનો છે.

૧ અલફેહરિસ્ત—ઇબ્ને નદીમ, પૃ ૪૮૫-પ્રેસ મિસર

અહીં સૌથી મોટો રાજા વલ્લભરાય છે. કહેવાય છે કે તેના ફોજી વજીફાની વ્યવસ્થા અરબોના જેવી છે. (અરબ અમલદારોએ તેની ફોજી વ્યવસ્થામાં સુધારો કર્યો હતો.) તેના સિક્કા પણ છે અને તે ઉપરની સાલ રાજાની તખ્તનશીનીથી શરૂ થાય છે. હિંદુસ્તાનના તમામ રાજાઓમા અહીના રાજાની અરબો પ્રત્યે મોહબ્બત વધારે છે. તેમનું માનવુ છે કે તેથી જ તેમના રાજાઓની જિંદગી વધુ હોય છે. તેઓ પચાસ વર્ષ પર્યંત રાજ્ય કરે છે. (એ પણ જાણવુ જોઈએ કે અમોઘવર્ષે ૬૨ વર્ષ રાજ્ય કર્યું હતુ સભવિત છે કે એ ઉપરથી જ આ મુસાફરે આ અનુમાન કર્યું હશે, તેમનો પ્રદેશ કોંકણ છે, (એ સલ્તનતનું બંદર એ વખતે થાણા હતુ, જે કોંકણમાં આવેલુ છે.) જે સમુદ્રકિનારે આવેલું છે. આસપાસના રાજાઓ સાથે એની લડાઈઓ ચાલુ જ છે. એ પ્રદેશમાં સલ્તનત વંશપરંપરાથી ચાલી આવેલી છે. તેમનામાં પણ યુવરાજ હોવાનો રિવાજ હોય છે તે જ પ્રમાણે અહીં જે ઓહદા કે ધંધા હોય છે તે પણ વંશપરંપરાથી ચાલી આવેલા હોય છે. આ પ્રદેશમાં તમામ રાજાઓ એક રાજાના તાબામાં નથી, પરંતુ હરેકનું રાજ અલગ છે પરંતુ વલ્લભરાય સર્વ રાજાઓમાં મહાન હતો. અહીં વિવાહથી પહેલાં વર અને કન્યાના વાલીઓ કહેણ—સંદેશાથી કામ લે છે અને ત્યારપછી ભેટ મોકલે છે અને લગ્ન પ્રસગે ઢોલ અને ઝાંઝ ખૂબ વગાડે છે. બને તેટલુ દાન આપે છે. સારા હિંદુસ્તાનમા વ્યભિચાર માટે બંનેને મોતની સજા હોય છે. તે જ પ્રમાણે ચોરની સજા પણ મોતની છે. તે માટેનો રિવાજ એવો છે કે ચોરને અણિયાળા શંકુ આકારના લાકડા ઉપર બેસાડવામા આવે છે, જે નીચેથી ગળા સુધી આવી રહે છે અહીં કેટલાક લોકોની દાઢી ત્રણ ત્રણ હાથ જેટલી લાંબી મેં જોઈ છે (બહુધા એ લોકો જોગી હશે.) કોઈ મરી જાય છે ત્યારે તેનું મુંડન કરવામાં આવે છે ત્યારે તેને સાત દિવસ સુધી ખોરાક આપવામાં આવતો નથી. (ઘણું કરીને

ખૂની સાથે આવું વર્તન રાખવામાં આવતું હશે.) મુકદ્દમાનો ફેસલો હિંદુ ન્યાયાધીશો આપે છે. ડાકુ માટેની સજા પણ મોતની છે. જાનવરને ઝબહ [કાપી] કરીને ખાતા નથી, પરંતુ મારીને ખાય છે [ ઘણું કરીને આનો અર્થ એક ઘાથી ગરદન કાપવાનો હશે, જેમકે કાળિકા માતાને ચડાવવાને કરે છે. ] હિંદુઓ બપોરના ખાણા પહેલાં નહાય છે અને દાતણ કર્યા સિવાય ખાતા નથી. અહીં ખજૂરનાં ઝાડો ઊગતાં નથી. અને એક એવું ફળ છે જે અરબસ્તાનમાં નથી થતું–[ ઘણું કરીને એ કેરી હશે. ] અહીં દ્રાક્ષ પણ નથી થતી દાડમ થાય છે. લોકો જમીન ઉપર કંઈ બિછાવતા નથી. તેમનો ખોરાક ચોખા છે જાનવરોમાં ઘોડા ઓછા છે.[૧]

ત્યારપછી તેના સમયના છેવટના ભાગમાં [ હિ. સ. ૨૬૪– ઇ. સ ૮૭૭ માં ] અબુઝયદ હસન સરૌફી આવ્યો હતો અને હિન્દને કિનારે કિનારે થઈને ચીન ચાલ્યો ગયો હતો. તે પોતાના સફરનામામાં જણાવે છે કે હિંદુસ્તાન અને ચીનમાં પુનર્જન્મ વિશે એવી દૃઢ માન્યતા છે કે લોકો જાન અર્પણ કરવી એ પણ મામુલી બાબત સમજે છે જેમા વલ્લભરાય અને બીજા રાજાઓમાંના કોઈ કોઈ પણ એવા પણ હોય છે કે જાણીબૂઝીને પોતે આગમાં બળી મરે છે. રાજ્યાભિષેક વખતે અહીં રાજાના રસોડામાં ભાત રાંધવામાં આવે છે અને ત્રણસો ચારસો માણસો પોતાની ખુશીથી આવે છે, રાજાની સામે એક પતરાળી ઉપર એ ભાત રાખવામાં આવે છે, રાજા તેમાંથી જરા લઈ ખાય છે. ત્યારપછી એકેક આદમી રાજા સામે જાય છે. રાજા તેમને થોડો થોડો ભાત આપે છે. સર્વે રાજાના સાથીઓ હોય છે ( બહુધા એ માણસો અંગરક્ષક હશે). રાજા મરી જાય છે ત્યારે એ સર્વ તે જ દિવસે આગમાં પડી બળી મરે છે. અહીં વરસાદનું પ્રમાણ વધારે છે, અને તે ઉપર ખેતીનો આધાર છે. અહીંનો રાજા કાનમાં મોટાં મોટાં કીમતી મોતીવાળી સોનાની કડી પહેરે છે અને ગળામાં માળા રાખે છે જે મહા મૂલ્યવાન મોતી

અને ઝવેરાતની તૈયાર કરવામાં આવે છે; અને એ જ પ્રમાણે એ યોગ્યતા મુજબ ફોજના સિપાહસાલાર અને અમલદારો પણ એ જ આભૂષણ પહેરે છે. અહીંના ઉમરાવ વર્ગના લોકો આદમીની ગરદન ઉપર બેસી સવારી કરે છે (ઘણું કરીને કહેવાનો ભાવાર્થ પાલખી હશે) તેના હાથમાં છત્તર હોય છે, જેમાં મોરના પીછા રાખવામાં આવે છે. અહીના લોકો સાથે મળી જમતા નથી અને એમ કરવુ એબ ગણે છે. અમીરોમા નાળિયેરની કાચલીમાથી તાસક જેવુ વાસણ બનાવવાનો રિવાજ છે તે હરેકની સામે મૂકવામાં આવે છે અને તેમાં લોકો અલગ અલગ ખાય છે. જમ્યા બાદ તે તાસકને છાંડણ સહ ફેકી દેવામા આવે છે. અહીંની રાણીઓમાં સામાન્ય રીતે પડદાનો રિવાજ નથી. રાજાના દરબારમાં જે કોઈ જાય તે તેમને વિના પડદે જોઈ શકે છે.[1] એ રાજા પોતાની જિંદગીના ઉતરતા ભાગમાં તખ્ત ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લઇ ઇશ્વિરભક્તિમાં લીન થયો, અને તેનો પુત્ર તેની જગ્યાએ ગાદી ઉપર આવ્યો. ગુજરાતના ઈશાન ખૂણામાં ક્ષેમરાજ ચાવડાની હકૂમત હતી અને સૌરાષ્ટ્રમાં મહેર લોકો હતા

(૨) અકાલવર્ષ કૃષ્ણ બીજો—ઈ. સ ૮૮૦-૯૧૪. દક્ષિણ ગુજરાતમા ખેડા સુધી તેની હકૂમત હતી. એને વખતોવખત ગુર્જરો સાથે લડવુ પડયુ અને તેમા મોટે ભાગે તેને ફતેહ મળી તેના પિતાએ જૈનોના દિગબર પથની મહાન સેવા કરી હતી, જેનુ પરિણામ આ સમયે આવ્યુ; એટલે કે બૌદ્ધોની હરેક તરફ પડતી થવા માડી અને ત્યારપછી તેઓ એટલા પડયા કે ફરીથી પોતાને સભાળી ન શક્યા. આ જ સમયે બુઝુર્ગ બિન શહરિયાર નામનો એક ઈરાની વેપારી હિદના કિનારા પાસે થઈને પસાર થયો, તેણે તેની કિતાબ "અજાઈબુલ હિન્દ" માં ઘણી વિગતો લખી છે તેમાં "માંગીર" વિશે લખે કે વલ્લભરાય રાજાનું પાયતખ્ત "માંગીર" અઢળક દોલતને

૧ કિતાબબુલ હિંદ, પૃ૦ ૧૬૭, પ્રેસ-પેરિસ

લઈને સોનાનું શહેર કહેવાય છે.[1] ગુજરોમાં ભુવડરાજ ચાવડો તેનો સમકાલીન હતો.

**(૩) ઇંદ્ર ત્રીજો પૃથ્વીવલ્લભ**—ઇ. સ. ૯૧૪. એ પણ એક બહાદુર રાજા હતો. ઉત્તર હિંદમાં કનોજ પર્યંત વિજય મેળવતો પહોંચી ગયો. ખંભાતના એક લેખ ઉપરથી એમ જણાય છે. હિ. સ. ૩૦૩ (ઈ સ. ૯૧૫ માં) અબુલહસન અલીમસઉદી ગુજરાતમાં આવ્યો હતો. તે લખે છે કે સિંધ અને હિંદના તમામ રાજાઓમાં રાજા વલ્લભરાયની જેમ કોઈ બીજા રાજમાં મુસલમાનોની આટલી આબરૂ સચવાતી ન હતી. આ રાજાના સમયમાં ઇસ્લામ સુરક્ષિત અને આબરૂભેર છે અને તેના મુલકમાં મુસલમાનોની મસ્જિદો અને જામે મસ્જિદો બંધાવવામાં આવી છે, જે હરેક રીતે આબાદ છે. અહીંના રાજા ચાળીસ ચાળીસ પચાસ પચાસ વરસ રાજ્ય કરે છે અને માનવામાં આવે છે કે તેમનુ લાંબુ આયુષ તેમના અદલ ઇન્સાફના નતીજા-રૂપે છે.[2] એ પણ જાણવું આવશ્યક છે કે મસઉદી પહેલાં બે રાજાઓ એવા થઇ ગયા હતા કે જેમણે ૬૨ અને ૪૦ વરસ રાજ્ય કર્યું હતુ. મસઉદીએ ઘણું કરીને તે ઉપરથી જ આ ધોરણ બાંધ્યું હશે. વળી એમ પણ હોય કે લોકોમાં આ વાત તે સમયે પ્રચલિત હશે. ત્યારપછી આગળ ચાલતાં તે જણાવે છે કે એ વખતે ખંભાતનો રાજા, વલ્લભરાયના તાબામાં હતો. તે ઉપરથી એમ જણાય છે કે ખંભાતના રાજા પાસેથી વલ્લભરાયે ખંભાત છીનવી લીધું હતું અને ગુજરાતના રાજાઓ સાથે ઘણીવાર તેને લડવું પડ્યું હતું. એ સમયે ગુજરાતનો રાજા વૈરિસિંહ ચાવડો હતો અને હિ. સ. ૩૦૪ (ઈ. સ. ૯૧૬) માં લાર (ભરૂચ) જિલ્લાના ચીમૂર (સીમૂર?) શહેરમાં મુંબઈ નજીક તે દાખલ થયો. એ વલ્લભરાયની સલ્તનતમાં આવેલું છે. અહીંનો હાલનો રાજા જાજ નામથી

---

૧. અજાઈબુલ હિંદ, પૃ. ૧૩૭, પ્રેસ ૧૩૭

૨. મુસઉદી ભા. ૧, પૃ૦ ૩૮૨, ૩૮૪, પ્રેસ મિસર

ઓળખાય છે અત્યારે ત્યાં દસ હજાર મુસલમાનો વસે છે, જેમાં ખાસ હિંદી મુસલમાનો ઉપરાંત, બગદાદ અને બસરાના પણ છે સંજાન બંદરથી તેમજ ગંજા વલ્લભગયવાળી માગીરમાં આવેલા ખંભાત આગળના સમુદ્રથી સુંદર લીલમ બહાર જાય છે

(૪) આ રાજા પછી અમોઘવર્ષ બીજો, ત્યારપછી (૫) ગોવિંદરાજ—અને તેના પછી (૬) અમોઘવર્ષ ત્રીજો ગાદીએ આવ્યો તેમના વિશેની હકીકત મળતી નથી ચાવડા વંશના તેમના સમકાલીન રાજાઓ રત્નાદિત્ય અને સામંતસિંહ હતા તેમને વલભીના રાજાઓ સાથે લડાઈઓ ચાલુ રહેતી હતી, જેમાં કોઈક વખતે જીતતા અને કોઈ વખતે હારતા પરંતુ દક્ષિણ ગુજરાત ઉપર કદી તેમનો સંપૂર્ણ કબજો થયો ન હતો મૂળરાજના સમયમાં એ કામ પૂરું થયું

(૭) કૃષ્ણ ત્રીજો—ઈ સ ૮૪૫ એણે ઈ સ. ૮૪૯ માં ચૌલ ખાનદાનને હાર આપી, તેથી તે મશહૂર થયો રણક્ષેત્રમાં તેનો દેહાંત થયો હતો

ઈ સ ૮૫૧ (હિ સ ૩૪૦) અબુ ઇસહાક ઇબ્રાહીમ ઇસ્તખરી હિંદ પહોંચ્યો ગુજરાત વિશે તે લખે છે કે ખંભાતથી સીમૂર (ચીમૂર) પર્યંત વલ્લભરાયના શહેર છે તેમાં હિંદુ રાજાઓ છે એ શહેરમાં ઘણું કરીને હિંદુઓની વસ્તી છે અને મુસલમાનો પણ રહે છે અને તેઓ ઉપર વલ્લભરાય તરફથી ત્યાં મુસલમાન જ હાકેમ નીમવામાં આવે છે તે શહેરોમાં જામે મસ્જિદો છે, જેમાં મુસલમાનો જુમાની નમાઝ પઢે છે અને વલ્લભની રાજધાની જ્યાં તે રહે છે તે માગીર છે અને તેની સલતનત ઘણી વિશાળ છે[૧] ત્યારપછી આગળ ચાલતાં તે લખે છે કે 'કામહલ "સન્દાન' સમૂર (ચેમૂર) અને ખંભાતમાં મુસલમાનોની જામે મસ્જિદ છે અને જાહેર રીતે ઈસ્લામી હુકમો અદા કરે છે આ સોઘું અને વિશાળ

૧ સફરનામા ઇસ્તખરી પૃ૦ ૧૭૩ લેસ મિસ્રર

શહેર છે. અહીં નાળિયેર, કેળાં, કેરી વગેરે થાય છે, ડાંગરની ખેતી વધુ પ્રમાણમાં છે, અહીં મધ બહુ મળે છે. પરંતુ ખજૂર નથી.[૧] વળી લખે છે કે કામહલથી ખંભાત સુધી મેદાન છે, અને ત્યાંથી માંડી ચીમૂર સુધી લગાતાર ગામો આવે છે અને આગળ ચાલતાં હિંદુસ્તાનની વસ્તી શરૂ થાય છે. મુસલમાન અને હિંદુઓના એક જ જાતના લિબાસ છે વાળ પણ એક જ રીતે રાખે છે. અતિ ગરમીના કારણથી તેઓ લૂંગી અને પહેરણ પહેરે છે.[૨] આ પછી તેણે શહેરો વચ્ચેનું અંતર લખ્યું કે. કે કામહલથી ખંભાત સુધી ૪ મરહલા (૧૨ કોસ કે તેથી વધુ) છે, અને સમુદ્રથી એક ફુરસમ (અરબી ત્રણ માઇલ) છે. અને ખંભાતથી સોપાગ ૪ મરહલા છે. અને તે પણ સમુદ્રથી અર્ધો ફરસમ (અરબી ત્રણ માઈલ) છે. અને સોપારાથી સંજાન ૫ મરહલા છે, તે પણ સમુદ્રથી અર્ધો ફરસખ ઉપર છે. અને સંજાનથી ચીમૂર ૫ મરહલા અને ચીમૂરથી સરાન્દીપ (લંકા) ૧૫ મરહલા છે. તેનો સમકાલીન રાજા મૂળરાજ સોલંકી હતો. ચાવડા ખાનદાનના હાથમાંથી સલ્તનત જતી રહી હતી અને મૂળરાજ સામ્રાજ્યના વિસ્તારમાં મશગૂલ હતો. તે પછી (૮) ખોટ્ટિગ રાજા થયો, પરંતુ તેના વિશેની કંઇપણ હકીકત જાણવામાં આવી નથી. આ વંશનો આખરી રાજા (૯) કક્ક કે કર્ક છે. (ઈ. સ. ૯૭૩)

ઇબ્ન હોકલ બગદાદી હિ. સ. ૩૬૭ (ઈ. સ. ૯૭૭) માં અહીં આવ્યો હતો. તે પોતાના સફરનામામાં જણાવે છે કે ખંભાતથી ચીમૂર સુધી રાજા વલભરાયની હકૂમત છે. ત્યાં મોટી વસ્તી હિંદુઓની છે, પરંતુ મુસલમાનો પણ રહે છે. અને મુસલમાનો ઉપર મુસલમાનોની હકૂમત છે. એટલે કે રાજા તરફથી તેમને માટે મુસલમાન હાકેમ મુકરર કરવામાં આવે છે. વલભરાયના મુલકમાં મસ્જિદો છે, જેમાં જુમાની નમાઝ અદા કરવામાં આવે છે અને તે જ પ્રમાણે

૧. સફરનામા     ઇસખરી     પૃ૦ ૧૭૬
૨   ,,          ,,          ,, ૧૭૭

બીજી નમાઝો પણ પઢાય છે અને અઝાન (નમાઝનો વખત જાહેર કરવાની બાંગ) પણ મોટા સાદથી પોકારવામાં આવે છે.[૧] આ સમયે રાષ્ટ્રકૂટો અને મોટા રાજાઓ કમજોર થઇ ગયા હતા અને દક્ષિણમાં ચાલુક્ય વંશ ઉત્કૃષ્ટતાના શિખર ઉપર ફરીથી આવ્યો હતો. તેમના મશહૂર રાજા તૈલપ બીજાએ રાષ્ટ્રકૂટો પાસેથી સલ્તનત લઇ લીધી. દક્ષિણ ગુજરાત પણ પૂરેપૂરો તેના કબજામાં રહ્યો, જે આખરે અણહીલવાડના સોલંકી રાજા મૂળરાજે તેમને હરાવી

વનરાજ, યોગરાજ અને ક્ષેમરાજ હોશિયાર અને બળવાન હોવા. છતા કોઇ રાજા દક્ષિણ ગુજરાત ઉપર કદી પોતાના કબજાની જમાવટ કરી શકયો નહિ. આ જ કારણથી પાટણની ગુજર સલ્તનત હમેશા અરબ મુસલમાનોની દુશ્મન રહી, જે વિશે તમામ અરબ મુસાફરોએ એકમતે પોતાનાં સફરનામાંઓમાં બ્યાન કર્યું છ.

: ૪ :

ચાવડા વંશ

ઈ. સ. ૬૯૬ થી ઇ. સ. ૯૫૨ ( હિ. સ. ૭૭–હિ. સ. ૩૩૧)·

ઇતિહાસો ઉપરથી માલૂમ પડે છે, કે ગુજરાતમા કદી કદી એકી વખતે સખ્યાબધ રાજાઓની હકૂમત રહેતી હતી; એટલે કે સખ્યાબધ ખાનદાનોએ ગુજરાતના જુદા જુદા હિસ્સા ઉપર કબજો જમાવ્યો હતો. તેઓ રાજા કહેવાતા હતા, પરતુ તેઓની અસલ સત્તા આજકાલના ગવર્નરોના જેવી હતી. તેઓ ગુજરાત તેમજ તેની બહારના બળવાન મહારાજાઓના તાબામાં રહેતા હતા. જ્યારે આ મહારાજાઓ કમજોર થઇ જતા ત્યારે શક્તિશાળી .ગવર્નર રાજાઓ ખુદમુખ્તિયાર થઇ જતા અને ધીમે ધીમે બીજા મુલ્કો પોતાના તાબામા લાવતા હતા, એટલે સુધી કે મહારાજાની રાજ-ધાનીનો કબજો લઇ અથવા તો તેને પોતાના હાથ નીચે રાખી શ્રેષ્ઠતાના શિખર ઉપર પહોચતા અને ખુદ મહારાજા થઇ જતા; એટલે ઇતિહાસકારો હરેક ખાનદાનની ખુદમુખ્તિયારીની શરૂઆતથી જે સમય સુધી રાજા પદભ્રષ્ટ ન થાય અને તખ્ત તેના ખાનદાન-માંથી છટકી ન જાય ત્યાંસુધીની મુદત ગણે છે. આ માટે ખરો દષ્ટાંત તઘલખ ખાનદાનનો છે. આખરી પાદશાહ મહમૂદ તઘલખ હતો, જે દિલ્હીનો શહેનશાહ કહેવાતો હતો; પરંતુ આ શહેનશાહત હોવા છતાં હિંદુસ્તાનમા જુદી જુદી આપખુદી સલ્તનતો મોજુદ હતી. બીજો દાખલો મોગલોના આખરી જમાનાની શહેનશાહત છે. તેનુ અસ્તિત્વ હોવા છતા પણ પૂના, હૈદરાબાદ, મૈસૂર, પંજાબ

વગેરેની સંખ્યાબંધ બળવાન સલ્તનતો પેદા થઇ ગઇ હતી. આ જ સ્થિતિ રાષ્ટ્રકૂટ, ચાવડા અને વાઘેલા ખાનદાનોની હતી.

ઇસ્વી સાતમી સદીની આખરમાં ચાવડા ખાનદાનનો પાયો રચાયો. તે સમયે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં બીજાં સંખ્યાબંધ રાજ્યો હતાં. ચવડા કે ચાવડાની રાજધાની પંચાસર હતી. આ પંચાસર ઝાલાવાડની ઉત્તરે અને કચ્છના નાના રણની જોડે રાધનપુર નજીક આવેલુ હતું. તેઓ સૂર્યવંશી કે ચંદ્રવંશી ન હતા, પરંતુ પશ્ચિમ હિંદ એટલે કે સિંધુ નદીની પાસે તેમનું અસલ વતન હતુ. ત્યાંથી તેઓ દીવ પાટણમાં આવ્યા અને ત્યારપછી પંચાસરમાં. એમ ધારવામાં આવે છે કે તેઓ સિંધી ગુજરો હતા. કેટલાક ગુજરાતી ઇતિહાસો ઉપરથી માલૂમ પડે છે કે તેઓ દીવપાટણનાં દરિયાઇ સ્થળો ઉપર લૂટફાટ કરતા હતા.[1] અને તેથી જ એમ ધારવામાં આવે છે કે શરૂઆતમાં તેમની સલ્તનત પંચાસરની આસપાસ સુધી જ મર્યાદિત હતી. પરંતુ આ વાતમાં સત્યતાનો અભાવ છે. અર્વાચીન સંશોધનથી કેટલાક એવા પુરાવા મળ્યા છે કે જેનાથી સાબિત થાય છે કે સોમનાથથી માંડી પંચાસર સુધી તેમની સલ્તનત હતી. જેમ જેમ ગુજરાતની સલ્તનતો કમજોર થતી ગઇ તેમ તેમ આ ખાનદાનની તાકત વધતી ગઇ. અલબત, આ વંશમાં સંખ્યાબંધ રાજાઓ થઇ ગયા, પરંતુ આજ પર્યંત તેમનાં નામો જાણવામાં આવ્યાં નથી. આ વંશનો પ્રથમ રાજા "જસરાજ" કે જયશિખરી હતો એમ જણાય છે. સુરપાળ તેનો મહૂશર સિપાહસાલાર હતો. તેના સમયમાં શંકર નામનો મશહૂર કવિ થઇ ગયો છે. આ કવિએ એક વખત કલ્યાણી નગરમાં જઇ સોલંકી વંશના રાજા ભુવડના દરબારમાં ગુજરાતના મુલ્ક અને રાજા જસરાજની બહુ જ તારીફ કરી. રાજાએ

પોતાના વજીરને પૂછ્યુ કે એ રાજા મારા દરબારમાં શા માટે નથી આવતો ?

વજીરે જવાબ આપ્યો કે એ મુલક આપના તાબામાં નથી. એ સાંભળી રાજાએ મિહિર નામના પોતાના એક સરદારને એ મુલક જીતી પાછા આવવાનો હુકમ કર્યો. જયશિખરીને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે પોતાના સરદાર સુરપાળને એક લશ્કર આપી સામનો કરવા માટે રવાના કર્યો કલ્યાણીની ફોજ આગળ વધી રહી હતી. તેમા સવાર અને હાથીનું પ્રમાણ વધારે હતું. તેમાં ૪૦૦૦ જંગી રથ હતા અને લડવૈયાનો તો શુમાર જ ન હતો. લૂંટફાટ કરતુ લશ્કર પંચાસરથી ૭ માઈલને છેટે આવી પહોંચ્યુ. ત્યાથી આખો મુલક લૂંટવાનું તથા બૈરા છોકરાને કેદ કરવાનુ શરૂ કર્યું. આ હકીકત સાભળી કલ્યાણીના સરદાર ઉપર રાજાએ પત્ર પાઠવ્યો કે "ગરીબ ઉપર જુલમ ગુજારવો એ મનુષ્યનુ લક્ષણ નથી. તુ તો કૂતરા જેવો છે, કારણ કે જેમ કૂતરા ઉપર પથ્થર ફેંકે તો તે પથ્થરને કરડવા દોડી જાય છે." સરદારે જવાબમાં કહાવ્યુ કે "તું મોંમા તણખલુ લઇ શરણે થા." જયશિખરીનો સરદાર સુરપાળ એ દરમિયાન ચુનંદા યોદ્ધાઓની એક ટુકડી લઈ બહાર આવ્યો અને રાત્રિને સમયે જ્યારે કલ્યાણીની ફોજ નાચરંગમાં, ખાવા પીવામાં અને સૂવામાં મશગૂલ હતી ત્યારે સુરપાળે એકાએક હુમલો કર્યો અને ફોજને ચીભડાની જેમ કાપી નાખી. આવી રીતે સુરપાળે મિહિરને હાર આપી. ભુવડે જ્યારે આ વાત સાંભળી ત્યારે તે અતિ બેચેન બન્યો અને ઊંચો નીચો થયો. અને ખુદ તે એક મહાન લશ્કર લઈ ગુજરાત ઉપર ચડી આવ્યો અને પાંચ માસ પર્યંત પંચાસરનો ઘેરો ચાલુ રાખ્યો. જસરાજે જોયુ કે દિનપ્રતિદિન ઘેરો સખત થતો જાય છે. અને યુદ્ધમાં કઠિનતામાં વૃદ્ધિ થાય છે. આથી સિપાઇઓને સાફ સાફ કહી દીધું કે જેને જાન વહાલી છે તેણે નીકળી જવું. પરંતુ વફાદાર ફોજે જીવવા કરતા આબરૂદાર મોતની પસંદગી કરી અને બહાદુરીથી

મુકાબલો કરવા માંડયો. કલ્યાણીના રાજાને જ્યારે માલુમ પડયુ કે બાવન દિવસ પસાર થયા છતાં ફતેહ મળતી નથી ત્યારે તેણે સુરપાળને એક પત્ર કંઈ વસ્તુના અંદરથી લખી મોકલ્યો જે તેણે કેસર છાંટી વાંચ્યો, પરંતુ સુરપાળે દગોફટકો રમવાનો સાફસાફ ઈન્કાર કરી દીધો અને સામનો બરાબર જારી રાખ્યો. કલ્યાણીની ફોજે પણ પૂરજોરશથી ફતેહ હાસિલ કરવાનો મુસમ્મમ ઈરાદો કરી લીધો હતો અને ઘેરો એવો સખ્ત કરી દીધો કે જસરાજને પોતાની હાર થશે એમ ચોક્કસ ખાત્રી થઈ ગઈ. આ જોઈ જસરાજે સુરપાળને એની બહેન એટલે જસરાજની રાણી રૂપસુંદરીને લઈ જંગલમાં કોઈ નિર્ભય જગ્યા ઉપર મૂકી આવવાને કહ્યું, તેથી સુરપાળ તેને લઈ નીકળ્યો. રાત્રે જસરાજની ફોજમાં મહાભારત વિશે ઉપદેશ કરવામાં આવ્યો, જેથી શૂરવીરોનુ ખૂન ઊકળવા માંડયું. બીજે દિવસે રાજા જસરાજ ખુદ બહાદુરીથી લડયો, બન્ને બાજૂનાં હજારો માણસોનુ લોહી રેડાયુ, પરંતુ આખરે બાવન દિન પછી જસરાજ માર્યો ગયો અને કલ્યાણીનો રાજા ફતેહમંદ થયો. વિજયી રાજા જ્યારે મહેલમાં પહોચ્યો ત્યારે શસ્ત્રસજ્જ સ્ત્રીઓએ એવો જોરાવર હુમલો કર્યો કે મજબૂરીથી તેને મહેલમાથી પાછા વળવુ પડયુ. આ દરમિયાન સ્ત્રીઓએ ચિતા તૈયાર કરાવી લીધી અને તમામ સ્ત્રીઓ પોતપોતાના ધણીની લાશ ભેગી બળીને ખાક થઈ ગઈ. રાજા ભુવડે પણ ઉદારતા બતાવી રાજા જસરાજની લાશને લઈ ધાર્મિક રીતે અંતિમ ક્રિયા કરાવી. સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓ શરણે થયા. રાજા પોતે જ એ મુલકમા રહી બંદોબસ્ત કરવાની ઇચ્છા રાખતો હતો, પરંતુ વજીરો તેમજ ઉમરાવો સુરપાળથી એટલા ગભરાતા હતા કે કોઈપણ રીતે અહીં રહેવાની તેને સલાહ ન આપી આથી કલ્યાણીનો રાજા પાછો ચાલ્યો ગયો.[1] અહી તેણે એક સૂબેદારની નિમણૂક કરી, જે દર સાલ અહીંથી ગુજરાતની ખંડણી મોકલતો રહેતો.

---

1 રત્નમાળા

### વનરાજ ચાવડો:—ઈ. સ ૭૪૬થી ઈ. સ. ૮૦૬
### (હિ. સ. ૧૨૯થી હિ. સ. ૧૩૧)

જસરાજની રાણી એટલે કે સુરપાળની બહેન રૂપસુંદરી ગર્ભવતી હતી તેને જંગલમાં મૂકી આવવા માટે સુરપાળ લઈ ગયો હતો. તેણે તેને જંગલમાં એક ભીલને સોંપી હતી, જેની સ્ત્રી તેની ખિદમત કરતી હતી. જ્યારે બહેનને મૂકી સુરપાળ પંચાસર પહોંચ્યો ત્યારે તેને ખબર મળી કે જસરાજ મરણ પામ્યો છે. તેણે અશાંતિ ફેલાવવાને મુલકમાં લૂંટમાર શરૂ કરી દીધી. તે જ દિવસોમાં ઈ. સ. ૬૯૬ (હિ. સ. ૭૭)માં તેને ખબર પડી કે બહેને પુત્રનો જન્મ આપ્યો છે ત્યારે તેના આનંદનો પાર ન હતો. છોકરો ૭ વર્ષની વયનો થયો ત્યારે શીલગુણસૂરિ નામના એક જૈન સાધુએ તેને તાલીમ આપવાની જુમ્મેદારી પોતાને મસ્તક રાખી. સુરપાળ પણ ત્યાં પહોંચી ગયો અને સાથે રહેવા લાગ્યો. આ છોકરાનો જન્મ વનમાં થયો હતો તેથી તેનું નામ "વનરાજ" રાખવામાં આવ્યું. વનરાજ જ્યારે ચૌદ વરસનો થયો ત્યારે તેણે પણ મામા સાથે લૂંટફાટમાં ભાગ લેવા માંડયો. સુરપાળના અવસાન બાદ વનરાજે પોતે જ મુલ્કમાં લૂંટફાટનું કામ જારી રાખ્યું. રાજા ભુવડે ગુજરાતની ઊપજ પોતાની પુત્રી મીનળદેવીને આપી દીધી હતી. તેણે પોતાના સલાહકારોની સલાહથી એક ચાવડા સરદારને ભાલાદાર તરીકે નીમ્યો, જેથી કરી તેના હાથ નીચેના સિપાઈઓ મારફત હરેક ચીજનું સારી રીતે રક્ષણ થાય. કલ્યાણીના માણસો આ મુલકમાં ૭ મહિના રહ્યા અને તેમણે હરેક જાતનો માલ અને ખજાનો જમા કર્યો. તે પછી સર્વ વસ્તુ સમેટી લઈને કલ્યાણી તરફ રવાના થયા. આ ખજાનો કલ્યાણી જતો હતો ત્યારે વનરાજને ખબર પડી ને તેણે તે લૂંટી લીધો. પરિણામે તે દોલતમંદ તેમજ ઝબરદસ્ત થઈ ગયો. રંક સ્થિતિમાં તેની હમદર્દી કરનારો એક ચાંપા નામનો વાણિયો હતો. તે મોકા પર તેને મદદ

કરતો તેમજ સલાહ આપતો.[1] હવે વનરાજે તેને વજીર બનાવ્યો. આસ્તે આસ્તે વનરાજની ઉન્નતિ થવા માંડી. દોલતને લઈને લશ્કરમાં ભરતી આસાનીથી થઈ થોડા જ સમયમાં એણે તમામ અગત્યનાં સ્થળો કબજે કરી ગુજરાત ઉપર હકૂમત કરવા માંડી. હવે તેને માલૂમ પડયુ કે રાજધાની કોઈ એવી જગાએ કરવી જોઇએ જે તંદુરસ્ત આબોહવા ઉપરાંત રાજકીય બાબતો માટે પણ ફાયદાકારક હોય. આવી જગ્યા માટે અણહીલ નામના ભરવાડે પત્તો આપ્યો. ત્યાંની તંદુરસ્ત આબોહવાની દલીલ માટે તેણે જણાવ્યુ કે એક કૂતરાએ અહીં સસલો પકડયો; સસલાએ સુંદર બહાદુરી વાપરી પોતાનો જીવ બચાવ્યો. ટૂંકમાં એ જગ્યા પસંદ કરવામાં આવી અને તે ભરવાડના નામ ઉપરથી તેનું નામ "અણહીલવાડ" પાડી તે જગ્યાએ પાયતખ્તનો પાયો નાંખ્યો.[2] આ જ સમયે ઈ. સ. ૭૧૫ (હિ. સ. ૧૦૭) માં જુનેદ નામના સિંધના હાકેમે ગુજરાત ઉપર ચડાઈ કરી અને મારવાડ, માંડલ, ધિણોજ, ભરૂચ વગેરે ઉપર જીત મેળવી લૂટનો માલ લઇ પાછો ચાલ્યો ગયો, પરંતુ સિંધમાં માંહોમાહેની તકરારને લઇ અહીંની બુદ્ધિપૂર્વક વ્યવસ્થા ન થઇ. આ અશાંતિ અને મુશ્કેલીનો લાભ

---

૧. હું ધારું છુ કે આ વાણિયો તેનો વિશ્વાસુ માણસ હતો: તેની મારફત માલનો પત્તો મેળવી તે લૂંટફાટ કરતો હશે, અને તેની જ મારફત તે વેચતો હશે

૨ આઇને અકબરી અને મિરાતે અહમદીમા જણાવવામા આવ્યુ છે કે ભરવાડે એવી શરત કરી હતી કે જો મારા નામ ઉપરથી રાજધાની વસાવવામા આવે તો જ જગ્યાનો પત્તો આપું; અને તેથી તેની એ શરત કબૂલ કરવામા આવી. પછી એ જગ્યા બતાવી જે એક ગાઢ જંગલમા સરસ્વતી નદીના સમૃદ્ધ પ્રદેશમા દક્ષિણ બાજુના કાઠાની નજીકમા ઊચા સપાટ સ્થાનમા આવી હતી. હું ધારુ છુ કે એ ભરવાડ તેના સાથીઓમા હતો અને ભરવાડ હોવાના સબબથી તે એ જંગલના ખૂણેખૂણાથી વાકેફ હતો. આવી રીતે વનરાજે પોતાના બ ને સાથીઓના નામ ઉપરથી બે શહેર વસાવ્યાં: એક અણહીલવાડ અને બીજું ચાંપાનેર

લઈ વનરાજે પોતાની કોશિશો શરૂ કરી દીધી. (બલાઝરી—સિંધની ફતેહના ઉલ્લેખમાં). હું ધારું છું કે ઘણું કરીને આ જ હુમલાથી રાજા ભુવડની ગુજરાતની સલ્તનત એટલી કમજોર થઇ ગઈ કે વનરાજે સાધારણ કોશિશથી સલ્તનત કાયમ કરી દીધી. આથી શરૂઆતમાં તેનું નામ "અણહીલવાડ" રાખવામાં આવ્યું હતું. વખત જતાં રૂઢ થતાં (નહરવાળ) થઈ ગયુ. મુસ્લિમ વિજેતાઓની ભાષાએ તે નામમા ફેરફાર કર્યો અને તે "નહરવાલા" થયું. અને આલીશાન અને દબદબાવાળું શહેર તે જમાનામાં "પટ્ટણ" કહેવાતું હતું તેથી આ શહેર પણ આબાદ અને રોનકદાર થઈ ગયેલું હોવાથી "પટ્ટણ–પાટણ" કહેવાવા લાગ્યુ અને આજ પર્યંત હિંદુઓ તેને આ જ "પાટણ" નામથી ઓળખે છે.

વનરાજે વિક્રમ સંવત ૮૦૨ (ઈ. સ. ૭૪૬[૧] અને હિ. સ, ૧૨૯)ના વૈશાશ સુદ ત્રીજ (અખાત્રીજ)ના દિને જ્યોતિષીઓના કહેવા મુજબ માંગલિક સમય ૨૨ ઘડી, ૪૫ પળે સૂર્યાસ્ત પછી રાજધાનીની સ્થાપના કરી હતી. તે વખતે પહેલા ભાવમાં સિંહ, બીજા ભાવમાં કન્યા, ત્રીજામાં તુલા, ચોથામાં વૃશ્ચિક અને કેતુ, પાંચમામાં ધન, છઠ્ઠામાં મકર, સાતમામાં કુંભ, આઠમામાં મીન અને શુક્ર, નવમામાં મેષ બુધ અને રવિ, દશમામાં વૃષભ ચંદ્ર શનિ મંગળ અને રાહુનો સંગમ, અગિયારમામાં મિથુન અને બારમામાં કર્ક હતાં. ખગોળવેત્તાએ કહ્યું હતું કે બે હજાર પાંચસો સાત (૨૫૦૭) વરસ, સાત માસ, અને નવ દિન પસાર થતાં આ શહેર

---

૧. આઈને અકબરીમા ઈ. સ. ૭૭૫ (હિ. સ. ૧૫૪)છે અને મિરાતે અહમદીમાં લેખકે ઇ. સ ૭૨૧ (હિ. સ. ૧૦૩) આપી છે. અને એક બીજી સાલ ૮૯૬ (હિ. સ. ૨૦૨) છે. પણ બધી બિન પાયાદાર છે. પરંતુ જો ઈસ્વી સન સાચી હોય તો જે તારીખ ઉપર જણાવવામા આવી છે તે બરાબર છે. (મુન્તસદ્દવલ, પ્રેસ, બૈરૂત)

વેરાન થઈ જશે.[1]

તે જ સાલ એટલે કે ઈ. સ. ૭૪૬ (હિ. સ. ૧૨૯)મા તે તખ્તનશીન થયો અને કેટલાક દિવસ પછી ચાંપા નામના તેના વજીરે એક કિલ્લો વસવાટ સહિત પાવાગઢ નજીક તૈયાર કરાવ્યો, તે હાલમાં ચાંપાનેર (ચંપાનગર) કહેવાય છે. ઘણુ કરીને સરહદ ઉપરનો છેવટનો કિલ્લો એ છે, જે સરક્ષણ માટે બાંધવામાં આવ્યો હતો. વનરાજે વજીરની મદદથી ચાલાકીથી રાજ્ય ચલાવ્યુ અને મુલકમા શાતિ સ્થાપવામાં તથા તેને આબાદ કરવામાં બન્નેએ તદબીરથી કામ લીધુ. તેણે ઘણી જગ્યાએ મંદિરો બધાવ્યા. બહુધા પોતે તો ભણેલો ન હતો તેમજ કોઇ ખાસ ધર્મમાં પણ પાકો ન હતો, પરતુ બ્રાહ્મણો તરફ ઘણી માનની દૃષ્ટિથી જોતો હતો. તેણે પોતાનાં બાળબચ્ચાંને કેળવણી આપવામાં કચાસ રાખી ન હતી. તેની રૈયત તેને બહુ ચાહતી હતી. અને એ જ કારણથી (પાટણમા આવેલા) પારસનાથના મદિરમાં યાદગીરી માટે તેનુ બાવલુ પણ રાખવામા આવેલુ, જે આજ પર્યંત મોજુદ છે. વનરાજ બહુ જ બહાદુર હતો. તેણે ફક્ત આપબળે પિતાની ગુમાવેલી સલ્તનત ફરીથી હાસિલ કરી હતી. આ સમય સુધી તેની મા રૂપસુદરી હયાત હતી અને શીલગુણસૂરિની દેખરેખ નીચે જીવન ગુજારી રહી હતી. તેણે તેને "નહરવાલા"માં બોલાવી લીધી. સૂરિ પણ સાથે જ હતો. તેણે એક મોટુ દેરાસર બધાવ્યુ જેનું નામ 'પંચાસરા પારસનાથ'નુ દેરાસર રાખવામાં આવ્યુ. ૬૦ વરસ પર્યંત રાજ્ય કરી એકસો દસ વર્ષની વયે તેણે દેહત્યાગ કર્યો. ઈ.

સ. ૮૦૬ (હિ. સ. ૧૯૧).[1] તેના જીવનના છેવટના ભાગમાં ઇ. સ. ૮૦૫ (હિ સં. ૧૯૦)ની આસપાસ ખલીફા હારૂન રશીદના વઝીર યહ્યા બર્મકીએ એક મંડળ હિન્દુ ધર્મ વિશેની માહિતી મેળવવા માટે મોકલ્યુ તે કેટલાક દિવસ માનખેડમાં રહ્યુ પછી પાછા જઈને એક અહેવાલ વઝીર આગળ પેશ કર્યો. ઇબ્ન નદીમે પોતાની કિતાબ-મા તેનો સારાંશ આપ્યો છે. આ વિષેનુ વિગતવાર બયાન ઉપર આવી ગયુ છે

યોગરાજ ચાવડોઃ—ઇ સ ૮૦૬–૮૪૮ (હિ. સ. ૧૯૧–૨૨૮) વનરાજના અવસાન પછી તેનો પુત્ર યોગરાજ તખ્તનશીન થયો.[2] તે પણ તેના બાપના જેવો બહાદુર અને પરાક્રમી હતો. તેણે તેની સલ્તનતની સીમામા વૃદ્ધિ કરી. એ વિદ્વાન હતો. ખાસ કરીને લડાયક શસ્ત્રોના ઉપયોગમા માહેર હતો. તીરઅન્દાઝીમાં તો તે એક્કો હતો. સહીસલામતી અને શાંતિ સ્થાપવામા તેણે બહુ જહેમત ઉઠાવી હતી. તેના જીવનમાનો એક મશહૂર બનાવે એવો છે કે તેના પુત્ર ક્ષેમરાજે તેને કહ્યુ કે એક વિદેશી જહાઝ (બહુધા અરબોનું હતુ) સોમનાથ પ દર ઉપર આવ્યુ છે, હું તેને લૂંટી લઉં? યોગરાજે કડક રીતે મનાઇ કરી. પરંતુ નવજવાન શાહજાદાએ

પોતાના સફરનામામાં સત્તાવનમા પાના ઉપર લખે છે કે "જાન-વરોમાં ઘોડાની બહુ કમી છે." વસ્સાફ (હિ. સ. ૭૨૮) અને રશીદુદ્દીન (હિ. સ. ૭૧૮) પોતપોતાની કિતાબોમાં જણાવે છે કે "અને માબર (મદ્રાસ) માં સારા ઘોડા નથી તેથી અંદરોઅંદર એવી ગોઠવણ હતી કે જમાલુદ્દીન ઇબ્રાહીમ (રાજાનો મુસલમાન દીવાન) ૧૪૦૦ (ચૌદ સો) અરબ ઘોડા લાવ્યા કરે. વરસમાં ૧૦૦૦૦ (દસ હજાર) ઘોડા ઇરાની અખાતનાં બીજાં બંદરો જેવાં કે કતીફ, અલહેસા, બહરૈન, હુરમુઝ વગેરેથી આવતા હતા. (ઘણું કરીને તે ઇરાકી અને અરબી હશે.) અને હરેક ઘોડાની કીમત ૨૨૦ (બસો વીસ) સોનાના સિક્કા હશે. એ કોલકરાર હિ. સ. ૬૯૨ નો છે. માર્કોપોલો જે સમકાલીન મુસાફર હતો તેણે પણ ગુજરાતનાં બંદરો વિશે ઉલ્લેખ કર્યો છે કે "અહીંના ઘણાખરા વતની ચાંચિયા છે. લૂંટના માલમાં ઘોડા જોવામાં આવે છે તે રાજા લઇ લે છે અને બાકીનો માલ માંહોમાંહે વહેંચી લે છે." (આ બનાવો અલાઉદ્દીન ખલજીની ગુજરાતની જીત પહેલાંના સમયના છે.) વળી એ પણ ભૂલવું ન જોઈએ કે શિહાબુદ્દીને પૃથ્વીરાજ ઉપર હુમલો કર્યો તેના કારણો પૈકીમાંનું એક એ પણ હતું કે રાજાના એક સંબંધીએ ઘોડાના એક મુસલમાન વેપારીના તમામ ઘોડા છીનવી લીધા હતા. તેણે શિહા-બુદ્દીન આગળ ફરિયાદ કરી અને શિહાબુદ્દીન ગોરીએ લખ્યું તે છતાં પૃથ્વીરાજે ઘોડા પાછા આપવાનો ઇન્કાર કર્યો. કારણ વાઘેલાએ પોતાના વઝીર માધવને કાશ્મીરી અને તુર્કી ઘોડા ખરીદવાને મોકલ્યો હતો. મારી આ વિગતની મતલબ એ છે કે ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાનમાં સાતમી અને આઠમી સદી પર્યંત સારા ઘોડાનો અભાવ હતો. સુલેમાન બસરીનું આ બ્યાન ફરીથી જોઈએ કે "ગુજરાતના રાજા પાસે જેવા ઘોડા છે તેવા હિંદમાં કોઇ પાસે નથી." એ ઘોડા આ જ સોમનાથની લૂંટના છે, તેની સંખ્યા દસ હજાર જેટલી હતી. દીનાર (સોનાના સિક્કા)ની કીમતમાં વખતોવખત

ફેરફાર થતો રહ્યો હતોઃ ૨૫-૧૫-૧૨-૮. હવે જો દીનારની કીમત ફક્ત આઠ જ રૂપિયા ગણવામાં આવે તો એ હજાર ઘોડાની કીમત ૧૭૬૦૦૦૦ રૂપિયા થઈ. હાથી અને બીજા માલની કીમતનો અદાજ આ ઉપરથી બાંધી શકાય. યોગરાજે એના બદલામાં શુ આપ્યુ હશે એ વિશે કંઈ જાણવામાં આવ્યુ નથી; પરંતુ એમ અટકળ કરવામા આવે છે કે જેમ કોઈ દેવાળિયા પેઢીના ભાગીદારોને થોડું થોડું આપી સમજાવવામાં આવે છે તે પ્રમાણે આ વેપારીઓને સમજાવી દેવામાં આવ્યા હશે. વળી તે પણ રાજી ન થાય તો એ શુ કરવાના હતા?

કેટલોક વખત વીત્યા બાદ સલ્તનતના ન્તભોએ શાહઝાદા (જે વારસદાર પણ હતો) માટે સિફારિશ કરી ત્યારે રાજાએ જવાબ આપ્યો કે રાજાનું કામ રાજ્ય અને રૈયતનું રક્ષણ કરવાનુ છે; તેમનુ

આણુથી માંડી ઠેઠ પાટણ સુધી પહોંચતી હતી. એમ જણાય છે કે તેના જમાનામાં બ્રાહ્મણોની જડ ઊંડી જઈ પહોંચેલી હતી અને ધાર્મિક કામો ઉપર વધારે ભાર મૂકવામાં આવતો હતો, અને લોકોને ઘણી શ્રદ્ધા હતી.[1]

ક્ષેમરાજ ચાવડોઃ—ઈ. સ. ૮૪૨—ઈ. સ. ૮૬૬ (હિ. સ. ૨૨૮–હિ. સ. ૨૫૨ )

યોગરાજ પછી તેનો પુત્ર ક્ષેમરાજ તખ્તનશીન થયો. એનો મીજાજ બહુ તેજ હતો. તેના ગોઠિયા પણ સારા ન હતા. તેમની સલાહથી જ બાપની સખત મનાઈ છતાં તેણે સોદાગરોનાં જહાજો લૂંટયાં જેમાં દશ હજાર ઘોડા, હાથી અને લાખો રૂપિયાનો માલ હતો. એ દોલતથી તેણે ઘણો ફાયદો ઉઠાવ્યો[2] અને પોતાની

૧. અફસોસની વાત છે કે રત્નમાળામાં એ વિશે કંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. વેપારીઓને લૂંટયા બાબતના બ્યાન પછી એમ લખવામાં આવ્યું છે કે યોગરાજે પોતાના બંને ભાઇઓ જે આ બનાવમાં સામેલ હતા તેમને બોલાવી ઠપકો આપ્યા બાદ કહ્યુ કે મેં મારા જીવનભરમા જે કામ કરવાનો ઇરાદો કર્યો હતો તે ઉપર તમે પાણી ફેરવ્યું. પરદેશી વિદ્વાનો જ્યારે આ સાંભળશે ત્યારે ગુજરાતના રાજાને નીચ લેખશે, અને લુટારુના સરદાર કહેશે. રાજનીતિમાં લખ્યું છે કે રાજાનો હુકમભંગ, બ્રાહ્મણોના વઝીફાની મોકુફી, પથારી ઉપરથી સ્ત્રીને જુદી સુવાડવી એ વિના હથિયારે લાગેલા એવા ઘા છે.

૨. રત્નમાળામા એ વિશે કંઈ પણ લખવામાં આવ્યું નથી. સદુહાત માટે રત્નમાળાની હકીકત જાણવી જરૂરી છે. એના ગ્રંથકારનું નામ બ્રાહ્મણ કૃષ્ણાજી છે. ચાવડા વંશની સ્થાપના પછી લગભગ ૪૪૭ વરસે અને સોલંકી વંશની સ્થાપના પછી ૧૫૨ વરસ બાદ એ પુસ્તક લખવામાં આવેલું હતું. સોલંકીના જમાનાનો લેખક હોવાથી કુદરતી રીતે સોલંકી વંશની પુષ્કળ પ્રશંસા કરે છે સોલંકી ખાનદાને ચાવડા પાસેથી સલ્તનત છીનવી લીધેલી હોવાથી હરીફ સમજી તે વિશે અપ્રશંસનીય રીતે તેનું બયાન કરે છે. જુઓ, જયશિખરાજને લુટારૂ ખાનદાનનો કહ્યો છે. વનરાજ તો લુટારુ જ હતો. મજકૂર ગ્રંથકારના કહેવા મુજબ યોગરાજે સારી જિંદગી દરમિયાન સુંદર

ફોજ તાકતમાં વૃદ્ધિ કરી આસપાસનો મુલ્ક જીતી લીધો. પરંતુ દુરાગ્રહી મીજાજ અને ગરમ સ્વભાવવાળો હતો, તેથી વજીરો તેમજ સગાં સંબંધીઓ તેનાથી નારાજ રહેતાં હતાં અને હંમેશાં તેની સાથે બનતુ ન હતુ. કોઈનુ કહ્યું માનતો ન હોવાથી લોકો સલાહ આપતાં પણ ડરતા હતા. ૨૪ વરસ રાજ્ય કરી ઈ. સ. ૮૬૬ (હિ. સ. ૨૫૨) માં તે મરણ પામ્યો.[1] એ જ સમયે સુલેમાન બસરી ઈ. સ ૮૫૨ (હિ. સ ૨૩૭)માં ગુજરાતમાં આવ્યો હતો અને માનખેળ રાજ્યમાં રહી ચાલ્યો ગયો. આ ઉપરથી એમ માલૂમ પડે છે કે ઘણું કરીને ક્ષેમરાજને વખતોવખત વલભીના રાજાઓ સાથે લડાઈ લડવી પડતી હતી. એ રાજા મુસલમાનોનો કટ્ટો વિરોધી હતો, પરંતુ એના રાજ્યમાં હમેશાં શાંતિ રહી હતી.[2]

ભુવડરાજ ચાવડોઃ—ઈ. સ. ૮૬૬–૮૯૫ ( હિ. સ. ૨૫૨

કામો કર્યાં, કારણ કે તે ખાનદાનના કપાળે લુગારૂ વૃત્તિનું લાંછન મિટાવવા માનતો હતો. આ સદ્‌ગુણી પુરૂષની ૨૯ સાલની હકૂમત દરમિયાન સોમનાથ બંદરના પરદેશી વેપારીઓને લંટયાના કિસ્સા સિવાય કોઇ બીજો બનાવ નોંધવા લાયક નજરે ન પડયો (અર્થાત્ તેને ફક્ત ભૂરી બાજૂ રોશનદાર માલૂમ પડતી) હિન્દુ લેખકોનો રિવાજ એવો પણ છે કે જે રાજા તેમની માન્યતા મુજબ ભલો માલૂમ પડે તેની પ્રશંસામાં પાછી પાની કરતા નથી અને જે નાપસંદ પડયો તેને કયાતો ઉડાવી જ મૂકે છે અથવા તો ફક્ત એટલું જ લખે છે કે ફલાણો જન્મ્યો અને મરી ગયો; જેવું કે ગ્રંથકારે ક્ષેમરાજની બાબતમા પણ એમ જ કર્યું છે.

૧. મિરાતે અહમદીમાં ૨૫ સાલ છે જે આઇને અકબરીની નકલ છે. રાજાઓના નામ વિશે આઇને અકબરી અને બીજી ગુજરાતી તારીખોમાં મતભેદ છે. મેં ગુજરાતી તારીખોની વિગતો વધારે સાચી સમજી તે જ નામો રહેવા દીધાં છે, કારણ કે એ લોકો પોતાના વતનની વાતોથી અબુલફઝલ કરતા વધારે વાકેફ હતા. મિરાતે અહમદીમા જે છે તે આઈને અકબરીમાથી નકલ કરેલું છે.

૨. સિલસિલતુત તવારીખ સુલેમાન બસરી–પ્રેસ પેરિસ

–૨૮૨ ) તેણે પોતાના પિતાના અવસાન બાદ સલ્તનતની લગામ પોતાના હાથમાં લીધી. એમ જણાય છે કે તેના બાપના આખરી સમય દરમિયાન જે બેચેની પેદા થઈ હતી તે તેણે તરત જ દૂર કરી અને રૈયતને રાજી રાખવામાં કાશી કોશિશ કરી.

આ જ કારણથી ૨૯ સાલ પર્યંત સુખશાંતિથી તેણે રાજ્ય કર્યું. અને આખરે ઈ. સ. ૮૯૫ ( હિ. સ. ૨૮૨ )માં આ ફાની દુનિયામાંથી કૂચ કરી ગયો. લોકો તેને 'પયયુ" પણ કહેતા હતા.[૧] એના જ સમયમાં ઇ. સ. ૮૭૭ ( હિ સ ૨૬૨ )મા અબુલહસન ઝૈદ સૈરાફી આવ્યો હતો, જેણે સુલેમાન બસરીની વાતને શબ્દશઃ ટેકો આપ્યો છે. તે પણ લખે છે કે તેને વખતોવખત વલભીના રાજાઓ સાથે લડવુ પડે છે, અને તે મુસલમાન રાજાઓનો દુશ્મન છે.[૨]

વૈરિસિંહરાજઃ—ઈ. સ. ૮૯૫–૯૨૦ (હિ. સ. ૨૮૨–૩૦૮). તેના પિતાના મરણ પછી તે ગાદીએ આવ્યો અને ૨૫ વરસ સુધી તેણે રાજ્ય કર્યું. પરંતુ તેના રાજ્યની કોઈ પણ બાબત ઉલ્લેખ કરવા લાયક મળી નથી. પરંતુ એમ જણાય છે કે રાજ્યની ધરી ઢીલી થવા એ જ સમયથી માંડી હતી, કારણ કે વારંવાર તેને શત્રુઓ સાથે લડવું પડયું હતું. તેનો વજીર બહુ વિદ્વાન હતો. તેની ચાતુરીથી તે હંમેશાં ફતેહમંદ થતો. બહુધા એની દુશ્મનાવટ વલભીના રાજ્ય સાથે હતી. મસઊદી ઇતિહાસકાર એના જ વખતમાં એટલે કે ઇ. સ. ૯૧૫ (હિ. સ. ૩૦૩)માં અહીં આવ્યો હતો, તે જણાવે છે કે ગુજરાતના રાજા સાથે વલભીના રાજ્યને હંમેશાં તકરાર રહે છે. ગુજરાતનો રાજા મુસલમાનોનો મહાન દુશ્મન છે. એની વિગતવાર હકીકત આગળ આવે છે.[૩] અને એ જ જમાનામાં ઇ. સ. ૯૧૨

૧. ગુજરાતના પ્રાચીન ઇતિહાસમા આ નામને બદલે "ચાર્મુંડ" લખવામાં આવ્યું છે.

૨. કિતાબુલ હિંદ વસસીન ઝૈદ સરાફી પ્રે. પેરિસ

૩. મસઊદી, પૃ. ૩૮૨, ભા ૧, પ્રે. મિસર

(હિ. સ. ૩૦૦)માં બુઝુર્ગ બિન શહરિયાર માનખેળ જોઇને ચીન તરફ નીકળી ગયો. તેણે માનખેળ પાયતખ્તની બહુ જ તારીફ કરી છે, અને તેને સોનાનું શહેર કહ્યું કે ઇ સ. ૯૨૦ (હિ. સ. ૩૦૮)માં એ રાજા મરણ પામ્યો.

રત્નાદિત્યરાજઃ—ઇ. સ. ૯૨૦–૯૩૫ (હિ. સ. ૩૦૮–૩૨૪). રાજા વૈરિસિંહ પછી તેનો પુત્ર રત્નાદિત્ય રાજા થયો. મુસલમાનો તેને રિશાદત કે રિસાદત કહે છે. એ રાજા નેકદિલ સત્યવાદી તેમજ પરાક્રમી હતો. તેણે મુલકની સુંદર વ્યવસ્થા કરી અને તેની રૈયત તેનાથી રાજી હતી અને રાજ્યમાં સુખશાંતિ પણ હતાં; તે છતાં ક્ષેમરાજના સમયથી જે પડતીનો કીડો પેઠો હતો તે બરાબર તેને ખાતો રહ્યો સૂબેદારોની ચડતી થઈ અને કેન્દ્રની હકૂમતીમાં કમજોરી આવી. એ ૧૫ વરસ રાજ્ય કરી પરલોકવાસી થયો.

સામંતસિંહ—ઈ. સ. ૯૩૫–૯૪૨ (હિ. સ. ૩૨૪–૪૪૧). રત્નાદિત્યનો પુત્ર સામંતસિંહ ગાદી ઉપર બિરાજમાન થયો એ વંશનો એ છેલ્લો રાજા હતો. તે મોજીલો અને દિલનો કમજોર હતો. તે ઉપરાંત બદચાલનો અને જુલ્મી હતો, શરાબનો ઉપાસક હતો. એક દિવસ શરાબના નિશામાં પોતાના ભાણેજ મૂળરાજ માટે ગાદી વારસ તરીકેની વિધિ કરી દીધી. નિશો ઊતરી ગયા બાદ મૂળરાજ પાસેથી પાછી માગણી કરી. પરંતુ તેણે તેમ કરવાનો સાફ ઈન્કાર કર્યો. ઝઘડો વધ્યો ત્યારે આખરે લડાઇ થઈ. સામંતસિંહ માર્યો ગયો અને મૂળરાજ તખ્તનો કબજો લઇ સ્વતંત્ર રાજા થઈ ગયો. "કુમારપાલચરિત્ર"માં જણાવવામાં આવ્યું છે કે જમાઈ, ભાણેજ અને મૂર્ખ કદી ઉપકૃત રહેતા નથી. ચાવડા વંશના ૮ રાજાઓએ લગભગ ૨૦૦ વર્ષ રાજ્ય કર્યું.[૧]

૧. કલ્યાણીરાજની ૫૦ વરસની હકૂમત જો કાઢી નાખવામાં આવે તો ચાવડા વંશની સલ્તનતની કુલ મુદ્દત ૧૯૬ વરસની થાય છે. આ જ

## ચાવડા ખાનદાનની વંશાવળી

| | | મુખ્ય સ્થળ |
|---|---|---|
| | ગુજરો સિંધથી આવ્યા | સોમનાથ પાટણ |
| | જસરાજ (કે જયશિખરી) ઇ. સ. ૬૯૬ (હિ સ. ૭૭) પર્યંત | પંચાસર |
| | કલ્યાણીરાજ (૫૦ સાલ) ઇ સ ૬૯૬ હિ સ. ૭૭ ,, | , |
| ૧ | વનરાજ (જસરાજનો પુત્ર) ઈ. સ ૭૪૬ (ઈ. સ. ૧૨૯) પર્યંત | અણહીલવાડ |
| ૨ | યોગરાજ ઈ સ. ૮૦૬ (હિ સ ૧૯૧) ,, | |
| ૩ | ક્ષેમરાજ ઈ. સ. ૮૪૨ (હિ સ. ૨૨૮) ,, | |
| ૪ | ભુવડરાજ ઇ. સ ૮૬૬ (હિ. સ ૨૫૨) ,, | ,, |
| ૫ | વૈરિસિંહરાજ ઇ.સ ૮૯૫ (હિ સ ૨૮૨) ,, | ,, |
| ૬ | રત્નાદિત્ય ઈ. સ. ૯૨૦ (હિ. સ ૩૦૮) ,, | ,, |
| ૭ | સામંતસિંહ ઇ સ. ૯૩૫ (હિ સ ૩૨૪) ,, | ,, |

---

કાંસુધી મિરાતે અહમદીમા સલતનતની મુદત આટલી લખી છે આ જ વાત રત્નમાળામા જણાવવામા આવ્યુ છે કે સામંતસિંહે રાજ્ય સુપ્રત કરી પાડુ આપ્યું તેથી તે દિવસથી ચાવડા ખાનદાનની બાદશાહી ગેરબાકાયદે દાખલરૂપ થઇ ગઈ અહીં પણ માલૂમ પડે છે કે સામંતસિંહના વર્તનથી સર્વ ચાવડા ખાનદાનની ટીકા કરી છે, પરંતુ પોતાની પુત્રી સોલંકી ખાનદાનમા પરણાવેલી હોવાથી જ તેના બાપની તારીફ કરવામા આવે છે, આથી લેખકને તે જમીન ઉપર ગુજ જેવો દેખાય છે. પરંતુ તાજુબીની વાત છે કે કનોજના સૂર્યવંશીઓએ ચોર અને લુટારાના ખાનદાનમા પરણવાનુ શા કારણથી પસંદ કર્યું હશે

હુ ધારુ છું કે સામંતસિંહ તો એક પ્રપંચની જાળમા સપડાઈ ગયો હતો ખરેખર મૂળરાજે પહેલેથી જ રાજ્યના ઉમરાવો સાથે યુક્તિ પ્રયુક્તિ રચી મૂકી હતી, નહિતો કોઇ નશામા પારકા શખ્સને આદીવારસ બનાવે અને પોતાના કુટુંબના તમામ લોક તેમજ રાજ્યના ઉમરાવો હાથ ઉપર હાથ મૂકી બેસી રહે એ કેમ બને ?

: ૫ :

**સોલંકી વંશઃ—ઈ સ. ૯૪૨ થી ૧૨૪૨ (હિ. સ. ૩૩૧ હિ. સ. ૬૪૦)**

ઉપર જણાવવામાં આવ્યુ કે ગુર્જર કોમની એક શાખા ચાલુક્ય હતી તે જ ચાલુકય વંશની એક શાખા સોલંકી છે. ઉત્તરમાં સોલંકી રાજ્યની રાજધાની **ભિન્નમાલ** હતી. તેઓ આસપાસની સલ્તનતોના દબાણને લઈને પોતાની જગ્યાનો ત્યાગ કરી માળવા ચાલ્યા ગયા દક્ષિણમા સોલંકીનુ પાયતખ્ત કલ્યાણી હતુ. સોલંકી ખાનદાને ચાવડાઓ પાસેથી અને ફરીથી સોલંકી પાસેથી ચાવડાઓએ કેવી રીતે રાજ્ય લીધુ એ વિશે વિગતવાર પાછળ લખવામાં આવ્યુ છે. હવે ફરીથી સોલંકી વંશમાં સલ્તનત આવી તે વિશેની હકીકત આ પ્રમાણે છે કે કલ્યાણીના રાજા ભુવડની ચોથી પેઢીએ ભોમાદિત્ય નામનો એક રાજા હતો જે પોતાના છૈયાં છોકરાં સાથે સોમનાથની જાત્રાએ આવ્યો હતો, પાછા ફરતા પાટણ (અણહીલવાડ)માં પણ ઊતર્યો. ત્યાંના રાજા રત્નાદિત્યે પોતાની પુત્રી લીલાવતીનુ લગ્ન કલ્યાણીના રાજાના વડા પુત્ર "રાજિ" સાથે કર્યું. મૂળરાજ તેનો છોકરો હતો. પ્રસવ વખતે જન્મ થતાં પહેલાં તેની માતા મરી ગઈ, તેથી તેનું ઉદર ચીરીને છોકરાને બહાર કાઢવામા આવ્યો હતો. એ તો ગુજરાતના કેસર જેવો હતો. જન્મ વખતે મૂળ નક્ષત્ર હોવાથી તેનું નામ "મૂળરાજ" પાડવામાં આવ્યુ હતુ, સામંતસિંહે પોતે તેની પરવરિશ કરી હતી અને હરેક જાતની તાલીમ આપી હતી. તે કાબેલ અને બહાદુર હતો. તેણે પોતાના સત્કૃત્યોથી લોકોના હૃદય જીતી લીધાં. ઘણું કરીને સામંતસિંહની ગફલત અને પોતાની હોશિયારીથી દરબારીઓનું વલણ તેના તરફ થઈ ગયુ હતુ.

**મૂળરાજ સોલંકી**—ઈ. સ ૯૪૧ થી ઈ. સ. ૯૯૭ (હિ. સ. ૩૩૧ થી ૩૮૭)

મૂળરાજ, સોલંકી વંશનો સ્થાપનાર તેમજ ગુજરાતનો મહાન

રાજા હતો. તેની વિખ્યાતિનાં ત્રણ કારણો છે: (૧) તેની ફતેહોને લઈને તમામ ગુજરાત અને સૌરાષ્ટ્ર એક કેન્દ્ર ઉપર એક ઝંડા નીચે આવ્યાં; (૨) બૌદ્ધ ધર્મ અને તેના રાજ્યને ગુજરાતમાથી બહાર કાઢયાં; (૩) તે ખાસ કરીને બ્રાહ્મણોને બહુ માન આપતો હતો.

તેના જન્મ તેમજ મરણની સાલો વિશે માહિતી મળતી નથી, પરંતુ એ વાત તો નક્કી જ છે કે તેણે ૫૫ થી ૫૬ સાલ પર્યંત રાજ્ય કર્યું. તેની તખ્તનશીની વખતની તેની વય ૨૦ વરસની માનવામા આવે તો તેના જન્મની સાલ ઇ. સ. ૯૨૨ (હિ. સ. ૩૧૧) હોઈ શકે. તેના પિતાનું લગ્ન રત્નાદિત્ય ચાવડાની પુત્રી સાથે થયું હતુ, જેણે ઈ. સ. ૯૨૦ (હિ. સ. ૩૦૮) થી ઇ. સ. ૯૨૫ (હિ. સ. ૩૨૪) પર્યંત હુકમરાની કરી હતી; એટલે કે તેના તખ્તનશીન થયા બાદ ત્રીજે કે ચોથે વરસે મૂળરાજનો જન્મ થયો હતો. ઈ. સ. ૯૯૭ (હિ. સ. ૩૮૭)માં મૂળરાજે તખ્ત ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લીધો. એ સમયે તેને રાજ્ય કર્યે ૫૫ થી ૫૬ વરસ વીતી ગયાં હતાં. સામાન્ય રીતે ઇતિહાસોમાં જણાવવામા આવે છે કે તેના જન્મ પછી લગભગ ૭૫ વર્ષે હકૂમતના હકને ઠોકરે મારી ઈશ્વર-પ્રાર્થના અને તીર્થોની યાત્રામાં પોતાની જિંદગી પસાર કરી. અર્થાત્ પોણોસો વરસની ઉમર પછી પણ તે લાંબો સમય જીવ્યો હતો. મૂળરાજે પોતાના મામા સામંતસિંહની કતલ કરી તખ્તના તમામ વારસોને મોતના ઘાટ ઉપર ઉતારી મૂકીને તખ્ત હાસિલ કર્યું. જેઓ તેની શમશેરથી છટકયા તેઓએ આસપાસની સલ્તનતોમાં આશ્રય લીધો. હું ધારુ છું કે તેણે આખરી સમયે પોતાનુ કેન્દ્રસ્થાન સૌરાષ્ટ્ર કર્યું હતું, જ્યાં મૂળરાજની વિરુદ્ધ કાવતરાં રચાયાં હશે. પરંતુ ખરી વાત એ છે કે તેનો વારસારૂપે કોઈ પણ હક ન હતો. તેથી આ વાત ફેલાઇ ગઈ ત્યારે અજમેર અને તેલંગના રાજાઓએ એ જ બહાનાથી ચડાઇનો ઈરાદો કર્યો. મૂળરાજે પણ તમામ તૈયારીઓ કરી અને રાજધાનીના સરક્ષણ માટે તદબીર કરવામાં મણા ન

રાખી. પરંતુ લડાઈ સમયે સર્વ નકામું ગયું. બન્ને ફોજેનું એટલું સખત દબાણ થયું, કે પાયતખ્ત છોડી (કચ્છમાં આવેલા) કંથકોટમાં ચાલ્યો ગયો. તે ધારતો હતો કે નવરાત્રના તહેવાર આવતાં અજમેરની ફોજ પાછી ફરશે, કારણ કે રાજા માટે મંદિરમાં જઈ પૂજા કરવાનું જરૂરી હતું. પરંતુ તેની ધારણા ખરી ન પડી. અજમેરના રાજાએ માતા (મૂર્તિ) ને અહીં મંગાવી પૂજા કરી અને જોરદાર હુમલાની તૈયારી શરૂ કરી. આથી ગભરાઈને રાજ્યના મુત્સદ્દીઓને મૂળરાજે બોલાવી સલાહ પૂછી. તેમનો અભિપ્રાય એવો આવ્યો કે એકી વખતે બે દુશ્મનો સાથે લડવું ડહાપણ ભરેલું નથી. પરિણામે અજમેરના રાજાને નજરાણું (અર્થાત્ લડાઈનો ખર્ચ) આપી વિદાય કર્યો અને તૈલંગના બારપ નામના સરદાર સાથે લડાઇ કરી તેને હરાવ્યો. તે લડાઈમાં બારપ માર્યો ગયો. ફોજ ભાંગી જઈને નાસી ગઈ અને ગુજરાત આ તોફાનમાંથી બચ્યું; ઈ. સ. ૯૭૭ (હિ. સ. ૩૬૭); એટલે કે ૩૫ વરસ પર્યંત મૂળરાજ તેને બળવાન કરતો રહ્યો વળી ફોજી તૈયારીમાં ગૂંથાઈ ગયો. તેણે લોકો માટે સખ્યાબંધ જગ્યાએ મંદિરો બંધાવ્યાં. બ્રાહ્મણોને ખુશ કરવા માટે ઈનામો અને દાન આપ્યાં. એ સમય સુધી તેની સલ્તનતમાં મોંગીર, ખંભાત અને જંબુસરના રાજ્યો દાખલ ન હતા.[૧] અને એ જ પ્રમાણે લાટ અર્થાત્ ભરૂચ પણ તેની સત્તા નીચે આવ્યુ ન હતું. સોરાષ્ટ્રના કેટલાક નાના નાના રાજ્યો પણ મૂળરાજના તાબામાં ન હતા. મોંગીર (માનખેળ)ની સલ્તનત તે સમયે અતિ કમજોર થઇ ગઈ હતી. સૌરાષ્ટ્રનો આખરી રાજા ગ્રહરિપુ નામનો હતો.[૨] તેના રાજ્યનો વિસ્તાર પણ ખાસો પહોળો હતો. લાટનો રાજા પણ ખુદમુખ્તિયાર હતો. સૌરાષ્ટ્રના રાજાના ધર્મ વિશે કંઈ

૧ ઇબ્ન હોકલ, પૃ. ૨૩૩, પ્રેસ લીડન

૨. એના અસલ નામની માહિતી મળતી નથી. ગુર્જરોના ઇતિહાસમાં આ જ લખ્યું છે

માહિતી મળતી નથી. પરંતુ મૂળરાજના દરબારમાં તેના ઉપર જે કઇ તહોમત મૂકવામા આવ્યાં છે તે ઉપરથી એમ લાગે છે કે તે બૌદ્ધધર્મી હશે અને બ્રાહ્મણોને એ ધર્મ માટે તિરસ્કાર હતો. આ ઉપરાંત મારુ માનવુ છે કે મૂળરાજના કીનાથી જે લોકો છટકી ગયા અથવા તો જે લોકોને વતનમાંથી હિજરત કરવી પડી તેઓ તમામ અહીં જમા થયા અને મૂળરાજની વિરુદ્ધ એક ઝબરદસ્ત કાવતરું રચ્યુ હોય, એ પણ બનવા જોગ છે. મૂળરાજને આ વાતની ખબર પડી હશે ત્યારે ભયની પૂરી ખાતરી થતાં તેનુ વેર દિલમાં નક્કી કર્યું હશે. પરંતુ ચતુર હોઈ વસ્તુસ્થિતિ બરાબર સમજતો હતો, કે જો તે તરફ હાથ લંબાવુ તો સંપૂર્ણ એકત્રિત તાકત અજમાવવી પડશે, કારણ કે પોતાના મિત્રરાજ્યોમાં સોરઠ, કચ્છ, લાટ અને સૌરાષ્ટ્રનાં નાનાં નાના રાજ્યો શામેલ હતાં. આથી એક બાજૂ મૂળરાજે પોતાની ફોજી તૈયારી પરિપૂર્ણ કરી અને બીજી બાજૂ લોકોમાં ધાર્મિક જુસ્સો પેદા કર્યો. પ્રથમ તો હિન્દુ ધર્મની વિરુદ્ધ હોવાનુ તેના ઉપર તહોમત મૂકયુ અને બીજી તરફ સોમનાથની હિમાયતનો દાવો કરી લોકોને પોતાના તરફ ખેચ્યા. તેણે જાહેર કર્યું કે 'સોમનાથ મને સ્વપ્નામાં કહે છે કે તુ એ લોકોનો નાશ કર, કારણ કે એમણે મંદિરને વેરાન કર્યું છે, (અર્થાત્ બૌદ્ધ હોવાથી લોકો તેની પૂજા કરતા નથી.) તેમજ કોઈ તેની સેવા કરતુ નથી.' તે સમયનો જૈન સાધુ આ બનાવો વિશે, પોતાના બ્યાનમા આ પ્રમાણે લખે છે:

'તે (મૂળરાજ)ને સારી દુનિયા માટે મોહબ્બત અને લાગણી હતી. દાન દેવામાં તે અદ્વિતીય હતો. તમામ રાજાઓ એને તાબે હતા જે લોકોને કોઈ જગ્યાએ સુખ શાંતિ ન મળતી તેઓ મૂળરાજના મુલ્કમા આવી વસવાટ કરતા. પોતાના દુશ્મનોમાના અર્ધાને તેણે કતલ કર્યા અને અર્ધાને જલાવતન કરવાની ફરજ પાડી. (ઘણુ કરીને એ ચાવડા વંશના અને તેની તરફદારી કરતા લોકો હતા.) એક વખત

સ્વપ્નામાં તેને સોમનાથ મહાદેવ દેખાયા અને ગ્રહરિપુનો વિનાશ કરવાની સલાહ આપી અને તેને ખાતરી આપી કે જે લોકોએ પવિ સ્થળો વેરાન કર્યાં છે તે તમામ ઉપર તને સ્નેહ મળશે. બીજે દિવસે દરબાર ભરી વજીરોની સલાહ લીધી. જીલ( ? ) વજીરે રાજાન મત માટે એક પૂરજોર ભાષણ કર્યું જેમાં ગ્રહરિપુ ઉપર નીચે પ્રમા ણેના તહોમતો મૂકયાં :

(૧) જાત્રાળુઓને રોકે છે.

(૨) રસ્તામા હાડકાં અને માંસ વેરે છે ( આ ઉપરથી જણાય છે કે તે જૈન ન હતો, કારણ કે જૈન માંસને અડતા નથી. )

(૩) તે બ્રાહ્મણો માટે ખરાબ વચનો વાપરે છે. (કારણ ? તે બૌદ્ધ હતો, હિંદુ ન હતો. )

(૪) નવજવાન છે અને અજાણી સ્ત્રીઓને બળાત્કારે મહેલમા ધસરડી જાય છે.

(૫) તેણે આસપાસના રાજાઓને દબાવી રાખ્યા છે.

(૬) ઘણો મગરૂર અને દોલતમંદ છે.

(૭) સિંધી રાજાને હાર આપી તેના ઘોડા હાથી અને રથ છીનવી લીધા.

(૮) તમામ પહાડી પ્રદેશો (જ્યાં દુશ્મનો આશ્રય લે તે ) વેરાન કરી દીધા.

બીજા વજીર જમ્ભકે કહ્યું કે ગ્રહરિપુ ગિરનારની તળેટીમાં રહે છે. તેનો મુકામ પહાડ અને સમુદ્રની વચ્ચે છે. તે કિલ્લાઓથી સુરક્ષિત છે. સોરઠ ને કચ્છનો રાજા તેનો દિલી દોસ્ત છે. તે ઉપરાંત બીજા કેટલાક ઝબરદસ્ત રાજાઓએ તેને સાથ આપ્યો છે. તેથી ઝબરદસ્ત તૈયારી કરી ખુદ પોતાની સરદારી નીચે તેનો અંત લાવવો.

મૂળરાજે આ મસલત પછી એક મિનિટ પણ નકામી ગુમાવ્યા વગર સંપૂર્ણ તૈયારી સાથે રવાનગી માટે જાહેરાત કરી. રવાના થતી વખતે રૈયત અને બ્રાહ્મણોએ જે શાનદાર રીતે દેખાવ કર્યો હતો તે

ઉપરથી સામાન્ય લાગણી વિશે જાણવાનુ મળે છે. લોકોનો જુસ્સો એવો હતો કે સ્ત્રીઓ પોતાનાં બાળબચ્ચાં છોડી સડક ઉપર દોડી ગઈ. પરંતુ એ પણ જાણવુ જોઈએ કે હુમલો કરનારી ફોજોએ સરહદ ઉપર દેખાવ દીધો ત્યાસુધી શત્રુના કાન ઉપર આ તૈયારીની ખબર ન પડી.

ગ્રહરિપુએ આ વાત સાભળી ત્યારે તે પણ સત્વર તૈયારી કરી રણભૂમિ ઉપર લશ્કર લઈ આવ્યો; પોતાના મિત્રરાજાઓને પણ બોલાવ્યા, ભીલોની તેમજ પોતાની કોમની સ્ત્રીઓ પણ રણક્ષેત્રમાં આવી પહોંચી (કદાચ લડવૈયાની સખ્યા કમ હોવાના કારણે દુસ્મનોને છેતરવા તેમને મેદાનમા લાવ્યો હશે અથવા તો સરજામ મલમપટ્ટી વગેરે માટે પણ હોય). ટૂંકમા બને બાજૂનાં મિત્રરાજ્યો નીચે પ્રમાણેનાં હતાં:

| સૌરાષ્ટ્ર | | ગુજરાતી મિત્રરાજ્યો |
|---|---|---|
| | | ૧ મારવાડનો રાજા |
| ૧ લાખારાજા | કચ્છ | ૨ શીબ પર્ણ રાજા (?) |
| ૨ સિંધુરાજા | સિંધ | ૩ શ્રીમાલ રાજા |
| | | ૪ પરમાર રાજા |
| ૩ જાડેજા રાજા | | ૫ ગંગાના રાજા ઉત્તર ગુજરાત |
| ૪ અન્ય નાના રાજાઓ | | ૬ બનાસનો રાજા (ચંદ્રાવતી) |

મૂળરાજનું લશ્કર નાની નાની ટુકડીઓમાં વહેંચાયેલુ હતુ, તે છતાં તમામ એક ઝંડા અર્થાત્ એક જ સરદારના હાથ નીચે કામ કરતુ હતુ. પરંતુ ગ્રહરિપુને પ્રથમ તો એકલે હાથે મુકાબલો કરવો પડ્યો. તેણે બહાદુરીથી સામનો કર્યો, પરતુ આણુની લડાયક ફોજે તીરોનો એવો તો વરસાદ વરસાવ્યો કે કોઇ પણ રીતે તેનું લશ્કર ટકી શક્યું નહિ. તેની હાર થઈ અને રાજા ગિરફતાર થયો. હવે કચ્છનો રાજા આવી પહોચ્યો. તેણે સુલેહની ઘણી કોશિશ કરી, અને પૈસા આપી રાજાને છોડાવવાની ઇચ્છા કરી;

પરંતુ ગુજરાતીઓ કોઇ પણ રીતે આમ કરવા રાજી ન હતા. અને કદાચ કોઈ રીતે તેને મુક્તિ મળી જાય તો, એમ ધારી સત્વર તેની કતલ કરી. આ સાંભળી સોરઠવાળાઓએ હુમલો કર્યો, પરંતુ કચ્છનો રાજા માર્યો ગયો અને તે સાથે જાડેજા રાજા(?)નું કામ પણ ખતમ થયું. આવી રીતે તેણે સારા સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપર ફતેહ હાસિલ કરી બધાને ખંડણી ભરતા કર્યા.[1]

એ પણ વિચારવા જેવી બાબત છે કે લાટ (ભરૂચ)નો રાજા તરફદારી કરતો હોવા છતાં પોતાની ફોજને રણક્ષેત્રમાં લાવી શક્યો નહિ. એનું કારણ હું ધારું છું ત્યાંસુધી એ પણ હોય કે મૂળરાજે એક ફોજ તેમનો રસ્તો રોકવા માટે મુકરર કરી હોય અને એને લઇને તે આવી શકયો નહિ હોય. તે જ સમયે મૂળરાજના ઘરમાં એક પુત્રનો પ્રસવ થયો, જેનું નામ ચામંડ કે ચામુંડ રાખવામાં આવ્યું. રાજ્યમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો, કારણ કે તે સમય સુધી તખ્તનો વારસ કોઇ ન હતો. મૂળરાજ લૂંટનો તમામ માલ લઈ અણહીલવાડ પહોંચ્યો અને મોટો ઉત્સવ ઊજવાયો. કેટલોક વખત રાજ્યવ્યવસ્થામાં મશગૂલ રહ્યો. પરંતુ લાટ (ભરૂચ) નો કાંટો હંમેશાં તેના દિલમાં ખટકતો રહ્યો. એક વખત કોઈ બાબત માટે દરબાર ભરવામાં આવ્યો હતો. બીજાં રાજ્યોના એલચીઓ પણ પોતપોતાનાં રાજ્યો તરફથી મૈત્રીભાવદર્શક બક્ષિશો

---

(૧). તારીખે ગુજરાત, રૈફ બી. એ. પૃ. ૩૧૧માં જણાવવામાં આવ્યું છે કે સોરઠના રાજા સાથે દુશ્મનાવટનું એક કારણ એ પણ હતું કે સોલંકી રાજા પોતાની સ્ત્રીના અવસાનને લઈને દ્વારકા ચાલ્યો ગયો. પાછા ફરતાં તેના દરબારમાં પણ પહોંચ્યો. રાજાએ પોતાની બહેન તેની વેરે પરણાવી. તેને એક પુત્ર થયો, જેનું નામ 'રાખા' રાખવામાં આવ્યું. ત્યારપછી કંઈ બાબત ઉપર તકરાર થઇ, જેને લઇને સોલંકીની કતલ થઇ અને તેની સ્ત્રી સતી થઇ. પરંતુ મૂળરાજને વેર લેવાનું કહેતી ગઇ. રાજકીય કારણો ઉપરાંત લડવાને કંઇ ખાનગી કારણ પણ મોજુદ હતું.

પેશ કરતા હતા. દાખલા તરીકે રાજા અનંગે રથ, કિનારા ઉપરના મુલકના રાજાએ (બહુધા લંકાનો રાજા હશે) હીરા અને સોનું, દેવગઢના રાજાએ ખંડણી અને કોલપુરના રાજાએ તો મૂળરાજના પગ આગળ જવેરાત ધર્યું, કાશ્મીરના રાજાએ કસ્તૂરી, કુરુરાજાએ વિવિધ જાતની રંગીન છત્રીઓ, પંચાલના રાજાએ ગાયો અને ગુલાબ, અને લાટ (ભરૂચ)ના રાજાએ "દ્વારક" નામનો હાથી બક્ષીસ તરીકે મોકલ્યો. આ મોકાને મૂળરાજે આકસ્મિક લાભ સમજી તેના ઉપર એવો આરોપ મૂક્યો કે તમે ખોડવાળો હાથી મોકલી મારી મશ્કરી કરી છે; અને ત્યારપછી પોતાના પુત્ર ચામુંડને એકાએક એક મહાન સૈન્ય આપી હુમલો કરવા મોકલ્યો. એટલી ગુપ્ત રીતે આ હુમલો કરવામાં આવ્યો હતો કે શહેરની સામાન્ય જનતા દુશ્મનોના ઘોડાની ખરીનો અવાજ સંભળાયો ત્યાંસુધી પોતાના નિત્ય કામમાં મશગૂલ રહી. એટલે સુધી કે સ્ત્રીઓ હંમેશ મુજબ નદીઓ અને તળાવોમાં નિર્ભયપણે નહાતી હતી તે આ અચાનક આફત નિહાળી ભાગી ગઈ. લાટનો રાજા આવા સમયે શું કરી શકે ? જીવલેણ કૂચ કરી અને હાર ખાઇ મરણને શરણ થયો અને લાટ જિતાયેલા મુલકોમાં આવી ગયુ યુવરાજની આ પ્રથમ ફતેહથી મૂળરાજને અતિ આનંદ થયો.

હવે એની સલ્તનતની સરહદો વિસ્તૃત હતી. આબુથી માંડી સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી અને બીજી બાજૂએ દક્ષિણ સુધી એનું રાજ્ય હતુ. આયુષના પણ અંતિમ છેડા ઉપર પહોંચી ગયો હતો તે સમયે તેને હરેક પ્રકારનું સુખ હતું તે છતાં દિલમાં શાંતિ ન હતી. વખતોવખત તેનું હૃદય પોતાની જાત ઉપર મામા સામંતસિંહની કતલ માટે ફિટકાર કરતું હતું. રૈયતમાં બદનામીને લઇને એ બેહદ ગભરાતો હતો. તે અતિ ચાલાક હતો તેથી આ લાંછન દૂર કરવાને પ્રજાને બને તેટલી ખુશ કરવાને કોશિશ કરતો, જેથી કરીને લોકો તે વાત ભૂલી જાય, અને પરિણામે સત્કૃત્યો યાદ રહે. આ

ખ્યાલથી તેણે સિદ્ધપુરમાં મહાદેવનું એક મંદિર 'રુદ્રમાળ'ના નામથી બંધાવવાનું શરૂ કર્યું; પરંતુ તેને પરિપૂર્ણ કરવાનું તેના કિસ્મતમાં ન હતું. બલ્કે કુદરતે આ કામની સિદ્ધતાનો તાજ સિદ્ધરાજના શિર માટે સંઘરી રાખ્યો હતો.

એના શરૂઆતના અરસામાં (ઇ. સ. ૯૫૧–હિ. સ. ૩૪૦) ઇબ્રાહીમ અસ્તખરી સિંધ આવ્યો હતો. તેણે ગુજરાતની બાદશાહ વિશે તો કંઇ લખ્યુ નથી; માંગીરના રાજા વિશે લખ્યુ છે કે "તેના તાબામાં સંખ્યાબંધ રાજાઓ (ગવર્નરો) છે." આ ઉપરથી એમ જણાય છે કે એ વખત સુધી મૂળરાજના કબ્જામાં તમામ ગુજરાત અને સૌરાષ્ટ્ર ન હતાં અને એ લોકો તે સમયે મૂળરાજના તાબામાં ન હતા. તેના પછી ફરીથી તેના સમયમાં (ઈ. સ. ૯૭૭–હિ. સ. ૩૬૭) ઇબ્ન હોકલ બગદાદી ગુજરાત આવ્યો હતો તેણે પણ ખાસ કરીને ગુજરાતના રાજા વિશે કોઇ પણ ઉલ્લેખ કર્યો નથી. વલ્લભરાયના હાથ નીચે મુસલમાનો ધાર્મિક છૂટછાટને લઇને જે ફાયદો ઉઠાવી રહ્યા હતા તેની ઘણી તારીફ કરી છે, તે ઉપરથી પણ માલૂમ પડ્યું છે કે તે સમય (ઇ. સ. ૯૭૭–હિ. સ. ૩૬૭) પર્યંત વલ્લભરાયનાં રાજધાની અને રાજ્ય મોજુદ હતાં. ત્યારપછી ઇ. સ. ૯૮૫ (હિ. સ. ૩૭૫)માં બશ્શારી મુક્દ્દસી સિંધ આવ્યો હતો તેણે સિંધ ઉપરાંત ગુજરાતનાં સંખ્યાબંધ શહેરોનાં નામો લખ્યાં છે, પરંતુ વલ્લભરાય અર્થાત્ માંગીર (કે માનખેળ)નું નામ લખ્યું નથી. આ ઉપરથી માલૂમ પડે છે કે આ અરસામાં તેની અગત્ય જતી રહી હતી. મૂળરાજે પ્રયાગથી એકસો પાંચ વેદ જાણનારા બ્રાહ્મણો અને એકસો સામવેદ જાણનાર ઉપરાંત કાશીથી ઘણા બ્રાહ્મણોને બોલાવી વસાવ્યા, તેઓ પાસેથી આશીર્વાદ અને શુભેચ્છાની વિનંતિપૂર્વક માગણી કરી અને મોટી મોટી જાગીરો તેમને એનાયત કરી.

એ રાજા બહુ વિદ્યાપ્રેમી હતો. તેણે સખાવત અને બક્ષિસોથી

તમામ પંડિતોને માલામાલ કર્યા. ઉત્તર હિંદુસ્તાનનાં બીજાં શહેરોમાંથી પણ પંડિતોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા. તેમના વંશજો "ઔદીચ્ય" (ઉત્તરના) નામથી મશહૂર છે. ખંભાત, સિહોર અને અન્ય નાનાં નાનાં ગામો તેમને જાગીરમાં આપવામાં આવ્યાં. સિહપુર (સિહોર) દસ બ્રાહ્મણોને આપ્યુ હતુ. આખરી ઉમરમાં પોતાનાં પાપો માટે બહુ પસ્તાવો કર્યો. તેણે પોતાના પુત્ર ચામુંડને રાજગાદી ઉપર બેસાડયો અને પોતે ગાદીત્યાગ કર્યો અને બાકીનું જીવન ઈશ્વરભક્તિ અને તીર્થયાત્રામાં ગુજારી પોતાના રહેઠાણ માટે સિદ્ધપુરમાં એક મહેલ "રમણ આશ્રમ" પસંદ કર્યો, અને ત્યાં જ પોતાની જિંદગીનો બાકીનો સમય પસાર કર્યો. મૂળરાજ બહુ બહાદુર અને અકલમંદ શખ્સ હતો, પરંતુ આ ગુણો ઉપરાંત "રત્નમાળા"માં જણાવવામાં આવ્યું છે કે તે લુચ્ચો અને જુલ્મી હતો; સ્ત્રીઓનો શોખીન હતો; પૈસા જમીનમાં દાટી રાખતો; લડાઇના કામમા ચતુર ન હતો, પરંતુ દુશ્મનોને દગાફટકાથી હાર આપતો હતો. તેના સમયમા ગુજરાતમાં સુખશાંતિ રહ્યાં. બહુધા આ પાછલા દુર્ગુણ શરૂઆતના અરસામાં તેનામાં હતા, કારણ કે જિંદગીના આખરી હિસ્સામાં તો તે એવો ન હતો.

ચામુંડ સોલંકી:—ઈ. સ. ૯૯૭થી ૧૦૧૦ (હિ સ. ૩૮૭ થી ૪૦૧). મૂળરાજે જ્યારે તખ્ત ઉપરથી પોતાનો હક ઉઠાવી લીધો ત્યારે તેનો વડો પુત્ર ચામુંડ તખ્તનશીન થયો. દિલગીરીની વાત છે કે તેના જન્મની કે મરણની ખરી સાલ મળી નથી, પરંતુ ફક્ત એટલું જ જાણવાનું મળ્યું કે સૌરાષ્ટ્ર જીત્યા બાદ લગભગ ઈ. સ. ૯૭૭ (હિ. સ. ૩૬૩)માં તેનો જન્મ થયો હતો.

બાળપણથી જ તેને વિદ્યાભ્યાસનો શોખ હતો અને મહાભારતની વાતો સાંભળતો હતો. 'રત્નમાળા'માં જણાવવામાં આવ્યુ છે કે મૂળરાજનો પુત્ર ચામુડ હતો. તે ખાવાપીવામાં મોજીલો હતો અને ઉચ્ચ પ્રકારનો લિબાસ પહેરતો હતો. તેણે બાગબગીચામાં ઉમદામાં ઉમદા

આડો રોપાવ્યાં. તે તેના પિતાથી પણ સારો હતો. અને રાજ્યમાં કોઇ પણ તેનો દુશ્મન ન હતો. ચામુડે પોતાની સલ્તનતનુ ખૂબીથી સંરક્ષણ કર્યું અને એક તસુભર જમીન પણ પોતાના કબજાની બહાર જવા ન દીધી. તેર વરસ પર્યંત સલ્તનતનાં સર્વ કામો સુખ-શાંતિથી અદા કર્યાં. એક વખત તેણે તેની બહેન સાથે ગેરવર્તન કર્યું જેથી તેણે અતિ પશ્ચાત્તાપ કર્યો[1] અને તે પાપનિવારણ માટે તેણે કાશી જવાનો ઇરાદો કર્યો.

ચામુડને વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ એ પ્રમાણે ત્રણ પુત્રો હતા. ચામુડે ૧૩ વર્ષ રાજ્ય કરી પોતાના પુત્ર વલ્લભરાજને પોતાની જગ્યાએ તખ્તનશીન કર્યો, અને જાત્રાઅર્થે કાશી માટે રવાના થયો. રસ્તામાં માળવાના રાજાએ તમામ સારાં આભૂષણો છીનવી લીધાં અને તેની કંગાળ હાલત કરી નાખી. ચામુડ પાછાં આવી પોતાના પુત્ર આગળ આ મામલાની ફરિયાદ કરી. વલ્લભરાજ આનુ વેર લેવાને માળવા તરફ ફોજ લઈ ગયો, પરંતુ રસ્તામાં શીતળાના રોગથી મરણ પામ્યો અને વીલે મોંએ સૈન્ય પાછુ આવ્યુ. એ જ દિવસથી માળવા અને ગુજરાતના દિલમાં વેરનુ બી રોપાયું. ચામુડ આ બનાવથી બહુ દિલગીર થયો.

ત્યારપછી તેના પુત્ર દુર્લભરાજને ગાદી ઉપર બેસાડયો અને પોતે સાધુ થઈ નર્મદા નદીને કિનારે ભરૂચથી સાત કોસ ઉપર આવેલા શુકલતીર્થમાં ચાલ્યો ગયો. આ જ જગ્યા ઉપર, ચંદ્રગુપ્તે પણ પોતાના વજીરની સાથે પ્રાયશ્ચિત્ત કર્યું હતુ. તે એક સત્યવાદી અને સદ્ગુણી રાજા હતો.

**દુર્લભરાજ સોલંકીઃ**—ઇ. સ. ૧૦૧૦–૧૦૨૨ (હિ. સ. ૪૦૧–૪૧૩). દુર્લભરાજે પણ રાજ્યનું કામ સારી રીતે કર્યું. સલ્તનતમા સુખશાંતિ રહેવાથી તેની દોલતમાં વૃદ્ધિ થઇ. તેણે પોતાનુ ધન

---

૧ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ–દેસાઇ, પૃ. ૧૭૨

લોકકલ્યાણનાં કામોમાં વાપર્યું. ઘણી જગ્યાએ તળાવો અને મંદિરો બંધાવ્યાં. ખુદ પાટણ નજીક પણ એક તળાવ બનાવ્યું. શ્રી જિનેશ્વરજી જેવા ધુરંધર વિદ્વાન તેના સલાહકાર હતા. જૈન ધર્મ વિશે પણ તેને બોધ આપતા રહેતા હતા. એના જ પરિણામે આમ જાનવરો તરફ દયા રાખવાની ટેવ તેનામાં પડી ગઈ. ખુદ પોતે બહુ લાયક હતો, પરંતુ મુલ્કમાં બહારના હુમલાથી બચવાની કોઈ વ્યવસ્થા તેણે કરી નહિ અને ફોજી તૈયારી તરફ ધ્યાન આપ્યું નહિ, જેનું પરિણામ તેના વારસને ભોગવવુ પડ્યુ. તેની બહેને મારવાડના રાજા મહેન્દ્ર જોડે લગ્ન કર્યું. તેના નાના ભાઈનું નામ નાગરાજ હતું અને તે બંનેનું લગ્ન મારવાડના મજકૂર રાજાની પુત્રીઓ સાથે થયુ હતુ. દુર્લભરાજને કંઈ સંતાન ન હતુ, પરંતુ નાગરાજને ભીમદેવ નામનો પુત્ર હતો. જ્યારે તે મોટો થયો ત્યારે દુર્લભરાજે ઈ. સ. ૧૦૨૨ (ઈ. સ. ૪૧૩)માં તેને રાજ્યનો વારસ બનાવી પોતાના ભાઈની સાથે ઈશ્વરભક્તિમાં પોતાનું મન પરોવી દીધું. તેના રાજ્ય દરમિયાન ઈ. સ. ૧૦૧૭ (હિ. સ. ૪૦૮)માં અબુરીહાન બીરૂની હિંદુસ્તાનમાં આવ્યો હતો તેણે પોતાની "કિતાબુલ હિંદ"માં વિગતવાર હકીકતો લખી છે, સોમનાથ અને ગુજરાત વિશે વિગતવાર વર્ણન કર્યું છે, જેનો તરજૂમો મેં યોગ્ય સ્થળે આ પુસ્તકમાં આપી

કોશિશ કરી ગુજરાત ફરીથી પોતાના કબ્જામાં લીધુ અને પછી સિંધના રાજા હમ્મુક ઉપર ચડાઈ કરી. સિંધુ નદી ઉપર પુલ બાંધી તેને હાર આપી અને ચેદીના રાજા કરણને હરાવી ગુજરાતમાં મહાન શાનોશૌકત સાથે આવ્યો. રૈયતે અતિ શાનદાર આદરસત્કાર કર્યો. તે પછી તેણે ફરીથી પોતાની ગુમાવેલી આબરૂ હાસિલ કરી.[૧]

એક વખત માળવામા સખત દુકાળ પડયો તે વખતે રાજાએ ગુજરાત ઉપર હુમલો કરી લૂટવાનો ઈરાદો કર્યો. તેલિંગના રાજાએ માળવા ઉપર હુમલો કરવાની ઇચ્છા કરી. ભીમદેવે તેને રોકયો. માળવાના રાજાએ ઉપકાર માન્યો, પરંતુ ભીમદેવ જ્યારે સિંધ ચાલ્યો ગયો ત્યારે માળવાના રાજા ભોજે તેનો લાભ લઈ ગુજરાત જીતવા ખાહિશ કરી અને આ માટે પોતાના સેનાપતિ કુલચંદ્રને ફોજ આપી રવાના કર્યો તે પાટણ લૂંટી પાછો ફર્યો, ત્યારે ભીમદેવે ચેદીના રાજા કરણને સાથે લઈ માળવા ઉપર ચડાઈ કરી. હજુ તો આ લડાઈ ચાલુ હતી એટલામાં માળવાનો રાજા મરી ગયો. કરણ તમામ ખજાનો લૂટી રવાના થયો અને ભીમદેવને એક પાઈ પણ પરખાવી નહિ અને માળવાની બધી આમદાની ભીમદેવની જ છે એમ કહી તેને ટાળ્યો.[૨]

અજમેર પર મહમૂદ ગઝનીએ હુમલો કર્યો ત્યારે અજમેરના

---

૧. માળવા અને સિંધ વિશેની તમામ હકીકતો મેં તારીખે ગુજરાતમાથી (પૃ. ૧૪૦) લીધી છે. સિંધ ઉપર હુમલો કરવાનું કારણ એમ બતાવવામાં આવે છે કે તેણે ભીમદેવનો અધિરાજ અર્થાત્ શાહેનશાહ તરીકે સ્વીકાર કર્યો ન હતો, તેથી તેને શિક્ષા કરવામા આવી સત્ય વસ્તુ શું છે તે ઈશ્વર જાણે. એક બીજા ઇતિહાસમા જણાવવામા આવ્યુ છે કે આ હુમલો મહમૂદ ગઝનીની ચડાઇ પહેલા સિંધી ઈસ્માઇલોની ઉશ્કેરણીથી કરવામા આવ્યો હતો. અને સિંધ મહમૂદના કબજાના પ્રદેશમા સામેલ હતુ મહમૂદ આવું જ વેર લેવાને ગુજરાતમા આવ્યો.

૨. બીજી વાત એવી છે કે કરણે કહ્યુ કે મંદિરોની જાગીરોની સઘળી આવક ભીમદેવની છે તે એ લઇ લે.

ચૌહાણ રાજાએ ભીમદેવ પાસે મદદ માગી, પરંતુ ભીમદેવે તેની કંઈ પરવા કરી નહિ. હવે મહમૂદ ચાલ્યો ગયો અને અજમેરનો રાજા વીસલદેવ ચૌહાણ હરેક રીતે બળવાન અને તૈયાર થઇ ગયો ત્યારે શાંતિથી તેણે ગુજરાત ઉપર હુમલો કર્યો. ભીમદેવે પણ તેનો સામનો કર્યો, પરંતુ હારી ગયો. આખરે તેણે યુદ્ધખર્ચ પેટે અવેજ અને નજરાણું આપી એને પાછો વાળ્યો. પાછા ફરતી વખતે વીસલદેવ રાજાએ પોતાની ફતેહની યાદગીરી તરીકે વીસલનગર (વીસનગર) નામનું એક ગામ વસાવ્યુ. તે જ સમયથી સોલંકી અને ચૌહાણ ખાનદાનો વચ્ચે અદાવતના બીજ રોપાયાં, જે આખર પર્યંત રહી. આ રાજા બહાદુર, હોશિયાર, તેમજ ઉદાર હતો. તેના સમયમાં તેના ઉપર એટલી બધી આફતો આવી કે તેની જગ્યાએ કોઈ બીજો રાજા હોત તો તે બરદાસ કરી શકયો ન હોત અને સારી સલ્તનત ખોઈ બેઠો હોત. પરંતુ મહત્વાકાંક્ષા તથા બહાદુરીથી તેણે લગભગ પચાસ વર્ષ રાજ્યની લગામ પોતાના હાથમાં રાખી. ધનુર્વિદ્યામાં કોઇ તેને પહોંચી શકે એમ ન હતુ. ચોર ડાકુ માટે તેણે સુંદર વ્યવસ્થા કરી હતી. પંડિતોની તે બહુ કદર કરતો હતો. તેના રાજમાં વિમળશાહ નામનો શાહુકાર તેનો વજીર હતો. તેણે આબુ, દેલવાડા અને આરાસુર પર મંદિરો બંધાવ્યાં. ખુદ ભીમદેવે પણ સંખ્યાબંધ સ્થળોએ મંદિરો બંધાવ્યાં. ભીમદેવે એક લગ્ન ઉદયમતી રાણી સાથે કર્યું હતુ જેણે કરણને જન્મ આપ્યો હતો. એ રાણીએ અણહીલવાડમાં એક વાવ પણ બંધાવી હતી, જે રાણીની વાવ નામે ઓળખાય છે. ભીમદેવને બીજા બે પુત્રો હતા તેમાંનો (૧) ક્ષેમરાજ–ખેમરાજ હતો. તેની માનું નામ બકુલાદેવી હતુ. ક્ષેમરાજને હરિપાળ પણ કહેતા હતા. તે વિષ્ણુભક્ત હતો. ભીમદેવે[૧] પોતાની હ્રદ્-

મતના આખરી ભાગમાં ઇચ્છા કરી કે તખ્ત ઉપર ક્ષેમરાજને બેસાડી ખુદ ઇશ્વરભક્તિમાં પોતાનું જીવન ગુજારું, પરંતુ ક્ષેમરાજે તે નાકબૂલ કરી પિતા સાથે રહેવાનું પસંદ કર્યું. લાચાર થઇ ભીમે કરણને તખ્તનશીન કર્યો.

**રાજા કરણ સોલંકીઃ**—ઈ. સ. ૧૦૭૨ થી ઈ. સ. ૧૦૯૪ (હિ. સ. ૪૬૫-૪૮૭). રાજા કરણે પોતાના બાપદાદા તરફનો વારસો પ્રાપ્ત કરી તમામ બંડખોરોને દબાવી ધંધુકા અને આશાપલ્લી (અસાવલ)ના કોળી રાજાને હરાવી તાબે કર્યો. એ વાત પણ યાદ રાખવી જોઈએ કે મુસલમાનોએ ગુજરાતનો કબજો લીધો ત્યારે, સપાટ પ્રદેશ તેઓની હકૂમતમાં રહ્યો અને પહાડી મુલક ઉપર લાંબા અરસા પર્યંત ઇડર, ચાંપાનેર (ચાંપાનગર), સોરઠ (જૂનાગઢ) વગેરેના રાજાઓએ રાજ્ય કર્યું. આ પહાડી રાજાઓ ઇસ્લામી સલ્તનતોને સતાવવાનો કોઈ પણ મોકો હાથમાંથી જવા દેતા નહિ. મહમદ બેગડાએ ઘણી કોશિશો કરી આ કાંટાને પોતાની પાંસળીમાંથી

---

કહેતો હતો કે કંઈ માગો, તેણે કહ્યુ આ ખેડૂતોને માફ કરો. તેઓને માફ કરવામા આવ્યા, ભીમદેવની નામના થઇ; પરંતુ અફસોસ કે તે જલ્દી મરી ગયો. બીજે વરસે વરસાદ પુષ્કળ પડયો અને અનાજ ખૂબ પાકયું. ખેડૂતો બંને સાલની ઊપજના હિસ્સા સાથે લઈ આવ્યા; પરંતુ રાજાએ અગાઉની સાલનું મહેસૂલ લેવાની ના પાડી. રૈયતે તે લેવાને આગ્રહ કર્યો અને રાજા એકનો બે ન થયો. આખરે એમ નક્કી કરવામાં આવ્યું કે તે આમદાનીથી મૂળરાજની યાદગીરીમા એક મંદિર બંધાવવામાં આવે.

દિલમાં દુઃખ થયું. આસુથી આખો ભરાઇ આવી; બેઠાં બેઠાં ખુદા જાણે આ શું યાદ આવ્યું.

ગુજરાતમાં તે પણ એક જમાનો હતો અને આપણો પણ એક જમાનો (ઇ. સ. ૧૯૩૦ / હિ. સ. ૧૩૪૯) જ્યારે રૈયત મુફલિસ, કંગાળ અને દુષ્કાળપીડિત થઈ જાય છે. પરંતુ અમલદારો દુષ્કાળ જાણતા નથી. ઘરના વાસણો વેચી મહેસૂલ અદા કરવું પડે છે

કાઢ્યો. અણહીલવાડની હકૂમતની લગભગ આવી સ્થિતિ કરણ રાજાના સમય સુધી હતી. સપાટ પ્રદેશ ઉપર સોલંકી ખાનદાન રાજ્ય કરતુ હતુ, પરંતુ પહાડી ઇલાકા સામાન્ય રીતે ભીલ અને કોળીઓના કબજામાં હતા. તેઓનું કામ લોકોને વખતોવખત લૂંટમાર કરી સતાવવાનુ હતુ. કરણ પહેલો જ શખ્સ હતો જેને ખબર પડી કે તેઓનુ આ પ્રમાણે રહેવુ ભયથી મુક્ત નથી. અસાવલ[1] જેનુ અસલી નામ "આશાપલ્લી" હતુ તેઓ સમયે કેન્દ્ર થઇ ગયુ હતુ, તેને તેણે જીતી લીધુ અને ત્યા કર્ણાવતી નામથી એક નગર વસાવ્યુ. જે હાલના અમદાવાદની દક્ષિણ બાજૂએ હતુ ત્યારપછી તમામ આવા લોકોનાં કેન્દ્રિત સ્થળોનો નાશ કરી સલ્તનતને મજબૂત અને ભય-મુક્ત કરી. પાટણની દક્ષિણ બાજૂએ મોઢેરા પાસે 'કરણસાગર' નામનુ એક તળાવ બંધાવી અપ્યાબધ મંદિરો બનાવ્યા. મોઢ બ્રાહ્મણ અને મોઢ વાણિયા ત્યાથી જ આવેલા છે. તેણે ગિરનાર પર પણ એક મંદિર બંધાવ્યુ હતું જે અદ્યાપિ પણ છે. તેણે દક્ષિણમાં આવેલા ચંદ્રપુરના રાજાની પુત્રી સાથે લગ્ન કર્યું હતુ, જેનુ નામ મીનળદેવી[2] હતુ. તેણે સિદ્ધરાજને જન્મ આપ્યો. તે સમયે કરણ વિષ્ણુની પૂજા કરવાને ઇંદ્રપુર ગયો તે વખતે તેની ગેરહાજરીમાં

શાહી ખાનદાનમાં ટંટો થયો અને કરણનો મામો મદનપાળ હકૂમતની સંભાળ લે એવી રીતનો આખરી ફેંસલો આવ્યો, ઈ. સ. ૧૦૯૪ (હિ. સ. ૪૮૭) માં રાજા પોતાના પુત્રને બાળવયમાં મૂકી મરણ પામ્યો.

**સિદ્ધરાજ જયસિંહઃ**—ઈ. સ. ૧૦૯૪ થી ઈ. સ. ૧૧૪૩ (હિ. સ. ૪૮૭–૫૩૮). સિદ્ધરાજનું અસલ નામ જયસિંહ હતું. ઈ. સ. ૧૦૯૧ (હિ. સ. ૪૮૪) માં પાલણપુરમાં તેનો જન્મ થયો હતો. એનો બાપ કરણ મરણ પામ્યો ત્યારે એ ફક્ત ત્રણ વરસનો હતો. તે જ ઉમરે સિદ્ધરાજ તખ્તનશીન થયો; પરંતુ રાજ્યની લગામ કરણના મામા મદનપાળના હાથમાં રહી. તેણે અતિ જુલમ અને સિતમ કરી અંધેર ચલાવ્યું અને લીલા નામના એક રાજવૈદ્યની પાસેથી રૂપિયા છીનવી લીધા, તેથી લોકોએ તેને મારી નાખ્યો અને રાજ્યની લગામ તેની મા મીનળદેવીના હાથમાં આવી. તે અતિ ચાલાક અને હોશિયાર હતી. તેણે સલ્તનતનું સુંદર રક્ષણ કર્યું. તેણે લોકકલ્યાણનાં ઘણાં કામો કરી રૈયતનો પ્રેમ જીત્યો. તેના બે વજીરો

---

પરવાનગીથી આપની પાસે પયગામ લાવ્યો છું. ત્યારપછી ઘણી બક્ષિશો નજરાણામાં અર્પણ કરેલી સ્વીકારી કરણે લગ્ન કર્યું. છોકરી અણહીલવાડ આવીને પહોંચી ત્યારે કરણને તે બદસૂરત લાગતાં તેની સાથે સંસાર માંડયો નહિ; આથી મીનળદેવી તેમજ તેનાં સગાવહાલાંને બહુ દુઃખ થયું અને તે આત્મહત્યા કરવા તત્પર થઈ. કરણે આ વાતની પણ પરવા ન કરી.

કર્મસંજોગે એક ગ નતાન કરનારી નટી ઉપર રાજા આશક થઈ ગયો અને મીનળદેવીને તેની જાણ થઈ, તે વખત સુધી તખ્તવારસ માટે કરણને કંઈ સતાન ન હતું આથી વજીરો અને અમીરોની મીનળદેવી તરફ હમદર્દી હતી. સર્વેએ મળી એક યુક્તિ રચી અને મોકા ઉપર પોતાની જગ્યાએ મીનળદેવીને જવા દેવી એમ નાચનારી છોકરીને સમજાવી; મુંજાલ નામના પ્રધાનની ચાલાકીથી આ કામ ખૂબીથી ખતમ થયું અને એંધાણી તરીકે એક વીંટી રાજા પાસેથી લઇ લીધી. મીનળદેવી સગર્ભા થઇ હતી. તેણે સિદ્ધરાજને જન્મ આપ્યો.

સાંતુ અને મુન્જાલ તેના ઉત્તમ સલાહકાર હતા. વીરમગામમાં મનસર કે (મુનસર) અને ધોળકામાં "મલાવ" (મીનળસર) નામનાં તળાવો તેણે બંધાવ્યાં હતાં. જ્યારે તેણે મલાવ તળાવ માટે જમીન ખરીદવા માંડી ત્યારે તે સ્થળની વચ્ચે એક સ્ત્રીની માલિકીની જમીન હતી જે તેણે વેચવાનો ઇન્કાર કર્યો, આથી રાણીએ તેની મરજી વિરુદ્ધ તે જમીન ખરીદી નહિ, અને તળાવ રાંડું બનાવ્યુ.[1] બળજબરીથી હાસિલ કરવાનુ તેણે પસંદ કર્યું નહિ. સિદ્ધરાજ ઉમરલાયક થયો ત્યારે સરતનતની વ્યવસ્થા પડે કરવા લાગ્યો. એક વખત મીનળદેવી સોમનાથ જાત્રા કરવાને નીકળી. ધોળકાથી વીસ માઇલ ઉપર "ભોલાદ" છે. જ્યારે ત્યાં પહોંચી ત્યારે તેને માલૂમ પડ્યુ કે કેટલાક લોકો પાછા જાય છે. તપાસ કરતાં જણાયુ કે ત્યાં જાત્રાળુ પાસેથી વેરો લેવાતો હતો, અને તે ન આપે તો તેમને પાછા કાઢવામાં આવતા હતા, આથી તેને ખોટું લાગ્યુ. ત્યાંથી સત્વર ઘેરે પાછી આવી. સિદ્ધરાજ તે તરફ જતા રસ્તામાં તેને મળ્યો. સિદ્ધરાજે પાછા ફરવાનુ કારણ પૂછ્યુ. રાણીએ જવાબ આપ્યો કે જ્યાસુધી જાત્રાળુઓ પાસેનો વેરો માફ થશે નહિ ત્યાસુધી હુ ખોરાક ખાઇશ નહિ. જાત્રાળુઓના વેરાની વાર્ષિક આવક ૭૨ લાખ (રૂપાના સિક્કા) હતી. આવી મહાન રકમની ખોટનો ખ્યાલ કર્યા વગર રાજાએ કહ્યું કે તમારા કારણને લઈને ધાર્મિક ફરજ અદા કરવા માટે આ વેરો હુ માફ કરુ છું. તે પછી મીનળદેવી જાત્રા કરવા ગઇ. આ ઉપરથી લોકકલ્યાણ માટેની તેની ભાવનાનો ખ્યાલ આવે છે.[2] એક વખતે

તેની મા સાથે તે પર્યટન માટે નીકળ્યો ત્યારે માળવાના રાજાએ મોકાનો લાભ લઇ ગુજરાત ઉપર હુમલો કર્યો. તેના વજીર સાંતુએ નજરાણાં આપી તેને વિદાય કર્યો. આ વાત[1] સિદ્ધરાજને પસંદ ન પડી અને તેનો મુકાબલો

---

ઉપર એક પૂજારીએ તેની પાસેથી એવી માગણી કરી હતી કે સોમેશ્વર મંદિરના જાત્રાળુઓ પાસેથી જે વેરો વસૂલ કરવામા આવે છે તે માફ કરવો. આથી આ વાયદો વફા કરવાને રાણી સિદ્ધરાજને સાથે લઈને જોવા માટે ગઈ અને જાત્રાળુઓની તકલીફ જોઇ તેના દિલ ઉપર અસર થઈ અને વેરો માફ કર્યો.

૧. તારીખે ગુજરાત પૃ૦ ૧૬૭ ઉપર ઉલ્લેખ કરવામા આવ્યો છે કે એક વખત કોઈએ માળવાની ઓડ (કે ઉડ) કોમની એક જસમા નામની સ્ત્રીની ખૂબસૂરતીની ઘણી તારીફ કરી સિદ્ધરાજે તેને મેળવવાની ઘણી કોશિશ કરી, પરંતુ કામિયાબ ન થયો. સહસ્રલિંગ તળાવ બંધાતુ હતું ત્યારે તેણે પોતાના ભત્રીજા ટોડરમલને, માળવા એ ઇચ્છાથી મોકલ્યો કે ઓડ કોમના મજૂરો સાથે જસમાને પણ એ બહાને લાવવી. આથી તે પોતાના ધણી અને સગાવહાલાંઓ સાથે આવી. એ કોમના તમામ માણસોને શહેરની બહાર રહેવાનો હુકમ કરવામાં આવ્યો અને જસમાને મહેલમાં રહેવાને ફરમાવવામાં આવ્યુ. તેણે મહેલમાં જવાનો એમ કહીને ઇન્કાર કર્યો કે મહેલમાં તો રાણીઓ રહે છે, અમારે ગરીબો માટે તો ઝૂંપડી બસ છે હરરોજ રાજા તળાવ જોવાને બહાને આવતો અને જસમાની ખૂબસૂરતી નિહાળતો. છોકરીને તકલીફ થાય એમ કહી વધારે બોજ ઉઠાવવાની ના પાડતો. તે કહેતી કે મને તો કંઈ તકલીફ નથી; છોકરું ઝોળીમા છે તેને આવતાં જતા હલાવી મૂકું છું આખરે તળાવ પૂરું થયુ લોકોને મજૂરી આપી રવાના કર્યાં પરંતુ જસમાને મજૂરી આપવામા ન આવી અને કહેવામા આવ્યું કે ધીમે ધીમે આપવામા આવશે. (અને બહુધા તેના ઉપર દેખરેખ રાખવા પણ માંડી હતી.) પરંતુ જસમા ચૂપકીથી નાસી છૂટી. સિદ્ધરાજને આ વાતની ખબર પડી ત્યારે તે ઘોડા ઉપર સવાર થઇને તેની પછવાડે પડયો. તેણે તેની કોમનાં ઘણા માણસોની કતલ કરી. જસમાને આ વાતની ખબર પડતા ખંજરથી આપઘાત કર્યો. (બહુધા તેનો ધણી પણ માર્યો ગયો હશે. હું ધારુ છું આ લોકો માળવાના વતની હતા તેથી માળવાના રાજાએ

કરવા માટે તૈયારી શરૂ કરી. તે સમયે સહસ્રલિંગ નામનું એક તળાવ પાટણની નજીક બંધાવ્યું, જે સાથે એક મંદિર પણ તૈયાર કરાવ્યું. રુદ્રમાળ જેનો પાયો મૂળરાજે નાખ્યો હતો તે તેણે પૂરું કરાવ્યું. તેના ચાર થાંભલા અદ્યાપિ પણ સિદ્ધપુરમાં મોજુદ છે. વાળાક જિલ્લામાં તેણે લગભગ એકસો ગામ બ્રાહ્મણોને દાનમાં આપ્યાં. બર્બર નામનો એક સરદાર મ્લેચ્છ (ઘણું કરીને ભીલ કે કોળી હશે.) બ્રાહ્મણોને બહુ સતાવતો હતો તેની સાથે લડી તેને હરાવ્યો. બ્રાહ્મણોની માગણીથી તેમને ત્યાંથી પાછા બોલાવી અમદાવાદની પાસેની જમીન બક્ષિશ કરવામાં આવી. આ દરમિયાન માળવાની લડાઇ માટે બરાબર તૈયારી કરતો રહ્યો અને હરેક રીતે શાંતિ થતાં તેણે માળવા ઉપર ચડાઈ કરી. યશોવર્મા (માળવાનો રાજા) બાર વરસ પર્યંત લડતો રહ્યો. આખરે તે હાર્યો અને કેદ કરી તેને પાટણમાં લાવવામાં આવ્યો. સિદ્ધરાજે આ ફતેહની ખુશીમાં એક મહાન જલસો ઊજવ્યો અને અણહીલવાડ પાટણનું પાયતખ્ત બદલી સિદ્ધપુરમાં લઈ આવ્યો.

સોરઠમાં એક કુંભારને ત્યાં રાણકદેવી નામની એક ખૂબસૂરત પાલિત કન્યા હતી. સિદ્ધરાજને જ્યારે ખબર પડી ત્યારે તેની સાથે લગ્ન કરવાનો તેનો વિચાર થયો; આથી તેની સાથે વિવાહ નક્કી કર્યા. લગ્ન થાય તે પહેલાં જૂનાગઢનો રાજા રા'ખેંગાર તેને પરણી ગયો અને તેને જૂનાગઢ લઈ ગયો. સિદ્ધરાજ નારાજ થયો અને બહુ ક્રોધે ભરાયો. તેણે સત્વર સોરઠ ઉપર હુમલો કર્યો. આ લડાઈ ૧૨ વરસ જારી રહી. અને જ્યારે ફતેહની આશા ન રહી ત્યારે સિદ્ધરાજે રા'ખેંગારના ભાણેજ દેશળને ચાલાકીથી ફોડી પોતાનો કરી લીધો. આમ ઘરનો ભોમિયો હાથ લાગતાં સિદ્ધરાજને ફતેહ મળી અને સોરઠનો રાજા માર્યો ગયો. તેના બે કુમળી વયના

ગુજરાત ઉપર હુમલો કર્યો હશે અને પછીથી આ પ્રેમ કિસ્સામાં નાસીપાસ થવાથી માળવા છુટી તેનો વિનાશ કરવા સિદ્ધરાજ તૈયાર થયો હશે.)

બાળકોને પણ સિદ્ધરાજે મારી નાખ્યા અને રાણી સાથે લગ્ન કરવાની કોશિશ કરી, પરંતુ તેમાં ફતેહમંદ ન થયો. તે વઢવાણ આવી સતી થઈ. સૌરાષ્ટ્ર છત્યા બાદ કચ્છ પણ તેણે તાબે કર્યું. (બહુધા કચ્છના રાજાએ પણ સોરઠને સાથ આપ્યો હશે). વનરાજ ચાવડાના વજીર ચાંપાના ખાનદાનમાંથી એક સજ્જન નામના શખ્સને સિદ્ધરાજે સોરઠનો સૂબો બનાવ્યો અને તેની સુંદર વ્યવસ્થા જોઈ શેત્રુંજાનો પવિત્ર પ્રદેશ પણ તેને હવાલે કર્યો. ગુજરાતના ઉત્તરના પ્રદેશો એટલે કે "અચલેશ્વર" અને "ચંદ્રાવતી"ના પરમાર રાજાને પણ શરણે લાવવામાં આવ્યો. બુરહાનપુર પણ તેની હકૂમત નીચે આવ્યું. બુંદેલખંડના રાજા મદનવર્મા ઉપર ચડાઈ કરી તેને હરાવ્યો અને વાસ્તવિક નજરાણાં લઈ આવ્યો.[૧] દક્ષિણમાં કોલાપુર (કોલ્હાપુર) વગેરેના રાજાઓ ઉપર પણ તેનો પ્રભાવ પડતો હતો. સિદ્ધરાજ નસીબવાન અને સખી રાજા હતો. એ ધાર્મિક હતો, છતાં પણ તેણે હરેક ધર્મના લોકો સાથે છૂટછાટ રાખી અને તમામ લોકો તેને ચાહતા હતા. દક્ષિણમાં આવેલા કર્ણાટકનો એક દિગંબર જૈન વિદ્વાન નામે કુમુદચંદ્ર હતો તે ૮૦ વાદવિવાદોમાં વિજયી થઇ ચૂકયો હતો, તે આ સમયે ગુજરાતમાં આવ્યો ત્યારે હિંદુ અને જૈનો વચ્ચે વાદવિવાદ ચાહના કરતો હતો. જૈનોના બંને પક્ષ દિગંબર અને શ્વેતાંબર આપસમાં એકબીજાની વિરુદ્ધ હતા. સિદ્ધરાજ અને મીનળદેવીએ તેની બરાબર સંભાળ રાખી. કુમુદચંદ્રનો મુકાબલો કરવાને દેવસૂરિ અને હેમાચાર્ય દરબારમાં આવ્યા અને વાદવિવાદ શરૂ થયો. કુમુદચંદ્ર પોતાના વતનના હોવાથી મીનળદેવીએ શરૂઆતમાં તેની હિમાયત કરી. પરંતુ હેમાચાર્યે જ્યારે તેને બતાવ્યું કે આ માણસ માને છે કે સ્ત્રીઓને મુક્તિ મળી શકતી નથી, ત્યારે તે ખામોશ રહી. અફસોસ કે કુમુદચંદ્ર વાદવિવાદમાં હાર્યો. હેમાચાર્ય વખતોવખત સિદ્ધરાજને ધર્મની વાતો સંભળાવતા અને ઉત્તમ સલાહ આપતા.

૧. આ રાજાઓ ઉપર હુમલા કરવાનાં કારણો જાણવામાં આવ્યાં નથી.

સિદ્ધરાજે ગુજરાતમાં કળામય ઈમારતો તથા મહેલો બંધાવ્યા. ભરૂચના કિલ્લાની મરામત કરાવી, અને ડભોઈનો કિલ્લો તેણે તૈયાર કરાવ્યો; ઠેકઠેકાણે કૂવા તળાવો ખોદાવ્યાં. રૈયતનાં સુખ દુ:ખ નિહાળવા રાતે છુપાઈને નગરચર્ચા માટે નીકળતો. સિદ્ધપુર નજીક ઊંઝા નામના કસબામા માળવાથી પાછા ફરતાં મુકામ કર્યો ત્યારે જાત્રાળુનો પોશાક પહેરી ગત્રે ફર્યો. તેને સંતાન ન હોવાથી લોકો બહુ દિલગીર હતા. આ સદ્‌ગુણો હોવા છતાં કેટલાક દુર્ગુણો પણ તેનામાં હતા; જેમકે ભગવાનલાલ પોતાના ગુજરાતના ઇતિહાસમાં બીજા ગ્રંથકારના આધારે લખે છે કે સદ્‌ગુણી રાજા હોવા છતાં તે વ્યભિચારી હતો અને બ્રાહ્મણની સ્ત્રીઓને પણ તે છોડતો ન હતો. કેટલાક હિંદુ કવિઓએ એના વિશે ખરાબ લખ્યુ છે. આસરે પચાસ વર્ષ હકૂમત કરી ઈ. સ. ૧૧૪૩ (હિ. સ. ૫૩૮)માં આ દુનિયામાંથી પરદુનિયા તરફ કૂચ કરી ગયો.

મૌલાના અબ્દુલ અલી સૈફી નામના ઈસ્માઈલી (જેના ઉપરથી કિતાબનું નામ છે.) પ્રચારક (અવસાન ઝુલ્કાદા હિ. સ. ૧૨૩૨ ઈ. સ. ૧૮૧૬) પોતાની કિતાબ મજાલિસે સયફિયા (રચના હિ. સ. ૧૨૨૪, ઇ.સ.૧૮૦૯)માં નવમી મજલિસમાં જણાવે છે કે આદમ બિન ઝકિયુદ્દીને જણાવ્યું છે કે મુસ્તન્સિર બિલ્લાહે (ફાતમી ખલીફા મિસર) અબ્દુલ્લાહ અને અહમદ નામના બે મિસરીને યમનના પ્રચારક પાસે એવા ઈરાદાથી મોકલ્યા કે તેની પાસેથી હિન્દુસ્તાનમાં પ્રચારકાર્યનું કામ લઈ શકાય. તે બન્ને ત્યાંથી નીકળી યમનથી સૂચના લઇ ખંભાતમાં આવ્યા.

તે સમયે અહીંનો રાજા સિદ્ધરાજ જયસિંહ નામનો રજપૂત હતો.

રસ્તો ત્રણ દિવસ જેટલો છેટો છે. તે એક ખૂબસુરત શહેર છે અને સિરિયા (શામ)મા આવેલા "મોઅરા" શહેરથી મોટું છે. અહીંની ઇમારતો સામાન્ય રીતે ઇંટની છે. અલબત્ત બાગો ત્યા કમ છે. બા. પમો પૃ૦ ૬૦ મિસર. માર્કોપોલો તેના સફરનામામાં જણાવે છે કે આ મુલકની પશ્ચિમ દિશાએ ખભાત છે, ત્યાના વતની મુર્તિપૂજકો છે અને બૌદ્ધ ધર્મ પાળે છે તેમની ભાષા જુદી જ છે અને તેમનો રાજ સ્વતંત્ર છે. ધ્રુવનો તારો ત્યાંથી સારી રીતે દેખાય છે. એ પ્રદેશમા વેપાર સુદર ચાલે છે અને ગળી વધુ પ્રમાણમા પેદા થાય છે, અને રૂ બીજા દેશોમા અહીંથી બહુ જાય છે અહીં ચામડાનો વેપાર પણ ખૂબ ચાલે છે અહીં ચામડું સુંદર રીતે કેળવવામાં આવે છે અને રંગાય છે અહીં પરદેશી વેપારીઓ ચાદી, તાબું અને મોરથુથુ લાવે છે. એ શહેર "ભરુ"થી ૨૦૨ અને અમદાવાદથી ૫૨ માઇલ પર છે. તેની વસ્તી ૪૦૦૦૦ (હવે તો ઘણી વધી ગઈ હશે) જેટલી છે એ શહેરની જમે મસ્જિદ સુલતાન મોહમ્મદ તગલકના જમાનાની બનેલી છે મુખ્ય દરવાજા ઉપર "ત્યાગી અને વિદ્વાન સુલતાન મોહમ્મદશા બિન તગલકશાહના જમાનામા" લખવામા આવ્યુ છે. તેની ચારે તરફ સાયબાન છે. તે ઘૂમટવાળી એક મજલાની ઇમારત છે. હરેક બાજૂએ ઘૂમટોની સંખ્યા નવ છે. પશ્ચિમ દિશા તરફ તેવી સંખ્યા બમણી છે. કમ્પાઉન્ડમા આવેલો હોજ અલી બિન અબ્દુન્ નબી બગદાદીએ હિ. સ. ૧૦૩૦ મા તૈયાર કરાવ્યો હતો. મસ્જિદની દક્ષિણ દિશામાં જોડેજ કેટલીક કબર છે. એક ઉપર "રુકનુદ્દ દોલતેવદ્દીન ઉમર બિન અહમદ ગાજરૂની .. .......બુધવાર, ૯ સફર હિ. સ. ૭૩૪" લખવામાં આવ્યુ છે. એક બીજી કબર ઉપર "હસન ગીલાનીની સ્ત્રી બીબી ફાતમા હિ. સ. ૭૮૩" છે. એક ઉપર "શરફુદ્દીન એહમદ બિન મોહમ્મદ હિ. સ. ૬૯૮" છે. આવી રીતે ઉમર બિન સાદુદ્દીન હિ. સ ૬૯૮ છે. હું ઘણી વખત આ શહેરમા ગયો છું. હાલની વેરાન હાલત જોઇ મને આશ્ચર્ય થાય છે. હરેક જગ્યાએ દ્વાર અને દીવાલો ઉપર શોકની છાયા માલૂમ પડે છે. મુસ્તન્સિર બિલ્લાહ (ખુનફાએ ફાતમીનમાંથી)ના જમાનામા મૌલાએ અહમદ પ્રચારકાર્ય માટે અહીં આવ્યા હતા તેમની કબર સુન્નીઓના કબ્રસ્તાનમાં આવેલી અદ્યાપિ પણ આમ લોકોની ઝિયારતગાહ છે સમુદ્રની નજીક કાકા અકેલા અને કાકી અકેલીની કબર છે. દાઉદી વહોરા ત્યા ઝિયારત માટે જાય છે.

તે ઇસ્લામનો કટ્ટો વિરોધી હતો. મુસલમાન હાથ લાગતો તો તેની કતલ કરતો. તેનુ પાયતખ્ત અણહીલવાડમાં હતું. તેના વઝીરનું નામ બારમલ હતું. ટૂંકમાં અબ્દુલ્લાહ યમનથી હિંદી ઝબાન શીખી હિંદુસ્તાનના કિનારા ઉપર ઊતર્યો. મોતના ભયથી બાગોમાં છુપાઈ રહ્યો. એક દિન એક પુરુષ અને એક સ્ત્રીને કામ કરતાં જોયાં. અબ્દુલ્લાહે ત્યાં જઈ તેમની પાસે પીવાનું પાણી માગ્યું. તેમને જવાબ મળ્યો કે કેટલાક દિવસ પહેલાં આ જગ્યાએ એક કૂવો હતો જેમાથી લોકો પાણી પીતા હતા, પરંતુ હવે તે સુકાઈ ગયો છે. અબ્દુલ્લાએ કહ્યું "ઠીક, મને કૂવો બતાવો," બંનેએ કહ્યું, "તેનું તમે શું કરશો? જુઓ, આ રહ્યો તે કૂવો. શુ તેમાંથી તમે પાણી કાઢી શકશો?" અબ્દુલ્લાહે કહ્યુ, "હુ તો કંઈ કરી શકતો નથી, પરંતુ મારા ખુદાના હાથમાં હરેક વસ્તુ છે, તે જે ચાહે તે કરે છે, તેનો હુકમ રદ થતો નથી. ખુદા જો આ કૂવામાથી પાણી કાઢે તો તમે મુસલમાન થઈ જશો?" તેમણે જવાબ આપ્યો, "હા." અબ્દુલ્લાહ કૂવામાં ઊતર્યો અને એક ભાલો માર્યો આથી એક ઝરણુ નીકળ્યું અને તે બહાર નીકળી આવ્યા. ધીમે ધીમે પાણી એટલું બધું થઈ ગયુ કે તે ઊભરાવા માંડ્યું. પાણીની આ હાલત જોઈ બંને મુસલમાન થઈ ગયાં. પુરુષને કાકા અકેલા અને સ્ત્રીને કાકી ઓલી કહે છે. એ બને અબ્દુલ્લાહનાં સેવા અને રક્ષણ પોતાના ઘરમાં કરતાં હતાં, અને હિંદી (બહુધા ગુજરોની ભાષા યાતો ગુજરાતની અપભ્રંશ હશે) પણ તેને શીખવતાં હતાં. જ્યારે તેમને આ ખાનદાન માટે પ્રેમભાવ થઈ ગયો અને વિશ્વાસ લાગ્યો ત્યારે તેણે પોતાની વાત ખુલ્લી કરી કે "મને અહીં ઇસ્લામ અર્થાત્ ઇસ્માઇલી ધર્મના ?

ઉત્તમ રીતે કરવા માટે રાજાના વજીર ભારમલને કાબૂમાં લેવો જોઇએ. ભારમલ મહાદેવની જાત્રા અર્થે મહિનામાં એક વખત આવે છે. ત્યાં એક પૂજારીમાં તેને ગાઢ વિશ્વાસ છે અને બચપણથી જ તેનો માન-મર્તબો જાળવે છે. જો તે મુસલમાન થઈ જાય તો સર્વ કામ સુગમ છે." અબ્દુલ્લાહ આ સલાહ મુજબ આ મંદિરે ગયો. તેણે જોયું કે તે છોકરાંને અક્ષર ઓળખાવતો હતો; તે અક્ષર મૂળાક્ષરના હતા.

શેખ અબ્દુલ્લાહે કહ્યું, "પંડિતજી, આ એક આશ્ચર્યની વાત છે કે આપ એક અક્ષર શીખવતા ચાર અક્ષરનો અવાજ કાઢો છો." પંડિતજીને આ સાંભળી અચંબો થયો અને ખરી વસ્તુસ્થિતિ પૂછી. તેણે બાજૂએ જવાનો ઇશારો કર્યો. જ્યારે એકાંતમાં ગયા ત્યારે તેણે એવી રીતે વાત કરી કે પંડિતનું વલણ તેના તરફ થયું. તે તેના હાથ ઉપર આવ્યો ત્યારે પોતાની છાની વાત તેની આગળ ઉઘાડી કરીને કહ્યું, "જુઓ! (તમે એક અક્ષર લખો છો " ક " અને બોલો

તમારી સાથે જ છુ." ત્યારે પંડિતે પોતાની તેમજ અબ્દુલ્લાહ વિશેની સર્વ હકીકત કહી સંભળાવી. ભારમલ મુસલમાન થઈ ગયો અને સંતાઇને નમાઝ પઢતો, અને પાટણ (અણહીલવાડ)થી ખંભાત આવતો જતો રહેતો. રફતે રફતે તેનો નોકર જાણી ગયો અને રાજા સિદ્ધરાજ જયસિંહને આ વાત કહી દીધી. તેણે કહ્યું કે જો હુ પોતે મારી આંખે તેને નમાઝ પઢતો જોઉં તો જરૂર એને સજા કરુ. પછી નોકર આ તકમાં રહ્યો. એક દિવસ તે નમાઝ પઢતો હતો ત્યારે રાજાને બોલાવી લાવ્યો. ભારમલને નમાઝથી ફારેગ થતાં જ રાજાના આગમનની ખબર પડી. તેણે તુરત જ ઊઠીને સલામ કરી. રાજાએ પૂછ્યું, "તમે શું કરતા હતા?" તેણે કહ્યુ, "એ એવી બાબત ન હતી કે આપની વિરુદ્ધ મારા વિશે કહેવામાં આવી હોય. પરંતુ મારી પેટી પાસે એક સાપ હતો જે ઊભો થઇને, વાંકો વળીને તેમજ જમીન ઉપર શિર રાખી જોયો છતાં તે મળ્યો નહિ." પેટી ઉઠાવી સાપની તલાશ કરવાનો હુકમ રાજાએ કર્યો. એકાએક નીચેથી સાપ નીકળી આવ્યો. રાજાએ ચુગલીખોરને સજા કરી. ખંભાતના મંદિરમાં એક હાથી હતો તે અદ્ધર લટકતો હતો. સર્વની તેના તરફ માનવૃત્તિ હતી રાજા પણ હરેક સાલ એક વખત ત્યાં આવતો હતો. રાજા આવ્યો ત્યારે અબ્દુલ્લાહે પંડિતને કહ્યું કે રાજાને કહો કે "રાત્રે હાથીએ મને કહ્યું: લાંબા સમયથી અદ્ધર ઊભો રહેતાં હુ થાકી ગયો છું. મારી ઇચ્છા છે કે એક પગ જમીન ઉપર રાખું." આ સાંભળી રાજા હેરતમંદ થયો. અબ્દુલ્લાહે રાત્રે જાણી લીધુ હતું કે આ લોઢાનો હાથી લોહચુંબકને લઈ અદ્ધર રહે છે. તેથી એક પગ નજીકનુ લોહચુંબક કાઢી લીધું. હાથીએ એક પગ જમીન ઉપર રાખી દીધો. સવારે આ ખબર જનતામાં ફેલાતાં લોકો જોવાને આવ્યાં અને આ સાંભળી રાજા બહુ દિલગીર થયો. બીજે દિવસે બ્રાહ્મણ પંડિતની મારફત બીજો પગ અને ત્રીજે અને ચોથે દિવસે ત્રીજો અને ચોથો પગ જમીન ઉપર રાખ્યાની ખબર રાજાને પહોંચાડવામાં આવી.

તેને અતિ આશ્ચર્ય લાગ્યુ. પછીથી કોઇએ રાજાને ખબર આપી કે પંડિત કોઈ અરબની મારફત મુસલમાન થઈ ગયો છે, જે તેની સાથે જ રહે છે. આ બંનેએ મળીને હાથીની આ હાલત કરી છે. આ સાંભળી રાજા ક્રોધે ભરાયો અને બંનેને ગિરફતાર કરવાનો હુકમ કર્યો. અબ્દુલ્લાહ સીડી પર આવી બેઠો અને આત્મરક્ષણની દુઆ પઢવા માંડ્યો સિપાઇઓ આવ્યા પણ પકડી શક્યા નહિ અને નાસી છૂટયા. રાજાને આ વાતની ખબર પડી. તે ખુદ આવ્યો પરંતુ તેના પગ જકડાઈ ગયા અને આગ ભભૂકી ઊઠી. રાજાએ ગભરાઇને પશ્ચાત્તાપ કર્યો અને ઇસ્લામ ધર્મનો સ્વીકાર કરવાની ખાહિશ દર્શાવી. અબ્દુલ્લાહે એકી નજરે જોયા કર્યું અને રાજા છૂટો થયો. ત્યારપછી અબ્દુલ્લાહની પાસે આવી પરિસ્થિતિ પૂછી. અબ્દુલ્લાહે પૂછ્યું "અગર સૌથી મોટી મૂર્તિ જેની તમે પૂજા કરો છો તે મારી ખિદમત કરે તો તમે મુસલમાન થશો?" રાજાએ કહ્યું, "જો નજરે જોઇશ તો જરૂર થઇશ. મારો ભરોસો ખુદા ઉપર છે." અને મૂર્તિને સંબોધીને કહ્યું, "ઊઠ અને મારી ડોલ લઈ તળાવમાંથી પાણી ભરી લાવ.

કજિયાથી કંટાળી હિ. સ. ૫૩૫ ( ઈ. સ. ૧૧૪૦ )માં ખંભાતમાં આવ્યો. આ ધર્મનો તે પહેલો શખ્સ હતો. તેના વડા મુલ્લા (સૈયદના) ઝહરી (ઝુબૈદ) બિન મુસા યમનમાં હતા, મિસરમાં મુસ્તન્સિર બિલ્લાહ ખલીફા (ફાતમી) હતો અને ગુજરાતમાં સિદ્ધ-રાજ જયસિંહની હકૂમત હતી. [ઇતિહાસ ઉપરથી સાબિત થાય છે કે મજકૂર ખલીફા હિ. સ. ૪૮૭ (ઈ. સ. ૧૦૯૪)માં મરી ગયો હતો. અને તેનો પૌત્ર હાફિઝલેદીનિલ્લાહ અગિયારમો ખલીફા હિ. સ. ૫૨૪ ( ઇ. સ. ૧૧૨૯ ) થી હિ. સ. ૫૪૪ (ઈ. સ. ૧૧૪૯) પર્યંત હયાત હતો.] યાકૂબ ખંભાત આવી એક માળીને ત્યાં રહ્યો, પ્રથમ તેને અને ત્યાર પછી એક બ્રાહ્મણના પુત્રને તેણે મુસલમાન બનાવ્યા રાજાના બે વજીર ભારમલ અને તારમલ બે ભાઈ હતા. તેઓ ખંભાતના મંદિરમાં જતા આવતા હતા, જ્યાં એક લોઢાનો હાથી લોહચુંબકના જોરથી અદ્ધર લટકતો હતો. યાકૂબે બ્રાહ્મણ સાથે વાર્તાલાપ કર્યો અને તેમાં તે જીતી ગયો, અને લોહચુંબક કાઢી લઈ હાથીને પણ પાડી નાખ્યો રાજા અને તેના દરબારીઓ આ જાતની કરામત જોઈ મુસલમાન થઈ ગયા, અને બીજાઓએ પણ તેનું અનુકરણ કર્યું. ત્યાર પછી આ નવમુસલમાનો સાથે તેમણે વહેવાર શરૂ કર્યો આ 'બેહવાર' (વહેવાર)માંથી 'બેવહરિ' અને તેમાંથી 'વહોરા'' નામે ઓળખાયા.''

રાજાનુ નામ તો બરાબર છે. અને એ પણ સત્ય છે કે તે હિ. સ. ૪૮૭ (ઈ. સ. ૧૦૯૪)માં મોજુદ હતો; પરંતુ આ વર્ષે તો તે ફક્ત ત્રણ વરસનો દૂધ પીતો તેની મા મીનળદેવીની ગોદમાં રમતો જમતો હતો. વળી તેના બે વજીર 'ભારમલ'' અને ''તારમલ'' નામના હતા જ નહિ. ખરેખર વીરધવળ વાઘેલાના બે વજીર તેજપાળ અને વસ્તુપાળ હતા પરંતુ તેમાંનો એક પણ મુસલમાન ન હતો. રાજાઓમાં કુમારપાળે પરધર્મનો સ્વીકાર કર્યો હતો, પરંતુ તે જૈન હતો, મુસલમાન ન હતો. અને સિદ્ધરાજ વિશે

તમામ તવારીખનવેશો એક મતના છે કે તે છેવટ સુધી હિંદુ રહ્યો હતો. તે મુસલમાન ન હતો અને મુસલમાનો પ્રત્યે તેને દ્વેષ પણ ન હતો. બલ્કે તેને મુસલમાનો તરફ હમદર્દી હતી, જે ઑફીએ પોતાની કિતાબ 'જામેઉત્તવારીખ'માં લખેલા બનાવ ઉપરથી સાફસાફ જણાઈ આવે છે.[1] અને મેં પણ પાછલા પાના ઉપર ઉલ્લેખ કર્યો છે. આથી સિદ્ધરાજ વિશે જે કંઈ આ વાર્તાઓમાં જણાવવામાં આવ્યુ છે, તેમાં કહેનારની ખરેખર કંઈક ભૂલ છે. મારા ધારવા પ્રમાણે ફક્ત સત્યનુ પ્રમાણ આટલુ જ હશે કે કેટલાક લોકો પ્રચાર-કાર્ય માટે આવ્યા તેમણે લોકોમાં પ્રચાર કર્યો અને કામિયાબ થયા[2]

"સિદ્ધરાજ જયસિંહના જમાનામાં એક વખત એક વેપારી નવ લાખ રૂપિયા એક માણસને ત્યાં અનામત મૂકી મરી ગયો. પેલા માણસે તેના પુત્રને તે રૂપિયા પાછા આપવાનો ઇરાદો કર્યો. તેના પુત્રે જવાબ આપ્યો કે અમો હિસાબ કિતાબ જોયા બાદ લઈશું. પરંતુ દફતરમાંથી તે રકમનો પત્તો લાગ્યો નહિ, તેથી તેણે લેવાની ના પાડી. અમીને (પેલા શખ્સે) સ્વીકારવાનો આગ્રહ કર્યો આ ધડભાંજમાં તકરાર થઈ ગઈ અને મામલો અદાલતે પહોંચ્યો. તેની અપીલ રાજા પાસે પહોંચી. તેણે બનેની પરિસ્થિતિથી વાકેફ થઈ ફેંસલો કર્યો[3] તે મુજબ પૈસાથી સામાન્ય જનતાના કલ્યાણ અર્થે એક

૧. જો કે મોહમદ ઓરી શિયા પંથનો હતો તેમ છતા સામાન્ય મુસલમાન અને ખાસ કરીને સૈયદોના હામીઓ ઉપર જરા પણ જુલ્મ થયો હોત તો જરૂર તેનો ઉલ્લેખ કરત.

૨. આ વાતોની વિગત મેં "તારીખે બોહરા"મા લખી છે. વાચક મહેરબાની કરી તેમા જોઇ લે.

3. જામેઉલહિકાયાત—ઑફી; પૃ૦ ૮૯ ગ્રંથકાર લખે છે કે લોક કલ્યાણના કામ માટે એક અદ્વિતીય "હર્ષ મહલક" તૈયાર કરાવ્યો. આ શબ્દનો ખરો અર્થ હું પણ સમજી શકયો નહિ. કયા તો કંઇ ભૂલ હશે કે કયા તો કોઈ ગુજરાતી શબ્દનો ફારસી બનાવેલો શબ્દ હશે. સિદ્ધરાજના બાંધકામોમાથી ફક્ત 'રુદ્રમાળ'ના મંદિરનો ભાવાર્થ એ પણ હોય.

અદ્વિતીય મકાન બંધાવ્યું. તે અદ્યાપિ (મોહમ્મદ ઓફીના સમય પર્યંત) મોજુદ છે." ઓફીએ સિદ્ધરાજ વિશે એક બીજા બનાવનો ઉલ્લેખ કર્યો છે. તે જણાવે છે કે "નહરવાલામાં જયસિંહ નામનો તેના સમકાલીનોમાં મહાન રાજા હતો. અને તેની પહેલાં ગુજરાતમાં તેમજ નહરવાલામાં તેના જેવો કોઇ રાજા ન હતો, અને કોઈએ રાજા હોવાનો દાવો પણ કર્યો ન હતો. (બહુધા ઓફીનો કહેવાનો ભાવાર્થ મહારાજા શહેનશાહ હોવાનો કોઈએ દાવો કર્યો ન હતો એમ હશે.) જ્યારે દુનિયામાં જુદા જુદા ભાગોમાં તે વિશેની ખબર પડી ત્યારે હિંદના મહાન રાજાએ એક એલચી તેની પાસે મોકલી પુછાવ્યું કે આજ પર્યંત કોઈ ગુજરાતનો રાજા (શહેનશાહ) થયો જ નથી. તમે કેમ એ દાવો કર્યો? જો એ તમે ન છોડશો તો એક ઝબરદસ્ત લશ્કર લઈ ગુજરાત વેરાન કરીશ. જયસિંહે એલચીની ખાતર બરદાસ્ત કરી અને એક સુંદર જગ્યા ઉપર ઉતારો આપ્યો. એક રાત્રે રાજા એક સિપાઈનો પહેરવેશ પહેરીને બહાર નીકળી આવ્યો અને એક વેશ્યાના ઘેર પહોંચ્યો. જ્યારે રાત પડી અને તે સૂઈ ગઈ ત્યારે તેનાં કપડાં ચોરી લઈ એક ખાડામાં દાટી દીધાં. પાછા ફરતી વખતે રસ્તામાં એક વણકર મળ્યો જે કપડાં વણતો હતો, તેને ચોરીનું તહોમત પોતાને માથે વહોરવાને સમજાવ્યો, અને કહ્યું કે જો કામ તમે પાર ઉતારશો તો તમને કોઈપણ જાતની તકલીફ રહેશે નહિ અને ઇનામ મળશે. બીજે દિવસે રાજા હાથી ઉપર સવાર થઈને એલચીઓ સાથે નીકળી જંગલો તરફ ચાલ્યો. તેણે રસ્તામાં જોયું કે તે જ સ્ત્રી એક સિપાઈ પાસેથી કપડાંની માગણી કરતી હતી. તેને બોલાવીને પૂછપરછ કરી. સિપાઈએ કહ્યું કે એ કહે છે કે હું સૂઈ ગઈ હતી ત્યારે તમે મારાં કપડાં લઈ ગયા. હુ તો ઘરથી બહાર ગયો જ નથી. રાજાએ કહ્યું, રક્ષણ કરવાનું કામ તમારું છે અને તમે એ ફરજ અદા કરી નથી, તેથી તમારે એનો અવેજ આપવો જોઇએ. સિપાઈએ એક અઠવાડિયાની મહેતલ માટે

વિનંતિ કરી. રાજાએ કહ્યું, "નહિ; અત્યારે જ ચોરને હાજર કરો. નહિતો બીજા માટે ચેતવણી રૂપ થાય એવી સજા દઇશ." સિપાઇએ કહ્યું, "તો તો લાચાર છું" રાજાએ કહ્યું કે 'શું તારી ઇચ્છા એવી છે કે હું હાજર કરું ?" તેણે કહ્યું. "હા, જી." નહરવાલામાં એક કાળી મૂર્તિ હતી. રાજાએ તેની પાસે જઈ કહ્યું, "રાત્રે ફલાણી સ્ત્રીનાં કપડા ચોરાઇ ગયાં છે; તમે બતાવો કે તે કયાં છે. કેટલોક વખત થોભ્યા બાદ તેણે કહ્યું કે ફલાણી જગ્યાએ તે દટાયેલાં છે, અને પછી તે સ્થાનનુ નિશાન બતાવ્યું. લોકો કાઢી લાવ્યા. સિપાઇએ વિનંતિ કરી કહ્યું કે "હજૂર લક્ષમાં લે તો ચોરનો પણ પત્તો લાગી જાય, જેથી તેને ગ્રોગ્ય સજા થાય." રાજાએ કહ્યું કે "કાળી મૂર્તિ કહે છે કે તમારો માલ મળી ગયો. હવે ચોરની શી જરૂર ?" સિપાઇએ અતિ લાચારીથી આગ્રહ કર્યો કે "હજૂર, ચોરને તો બતાવો જ." રાજાએ કહ્યું કે કાળી મૂર્તિ કહે છે કે જો તેની સહીસલામતી હોય તો બતાવું. સિપાઇએ તે બાબતનું વચન આપ્યું. આથી કાળી મૂર્તિએ વણકરનો પત્તો આપ્યો, જ્યારે તેને દરબારમાં લાવવામાં આવ્યો ત્યારે તેણે ઇન્કાર કર્યા પછી કબૂલ કર્યું. હિંદના રાજાના એલચીઓએ આ સ્થિતિ જોઈ તો દિલમાં ધાસ્તી લાગી. જયસિંહે કહ્યું કે જોયું ? તમારા રાજાને કહો કે જો હું ધારું તો સત્વર તમારું માથું કાપી મંગાવી શકું છું. પરંતુ તમે પણ એક રાજા છો અને તમારું રાજ્ય દૂર છે, તેથી એવી ઇચ્છા રાખતો નથી. પરંતુ હવે પછી કંઈ અનિચ્છિત કાર્ય કરશો તો તેનો અન્જામ તમારે જરૂર જ અનુભવવો પડશે. એલચીએ આ સર્વ વાત પોતાના રાજાની આગળ કરી ત્યારે તે ડરી ગયો અને પછી ઇનામો તેમજ બક્ષિશો જયસિંહના ઉપર મોકલ્યાં. ખૂનરેઝી વગર સિદ્ધરાજની ઇચ્છા પાર પડી."[1]

સિદ્ધરાજ ખૂબસૂરત જુવાન હતો, ચતુર અને સ્વભાવે નરમ

૧. જામે ઉલ હિકાયાત-મોહમ્મદ ઔફી-હસ્તલિખિત, પૃ૦ ૪૪.

હતો, પરંતુ આબરૂનો બહુ ભૂખ્યો હતો. મુસલમાનોના હિંદ ઉપર હુમલા જારી રહ્યા તેથી સિદ્ધરાજને થયુ કે મુસલમાનો કદાચ આ બાજુ આવી ચડે, તેથી મુસલમાનો સાથે તેણે સારુ વર્તન રાખ્યું. અને તેના સદ્‌ભાગ્યે મુસલમાનોએ તે સમય દરમિયાન તરફ લક્ષ પણ ન આપ્યું. હિંદુ રાજાઓમા તે મોગલ સલ્તનતના ઔરંગઝેબની જેમ સોલંકી વંશનો ચમકદાર હીરો હતો. તેના સમયમાં સોલંકી વંશ ઉન્નતિના શિખરે પહોંચ્યો, અને તેના પછી કિસ્મતના ઝાડમાં પડતીના કીડા લાગવા શરૂ થયા.

**કુમારપાળ સોલંકીઃ**—ઇ. સ. ૧૧૪૩ થી ઈ. સ. ૧૧૭૪ (હિ. સ. ૫૩૮ થી હિ. સ. ૫૭૦). સિદ્ધરાજ જયસિંહ અપુત્ર હતો તેથી તેના કાકા ક્ષેમરાજના વંશજોમાંનો કુમારપાળ રાજા થયો. તેના બાપનું નામ ત્રિભુવનપાળ હતું, જે દેવપ્રસાદનો પુત્ર હતો, દેવપ્રસાદ ક્ષેમરાજનો પુત્ર હતો. કંઈ ખાનગી કારણોસર સિદ્ધરાજની ઇચ્છા ગાદી કુમારપાળને આપવાની ન હતી અને આ કારણથી વખતો-વખત તેણે તેને ગિરફ્તાર કરવાનો ઇરાદો કર્યો હતો; પરંતુ તે હાથમાં આવ્યો નહિ. કુમારપાળે માળવા આવી આશ્રય લીધો અને સિદ્ધરાજનું અવસાન થતાં ગુજરાત તરફ પાછો ફર્યો. તે પચાસ વર્ષની વયે પોતાના બનેવીની સહાયથી તખ્તનશીન થયો. ગાદીએ આવ્યા પહેલાં કુમારપાળને જૈન લોકો તરફથી સંપૂર્ણ મદદ મળતી હતી. અને આ જ કારણથી તેનું દિલ એ ધર્મ તરફ વધારે વલણ રાખતું હતું. આથી તેણે એવું પણ વચન આપ્યું હતુ કે તખ્ત હાસિલ કર્યા બાદ હું જૈન થઇ જઇશ. અને ઘણું કરીને આ જ સમયથી તમામ જૈનોએ તેને ગાદી અપાવવાને બનતી કોશિશ કરી હતી. કુમારપાળ વચનનો સાચો હતો હકૂમત મળતાં ખરેખર તે જૈન થયો અને જૈનની બાર વ્રતોનો સ્વીકાર કર્યો. કેટલાક સરદારોએ બળવો પણ કર્યો જે તેણે દબાવી દીધો અને બળવાખોરોની કતલ કરી, જેઓમાં તેનો પોતાનો બનેવી પણ શામેલ હતો. ઉદયપાળ નામનો એક સરદાર

હતો, તેનો બીજો પુત્ર બળવો કરી નાગોર ચાલ્યો ગયો અને રાજાને ઉશ્કેરી ગુજરાતમાં લાવ્યો. નાગોરના "આણુ" રાજાએ કુમારપાળ ઉપર ચડાઈ કરી, પરંતુ તે હારી ગયો અને કુમારપાળ જોડે પોતાની છોકરીને પરણાવી અને પુષ્કળ નજરાણું આપી સલાહ કરી. તેમાંથી ફારેગ થઈ કુમારપાળે માળવાના રાજા ઉપર ચડાઈ કરી અને તેને હરાવી શરણે આણ્યો. ત્યારપછી પોતાના એક સરદાર નામે બાહડ (કે વાગ્ભટ) જે ઉદયપાળ મંત્રીનો પુત્ર હતો, જે વજીર પણ હતો તેને કોંકણ ફતેહ કરવાને મોકલ્યો, પરંતુ એ સરદાર હારીને પાછો આવ્યો, તેથી કુમારપાળ પછે એક ફોજ લઈ ચડાઈ કરી અને જીત મેળવી કોંકણના રાજાની કતલ કરી, તેનું પાયતખ્ત લૂંટી પુષ્કળ માલ લઈ આવ્યો. કુમારપાળે જૈન લોકો માટે દહેરાં તેમજ અન્ય હિંદુઓ માટે શિવાલયો પુષ્કળ બધાવ્યાં. પારસનાથનું મંદિર તેણે જ બનાવ્યું હતું. તેણે સોમનાથના મંદિરની મરામત પણ કરાવી હતી; સોમેશ્વરનું તીર્થ એ વખત બંધાવ્યું. તે પંડિતોની બહુ કદર કરતો. તેના જ સમયમાં પાશુપતાચાર્યો માન પામ્યા હતા અને તેના જ વખતમાં હેમાચાર્યના જેવા પવિત્ર અને વિદ્વાન જૈનાચાર્ય સારો સમાદર પામ્યા હતા. હેમાચાર્યના અવસાનથી કુમારપાળને બહુ આઘાત થયો, કારણ કે તે તેના ગુરુ તેમજ સલાહકાર હતા કુમારપાળ ૮૦ વર્ષ જીવ્યો હતો અને તે ૩૦ વર્ષ રાજ્ય કરી આખરે લૂતાના રોગથી ઈ. સ. ૧૦૭૪ (હિ. સ. ૫૭૦) માં તેનો દેહાંત થયો. તેના સમયમાં બ્રાહ્મણો અને જૈનો વચ્ચે ઘણું ઘર્ષણ રહેતુ હતું. માંહોમાંહે એકબીજા સાથે લડતા હતા. મેવાડના રાજાની એક પુત્રી કુમારપાળ વેરે પરણી હતી. તે અણહીલવાડ જતી ન હતી; એ ડરથી કે કદાચ તેને બળજબરીથી જૈન બનાવવામાં આવે. તેના બાપે તેને દિલાસો આપી પોતાની જુમ્મેદારીએ તેને અણહીલવાડ મોકલી. બળજબરીથી તેને ત્યાં જૈન બનાવવામાં આવી. આ સાંભળી તેનો બાપ જયદેવ ચિતામાં પડી બળી ગયો અને તેની સાથે ખાનદાનના

કેટલાક વજીરો તેમજ બ્રાહ્મણો પણ બળી મર્યા. એક નાનો છોકરો બચી ગયો.[૧]

કુમારપાળ વિશે એમ કહેવામાં આવે છે કે એક વખત તે એક હાથી ઉપર સવાર થઈને પાટણના દરવાજાની બહાર આવ્યો તે વખતે એક ખૂબસૂરત ધોબણ શરીર ઉપર લાલ રંગની સાડી સજી કપડાં ધોવા જતી હતી. કુમારપાળ તેને જોઈને આશક થઈ ગયો અને તેની પછવાડે સવાર થયો, અને તેની સાથે સંભોગ કરવાની ઇચ્છા કરી, પરંતુ તરત જ એ પાછો ફર્યો અને પસ્તાઇ ચિતામાં બળી મરવાનો ઇરાદો કર્યો, જેથી તે પાપનું નિવારણ થાય. તેણે ચિતા તૈયાર કરવાનો હુકમ કર્યો અને ફરમાન મુજબ લાકડાંનો ઢગલો કરી આગ ચેતાવવામાં આવી. લોકોએ એ બાબતની પૂછપરછ કરી ત્યારે તેણે તેમને પરિસ્થિતિથી વાકેફ કર્યો બ્રાહ્મણ પંડિતોને બોલાવવામાં આવ્યા. તેમને ધાર્મિક અનુમતિ વિશે પૂછવામાં આવ્યું. ખરી વસ્તુસ્થિતિની માહિતી મેળવી તેમણે જવાબ આપ્યો કે "જરૂર ચિતામાં બળવું જોઈએ." આથી આગ બરાબર સળગી કે સત્વર કુમારપાળ દોડી આગમાં કૂદી પડ્યો. બ્રાહ્મણોએ તેને તુરત પકડી લીધો અને કહ્યું કે સજા પૂરી થઇ ગઈ. સવાલના જવાબમાં તેમણે કહ્યું કે બૂરા કામનો ઇરાદો આત્માએ કર્યો હતો તેથી સજા તેને થવી જોઈએ અને તે એવી રીતે મળી ગઈ કે તે સમયથી અત્યાર સુધી તમારા આત્માને ખરેખર વેદના રહી, પરંતુ તમારા બદને તો કોઈ પ્રકારનો ગુનો કર્યો ન હતો, (અર્થાત્ તમે તેને હાથ પણ લગાડ્યો ન હતો) તેથી બદનને શિક્ષા કરવાની કે બાળવાની કોઇપણ જાતની જરૂર નથી. કુમારપાળે આવી રીતે મોતથી બચી ઈશ્વરનો આભાર માન્યો.[૨] (બહુધા બ્રાહ્મણોને લાયકાત પ્રમાણે ખૂબ દાન આપ્યું હશે.)

---

૧. તારીખે ગુજરાત, પૃ૦ ૧૮૭, લાહોર

૨. જામિઉલ્ હિકાયાત, ઑરી હસ્તલિખિત ૯૩

કુમારપાળના ગુરુ હેમાચાર્ય ઈ. સ. ૧૦૮૯ (હિ. સ. ૪૭૨) માં જન્મ્યા હતા. તેની જન્મભૂમિ ધંધુકા હતી. જૈન સાધુ દેવચંદ્રે એમનાં શાણપણ અને ચાતુરી જોઈ પોતાની સાથે રાખ્યા. ૯ વર્ષની વયે દીક્ષા આપવામાં આવી અને ૨૧ વર્ષની ઉમર થતાં તે સુંદર છોકરો શિક્ષણથી ફારેગ થયો, અને પારંગત થઇ ગુરુનું કામ ઉપાડી લીધુ. તેમની ચાતુરી જોઈ સિદ્ધરાજ જયસિંહ પણ તેમની સલાહ લેતો. અને જૈન હોવા છતા તેમનો માનમર્તબો જાળવતો. તેનો સિદ્ધહૈમ સંસ્કૃત-પ્રાકૃત વ્યાકરણ ગ્રંથ મશહૂર છે. ઈ. સ. ૧૧૭૨ (હિ. સ. ૫૬૮)માં તેનુ અવસાન થયુ.

**અજયપાળ સોલંકી:**—ઈ. સ. ૧૧૭૪ થી ઈ. સ. ૧૧૭૭ (હિ. સ. ૫૭૦—હિ. સ. ૫૭૩) કુમારપાળ અપુત્ર હોવાથી તેનો ભત્રીજો અજયપાળ રાજા થયો. [૧] એ શિવમાર્ગી હતો અને ઘણો ધર્મચુસ્ત હતો. તેણે જૈનધર્મીઓ ઉપર કેર વર્તાવ્યો હતો. કપર્દી નામના જૈન વિદ્વાનને ઊકળતા પાણીમાં ફેંકાવ્યો. રામચંદ્ર નામનો એક જૈન વિદ્વાન સાધુ જેણે એકસો ગ્રંથ રચ્યા હતા તેને તપાવેલા તાંબાના પતરા પર બેસાડી મારી નાખ્યો. કુમારપાળનાં બંધાવેલાં ઘણાં મંદિરો તોડાવી પાડયાં. જૈનોના સરદારની કતલ કરી અને દરબારના ઉત્તમ અને મુત્સદ્દી સરદાર બાહડ (વાગ્ભટ)ને મારી નાખ્યો. આખરે વિજયદેવ નામના એક સિપાઈએ કટાર મારી તેનો પ્રાણ લીધો.

**મૂળરાજ બીજો**—ઇ. સ. ૧૧૭૭ થી ઇ. સ. ૧૧૭૯ (હિ. સ. ૫૭૩—હિ. સ. ૫૭૫) અજયપાળ પછી તેનો પુત્ર મૂળરાજ તખ્તનશીન થયો. તે બહુ નાનો હતો, તેથી તેની મા નાયિકાદેવી રાજ્ય ચલાવતી હતી; પરંતુ ખરો કર્તાહર્તા તેના કાકો ભીમદેવ હતો. [૨]

---

૧. તારીખે ગુજરાત, પૃ૦ ૧૮૫માં અજયપાળને ભત્રીજો એટલે કે કુમારપાળના ભાઇ મહીપાળનો પુત્ર એમ લખ્યુ છે.

૨. તારીખે ગુજરાતના કર્તાએ એ મૂળરાજનો ભાઇ હતો એમ લખ્યુ છે. જો આ વાત સત્ય હોય તો આ સગીર છોકરાને બદલે તે જ તખ્તનશીન થાત. એનો અર્થ એ કે સગો ભાઇ ન હતો; અથવા તો કાકો જ હતો.

માહમ્મદ સિહાબુદ્દીન ગોરીએ જ્યારે ગુજરાત ઉપર હુમલો કર્યો ત્યારે નાયિકાદેવી રણક્ષેત્રમાં મૂળરાજને ખોળામાં લઈ ફોજને હિંમત આપતી હતી અને તેમને ઉત્તેજી આખરે જીત મેળવી હતી. બે વર્ષ બાદ મૂળરાજ મરણ પામ્યો અને તેના પછી તેનો કાકો ગાદીએ આવ્યો. સંભવિત છે કે તે જ કાકાએ પોતાને માટે જગ્યા ખાલી કરવાને મૂળરાજનું નિકંદન કાઢયું હોય.

**ભીમદેવ બીજો**:—ઈ. સ. ૧૧૭૯—ઈ. સ. ૧૨૪૩ (હિ. સ. ૫૭૫—હિ. સ ૬૪૧). ભીમદેવ ભોળો અને મૂર્ખ હતો તેથી કેટલાક તેને "ભોળો ભીમ" પણ કહેતા. આબુના રાજા જેતસી પરમારને એક ખૂબસૂરત પુત્રી હતી. તે કન્યાના વિવાહ અજમેરના રાજા પૃથ્વીરાજ જોડે થયા હતા. ભીમદેવે તેની ખૂબસૂરતીનાં વખાણ સાંભળી માગું મોકલ્યું. જેતસીએ તેને તુરત જ અજમેર રવાના કરી દીધી. આથી ભીમદેવને ખોટું લાગ્યુ અને તેણે ફોજ લઈ અજમેર ઉપર ચડાઈ કરી. પૃથ્વીરાજનો બાપ સોમેશ્વર લડાઈમાં માર્યો ગયો, અને તેની ફોજ હારી ગઇ ફતેહ મેળવી ભીમદેવ ગુજરાતમાં પાછો

કામમાં તે નિરાશ થઈ પાછો આવ્યો. ઈ. સ. ૧૧૯૬ (હિ. સ. ૫૯૩)માં કુત્બુદ્દીને ગુજરાત ઉપર હુમલો કરી વેર વાળ્યું. ભીમદેવ ભીનાજનો બહુ તીખો હતો અને તેથી લોકો તેને સલાહ આપતાં ડરતા હતા. પરિણામ એ આવ્યું કે સારા દેશમાં અંધાધુંધી ફેલાઈ ગઈ. આથી ઈ. સ. ૧૨૨૨ (હિ. સ. ૬૨૬)માં તાબાના રાજાઓએ બળવો કર્યો, અને જયસિંહ સોલંકીએ તો રાજ સુધ્ધાં છીનવી લીધું. આખરે મહામુશીબતે તેણે બળવો શાંત કર્યો અને તેણે ખોયેલી સલ્તનત ઈ. સ. ૧૨૨૮ (હિ. સ. ૬૨૬)મા ફરીથી મેળવી. ભીમદેવે લાંબુ આયુષ ભોગવ્યું હતું અને ૨૩ વરસ રાજ્ય કર્યું હતુ, પરંતુ બધી ઉમર અશાંતિમાં ગુજરી હતી. ખરી વસ્તુસ્થિતિ એ છે કે પૃથ્વીરાજ અને કુત્બુદ્દીનના હુમલાએ આ સલ્તનતના તમામ ભાગો ઢીલા કરી દીધા હતા, આથી મુલકમાં જે ગેરવ્યવસ્થા ફેલાઈ તેને તે સુધારી શક્યો નહિ. આનો ફાયદો અમીરો અને હાકેમોએ લીધો, અને આસ્તે આસ્તે તેઓ સત્તાવાળા થયા. આખરે એ સલ્તનતનો અંત આવ્યો. ઈ. સ. ૧૨૪૩ ( હિ. સ. ૬૪૧ )માં ભીમદેવ મરણ પામ્યો.

**ત્રિભુવનપાળઃ**—ઇ. સ. ૧૨૪૩ ( હિ. સ. ૬૪૧ ). તેના પિતાની પછી તે ગાદીએ આવ્યો, પરંતુ મુલકમાં અંધાધુંધીને લઇને સંખ્યાબંધ રાજા સત્તા ઉપર આવી ગયા હતા. તેમાનો એક ધોળકાનો વાઘેલા વંશનો વીસળદેવ હતો. એ રાજા ગુજરાતનો માલિક થયો ત્યારે વાઘેલા ખાનદાને ગુજરાતના મોટા ભાગનો કબજો મેળવ્યો હતો, અને એનું રાજ્ય તાકતમાં પાટણના રાજ્ય કરતાં ચડી જતું હતું. આથી ઇ. સ. ૧૨૪૪ (હિ. સ. ૬૪૨)માં વીસળદેવ વાઘેલાએ તેને (અર્થાત્ ત્રિભુવનપાળને) ગાદી ઉપરથી ઉતારી દીધો અને પોતે માલિક થઈ બેઠો. તે સોલંકી ખાનદાનનો છેલ્લો રાજા હતો. આ ખાનદાનની અગિયાર વ્યક્તિઓએ લગભગ ૩૦૦ વરસ રાજ્ય કર્યું એક ઇતિહાસકાર તરીકે મારી પ્રામાણિક ફરજ છે કે જે સાચું હોય

તે જ લખવું. ભીમદેવ વિશે મારો ખ્યાલ છે કે તેણે મોટામાં મોટી એ ભૂલ કરી કે જ્યારે ગોરીના હુમલા શરૂ થયા અને હિંદુસ્તાનના મહાન રાજાઓ જેવા કે દિલ્હી, અજમેર, કનોજ, મારવાડ અને આબુએ સંયુક્ત થઈ તેમનો મુકાબલો કરવાની કોશિશ કરી ત્યારે તેણે સાફ સાફ ઇન્કાર કર્યો, કારણ કે ચૌહાણ અને સોલંકી વચ્ચે આપસમાં સખત અદાવત હતી. આબુના પરમાર રાજાએ ફાંફા મારવામાં કમી રાખી નહિ, એવા ઇરાદાથી કે કોઈપણ રીતે બંને સુલેહ કરી સંગઠનથી દુશ્મનનો સામનો કરે; પરંતુ ભીમ કોઈપણ રીતે રાજી થયો નહિ અને તેણે મગરૂરીથી જવાબ આપ્યો કે પહેલાં ચૌહાણોનો વિનાશ કરીશ તે પછી ગોરી સાથે પણ સમજીશ. તે પછીના બનાવોએ આ બેવકૂફી ભરેલા ખ્યાલનો રદિયો આપ્યો. અર્થાત્ પ્રથમ તો ભીમ સોલંકીએ આબુના પરમાર અને અજમેરના ચૌહાણોની તાકત તોડી; ત્યારપછી પૃથ્વીરાજ ચૌહાણે (દિલ્હી) સોલંકી રાજનો ચૂરેચૂરો કરી નાખ્યો અને ગોરીએ દિલ્હીના ચૌહાણોની અંતિમક્રિયા કરી. કનોજનો રાજા તદ્દન શાંત હૃદયથી આ સર્વ જોતો હતો અને મજાક કરતો રહ્યો. આ કુસંપ અને માંહોમાંહેની તકરારે દેશની સલ્તનતોનો અંત આણ્યો.

એક ઇતિહાસકાર તેમજ હિંદી તરીકે મારા દિલમાં અતિ દુઃખ થાય છે કે આ માંહોમાંહેના ટંટાથી લાખો રૂપિયાની દોલત હિંદની બહાર જતી રહી અને એ જ સબબને લઈને છેલ્લા યુગ સુધી હિંદ પાયમાલ અને કંગાળ થયા કર્યું છે. આજે સ્વરાજ્ય મળ્યું છે ને ટાંકણે હિંદુસ્તાનીઓ એ સમજે અને પોતાના વતનની પડતી અને ગરીબાઈ ઉપર થોડાં આંસુ વહાવે તો કેવું સારું!

## ગુજરાત અને સૌરાષ્ટ્રના સોલંકીઓનું વંશવૃક્ષ

ગુર્જર
(ઈ. સ. ૫૦૦ લગભગ)

સોલંકી
(ઇ. સ. ૬૦૦ લગભગ)

ભિન્નમાલના સોલંકી — કલ્યાણી સોલંકી
(ઈ. સ ૭૦૦ લગભગ)

ઉજ્જેનના સોલંકી
ઇ. સ. ૬૯૬ (હિ. સ. ૭૭)

વિજ્યી ભટાર્ક, વલ્લભીપુરનો
સ્થાપક

ભુવડ
(નામો અપ્રસિદ્ધ)

ભુવનાદિત્ય
ઈ. સ. ૯૨૦ (હિ. સ ૩૦૮)

રાજિ
ઈ. સ. ૯૩૫ (હિ. સ. ૩૨૪)

મૂળરાજ સોલંકી
ઈ. સ. ૯૪૨ (હિ. સ. ૩૩૧)

ચામુંડ
ઇ. સ. ૯૯૭ (હિ. સ. ૩૮૭)

દુર્લભસેન
ઈ.સ.૧૦૧૦ (હિ.સ.૪૦૧)

નાગરાજ

વલ્લભસેન
(કેટલાક મહિના)


ભીમ ૧લો
ઈ. સ. ૧૦૨૨ (હિ. સ. ૪૧૩)
ખેમરાજ—ક્ષેમરાજ
કર્ણ
ઈ. સ. ૧૦૭૨ (હિ. સ. ૪૬૫)
દેવપ્રસાદ
સિદ્ધરાજ
ઈ. સ. ૧૦૯૪ (હિ. સ. ૪૮૭)

નામાં વાઘેલા વંશ બળવાન થયો; એટલે સુધી કે અર્ણોરાજે ભીમદેવ બીજાને ઘણી વખતે કીમતી મદદ આપી હતી; આથી ભીમદેવે અર્ણોરાજના પુત્ર લવણપ્રસાદને પોતાનો વજીર બનાવ્યો; પરંતુ બંનેને જરાયે બન્યું નહિ અને કુસુંપ થયો; આથી લવણપ્રસાદે ધોળકા અને ધંધુકા વગેરે ઉપર કબજો કરી એક અલગ રાજ્ય સ્થાપ્યું અને તેનું મુખ્ય સ્થળ ધોળકા નક્કી કર્યું. લવણપ્રસાદના અવસાન પછી તેનો પુત્ર વીરધવળ બાહુ બળવાન ન કળ્યો. તેણે ગોધરા અને ખંભાત પર ફતેહ કરી પોતાના રાજ્યમાં જોડી દીધાં. ઈ. સ. ૧૨૪૨ (હિ. સ. ૬૪૦)માં તે મરણ પામ્યો. તેના બે પુત્રો હતા: વીરમદેવ અને વીસલદેવ. વીરમદેવ બાપથી નારાજ થઇ ગયો તેથી તેણે વીરમગામમાં વસવાટ કર્યો અને એ ગામને પોતાના પરથી નામ આપી તેને રોનકદાર બનાવ્યું. (બહુધા એ ગામનું અસલ નામ જુદું હશે). તેણે બાપના અવસાન પછી સલ્તનત હાસિલ કરવાની ખ્વાહિશ કરી, પરંતુ વીરધવળના વજીર વસ્તુપાળે તેની કતલ કરાવી અને તખ્ત વીસલદેવને હવાલે કર્યું. વસ્તુપાળ અને તેજપાળ અતિ હોશિયાર વાણિયા વજીર હતા. બંનેએ લોકકલ્યાણનાં પુષ્કળ કામો કર્યાં. તે જૈન હતા, તેથી પુષ્કળ જૈન મંદિરો બંધાવ્યાં. આબુ, ગિરનાર, અને શેત્રુંજા વગેરે પહાડો ઉપર સુંદર જૈન મંદિરો બનાવ્યાં. કેટલાંક સ્થળોએ તળાવ, કૂવા, વાવ બનાવી લોકોને રાહત આપી. તેમણે આવાં કામોમાં ખજાનામાંથી રૂપિયા છૂટે હાથે વાપર્યા.

**વીસલદેવ વાઘેલો:**—ઈ. સ. ૧૨૪૪–૧૨૬૪ (હિ. સ. ૬૪૨–હિ. સ. ૬૬૩). વીસલદેવ બાહુ હોશિયાર હતો. તેણે પ્રથમ એક ભયંકર દોસ્ત અર્થાત્ વસ્તુપાળ વજીરને બરતરફ કર્યો અને તેની જગ્યાએ વઝારતના હોદ્દા ઉપર એક બ્રાહ્મણને મૂક્યો જેનું નામ "નાગડ" હતું. વીસલદેવે પોતાના તમામ દુશ્મનોને તાબે કરી હરાવ્યા. કર્ણાટકના રાજાએ પોતાની પુત્રી માટે સ્વયંવર રચ્યો;

એ પણ ત્યાં ગયો. કર્મસન્જોગે એની ફતેહ થઇ, અર્થાત્ કુંવરીએ વીસલદેવના ગળામાં હાર નાખ્યો. રાજા ત્રિભુવનપાળ સોલંકી પાસેથી તેણે હકૂમત હાસિલ કરી હતી તેથી સાધારણ રીતે વાઘેલા વંશનો પહેલો ગાદ્યકર્તા એ જ મનાય છે તેણે તમામ પુરાણાં મંદિરોની મરામત કરાવી, ડભોઇનો કિલ્લો બંધાવ્યો અને તેની નજીક જ "કડક" નામનું તળાવ બંધાવ્યું. તે તૈયાર કરવામાં મુસલમાન ઇજનેરોએ પણ હિસ્સો લીધો હતો.

**અર્જુનદેવ વાઘેલો**—ઈ. સ. ૧૨૬૪-૧૨૭૫ (હિ. સ. ૬૬૩-હિ. સ ૬૭૪). પોતાના પિતાના અવસાન પછી તે રાજ્યનો માલિક થયો. સોમનાથના ઈ સ. ૧૨૬૨ (હિ સ ૬૬૩)ના શિલાલેખમા તેની ઘણી તારીફ લખવામા આવી છે. તેના જમાનામા મુસલમાન હાકેમો પણ હતા, જેમાના એકનું નામ હુરમુઝ (બહુધા ઈરાની મુસલામાન હશે) અને બીજાનુ નામ ખાજા ઇબ્રાહીમ નાખુદા હતુ. હુરમુઝે વેરાવળ પાટણમા એક મસ્જિદ પણ બંધાવી હતી. અને ઘણુ કરીને તે ત્યાનો જ એ હાકેમ હશે. અને હુ ધારુ છુ કે તે બંદરખાતાનો અધિકારી હશે. એ જ સમયે અમદાવાદ નજીક આવેલા અસારવામા મુસલમાન વેપારીઓએ એક મસ્જિદ બંધાવી જેનો શિલાલેખ હાલમા હઝરત પીર મોહમ્મદશાહની મસ્જિદમા મુખ્ય મિહરાબ ઉપર સાચવવા માટે લગાવવામા આવ્યો છે, તેમા હિ સ

ન્યાતે નાગર હતા. માધવની સ્ત્રી અતિ ખૂબસૂરત હતી. કરણ તેના ઉપર આશક થઇ ગયો. તેને મેળવવાની તેણે યુક્તિ રચી. માધવને ઘોડા ખરીદવા કાશ્મીર મોકલી દીધો અને કેશવને એક લડાઈમાં મોકલ્યો અને સ્ત્રીનો બળજબરીથી કબજો લીધો. કેશવ પાછો આવ્યો ત્યારે તેને પુષ્કળ ક્રોધ ચડયો અને લડી મરણ પામ્યો. માધવને જ્યારે ખબર થઇ ત્યારે તમામ ઘોડા અને અસબાબ સાથે તે સમયના ઉત્તર હિંદુસ્તાનના ઝબરદસ્ત પાદશાહ અલાઉદ્દીન ખલજી પાસે દિલ્હી પહોંચ્યો. તેણે અલાઉદ્દીનને ગુજરાત જીતવા માટે ઉશ્કેર્યો અને પોતાની મદદની ખાત્રી આપી, આથી અલાઉદ્દીન ખલજીએ એક સેનાપતિને એક ફોજ લઈ મોકલ્યો. કરણ ગુજરાત છોડી દક્ષિણમાં ચાલ્યો ગયો. તે દિવસથી ગુજરાત મુસલમાનોના કબજામાં આવ્યું. કરણ રાજા જે કરણ ઘેલો (મુર્ખ) પણ કહેવાય છે તે આ વંશનો છેલ્લો રાજા હતો; જે પછી આ મુલ્કમાં રજપૂતોની હકૂમત હંમેશ માટે ખતમ થઈ.

## વાઘેલા રાજાઓની વંશાવળી



અર્ણોરાજ — ઇ. સ. ૧૧૭૯ (હિ. સ. ૫૭૫) તાલુકદાર. ભીમદેવ બીજાની સમયની શરૂઆત.

|

લવણપ્રસાદ — ઈ. સ. ૧૧૯૫ (હિ. સ. ૫૯૨) રાજા. રાજધાની ધોળકા. બી. બી. ની શરૂઆત; મધ્યકાળ.

|

૧૨૩૩ ઇ સ.થીઈ.સ.૧૨૩૮ પર્યંત વીરધવળ — રાજા. રાજધાની ધોળકા. બી. બી. ની શરૂઆત; આખરી કાળ

|

- ઇ. સ. ૧૨૪૩ પર્યંત વીરમદેવ — મુખ્ય સ્થળ વીરમગામ
- વીસલદેવ — ઈ. સ. ૧૨૪૪ (હિ. સ. ૬૪૨) ગુજરાતના મહારાજા. રાજધાની અણહીલવાડ પાટણ.
  - |
  - અર્જુનદેવ — ઇ. સ. ૧૨૬૪ (હિ. સ. ૬૬૩) ગુ. મ. રા. અ. પાટણ ગિયાસુદ્દીન બલબનના સમયની શરૂઆત.
  - |
  - સારંગદેવ — ઇ.સ.૧૨૭૫ (હિ.સ.૬૭૪) ગુ.મ. રા.અ. પાટણ મુઇઝુદ્દીન કૈકોબાદ અને જલાલુદ્દીન ખલજી.
  - |
  - કરણદેવ — ઈ.સ.૧૨૯૭ (હિ.સ.૬૯૭) રાજધાની પાટણથી બાગલાણ. અલાઉદ્દીન ખલજીના સમયની શરૂઆત.

## અલાઉદ્દીન ખલજી, દિલ્હીના શાહેનશાહ

ઈ. સ. ૧૩૦૭ (હિ. સ. ૭૦૬)માં ખલજી સલ્તનતે સંપૂર્ણપણે ગુજરાતનો કબજો લીધો.

## પ્રકરણ બીજું

## મુસલમાનોનો સંબંધ

:૧:

**અરબસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે પુરાણા સમયનો સંબંધ**

**ગુજરાત** પ્રાંત કુદરતી રીતે એવી રીતે આવેલો છે કે પશ્ચિમ તરફ અરબી સમુદ્ર અને તેની સામે ઉમાન છે, તેની જમણી તરફ ઈરાનનો અખાત અને ડાબી બાજૂએ એડનનો અખાત છે, જેની સામે આફ્રિકા આવેલું છે. એડન યમનનું પુરાણું બંદર છે. હઝરમોત ગુજરાતની સામે જ આવેલુ છે, તેથી આ કુદરતી સહૂલતને લઈને માંહેમાંહે વેપારી સંબધ વધે એ એક કુદરતી વાત હતી, જે ઐતિહાસિક પુરાવાથીયે સંપૂર્ણ રીતે ખરી ઠરે છે. અરબસ્તાનમા ખાસ કરીને યમન અને હઝરમોત એવા પ્રદેશો છે કે તેમનો ગાઢ સંબંધ હિંદુસ્તાન (ગુજરાતના કિનારા) અને મલબાર સાથે રહ્યો છે. એ અરબોની આવજા દરિયાઇ માર્ગે થતી હતી અને એ લોકો ચતુર વહાણવટીઓ હતા; જેવા કે અદ્યાપિ પણ હઝરમોત અને એડનના લોકો વહાણ હાંકવામાં નિપુણ ગણાય છે. એ તો ખચીત વાત છે કે હિંદુસ્તાન સાથે કેટલાક અરબોનો સબધ રહ્યો છે. વળી એ દેશ ઉપર અરબ લોકોને એટલો બધો પ્રેમ હતો કે તેનું (હિંદનુ) નામ તેમણે ઈશ્ક અને આશકી વિષય રાખ્યો, એટલે સુધી કે હિંદના એક ખાસ હિસ્સા (બહુધા સિંધ હશે)ના લોકોને અરબોના વંશજો કહેતા હતા. શઉબિઆ જેઓ અરબોના દુશ્મનોમાં એક મશહૂર વર્ગ છે તે આ દાવા માટે પુષ્કળ હાંસી કરે છે. એક શાએર કહે છે, "ઓહ અરબ, તમે કહો છો કે હિંદુસ્તાનીઓ ખંદફ (એક અરબનું નામ)ના વંશજો છે અને તમારા અને બર્બરો[1] વચ્ચે સબધ છે."

---

૧. ઉત્તર આફ્રિકાની એક જંગલી કોમ

૨ તારીખે અરબે કદીમ પૃ૦ ૩૯–૪૦, પ્રેસ નવલકિશોર

અરબોનો એ પણ દાવો છે કે જીસસ ક્રાઈસ્ટ પહેલા તેઓએ સિંધ અને ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતુ, જેવો કે ઇલિયટ સાહેબના હિંદના ઇતિહાસમાં ઈ સ પૂર્વેની અરબોની સલ્તનતમા સિંધ વિશેનો ઉલ્લેખ મોજૂદ છે પરંતુ જયાસુધી આધાર તેમજ બીજી ખાતરીની સાબિતી ન મળે ત્યાસુધી તેના ઉપર આધાર રાખવો મુશ્કેલ છે કેટલાક અરબી અને સસ્કૃત શબ્દોની એમ્તા સ િત કરવામા આવી છે,[૨] અને દલીલ માટે અહીં વ ત ત

| અરબી | સસ્કૃત | અર્થ |
|---|---|---|
| સિતા | શીત | સરદી ઠડી |
| અરમ | આગમ (બગીચો) | આરામ |
| બીન | વન | સપાટ જમીન, જગલ |
| સરીર | શરીર માથ ન | આધારની જગ્યા ત્ન |
| દીનાર | દીનાર | સોનાના સિક્કા |
| શ | શ ક | શ ડા |

થઈ યુરોપ ચાલ્યો જતો; અથવા તો સિરિયાની સરહદથી મિસર અને એલેકઝાન્ડ્રિયા થઈ યુરોપ તરફ રવાના થઈ જતો. આ રસ્તો ગ્રીસના બત્લીમૂસના કબ્જામાં મિસર સુધી બરાબર આબાદ રહ્યો, પરંતુ વેપાર-સંરક્ષણને ખાતર બત્લીમૂસની સલ્તનતે મિસરથી હિંદ પર્યંત સમુદ્ર મારફત સીધો રસ્તો ઇખ્તિયાર કર્યો, કારણ કે જમીન-માર્ગ આ સમાઈ (અરબોની એક ટોળીનુ નામ) વેપારીઓને લીધે સુરક્ષિત રહ્યો. તે દિવસથી અરબ વેપારીઓનુ આવવાનુ ઓછુ થઈ ગયુ જેતુકે એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાની અગિયારમી આવૃત્તિમા (અરબ વિષય ઉપર) લેખક જણાવે છે કે અરબસ્તાનના નૈર્ઋત્ય ખૂણાની (હઝરમોત, યમનમા) બરકતનુ મુખ્ય કારણ તે સમયે એવુ હતુ કે મિસર અને હિંદુસ્તાન વચ્ચે વેપારનો માલ પ્રથમ સમુદ્રના રસ્તે અહીં આવતો હતો અને ત્યાર પછી જમીન-માર્ગે પશ્ચિમના કિનારા ઉપર જતો હતો, એ વેપાર હાલમા બધ થઈ ગયો, કારણ કે મિસરના બત્લીમૂસ બાદશાહોએ હિંદુસ્તાનથી એલેકઝાન્ડ્રિયા સુધી સીધો એક રસ્તો બનાવી લીધો.

યમામાનું પાયતખ્ત કરિયા, હઝરમોતનું બંદર, "કાના", મઈન અને એડન સમાઈ વેપારીઓના કેન્દ્ર હતાં આ અરબો નીચેની ચીજોનો વેપાર કરતા હતા :

(૧) ખાવાનો મસાલો, (૨) ખુશબોદાર ચીજો, (૩) સોનુ, (૪) જવાહિર, (૫) લોઢું, (૬) કાપડ, (૭) ચામડાં, (૮) ઘેટા, (૯) બકરા, (૧૦) ઘોડાનો સાજ વગેરે

ઈ. સ પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર અરબના જે વેપારીઓ મિસર જતા ઇતિહાસોમાં માલૂમ પડે છે તે ઘણે ભાગે એ ચીજોનો વેપાર કરતા હતા, જેમકે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ મા હઝરત દાઊદ, સબા (યમની અરબો)નુ સોનું માગતા હતા. ઇ. સ. પૂર્વે ૯૫૦મા સબાની રાણી હઝરત સુલેમાન પાસેથી જે ભેટ લાવી હતી તેમા

ખુશબોદાર ચીજો, સોનું અને જવાહિરાત હતાં. અશઅયા પેગમ્બરના સમયમાં (ઈ. સ. પૂર્વે ૭૦૦ વરસ) સનઆ (યમન)થી સિરિયા પોલાદ, તેઝપાત, અને મસાલો જતો હતો. જવાહિર, સોનું અને ખુશબોદાર ચીજો હારાન, કાના અને એડનના રસ્તે આવતી હતી. ઈ. સ. પૂર્વે ૭૦૦ થી ઈ. સ. પૂર્વે પહેલી સદી પર્યંત મિસરમાં ગ્રીક લોકોની હકૂમત હતી અને મિસર અને અરબસ્તાન વચ્ચે ઘણો જ ગાઢો સંબંધ હંમેશથી રહ્યો છે, આથી તેઓ અરબો અને ખાસ કરીને સબા કોમ વિશે સારી રીતે માહિતગાર છે. જેમકે ઈ. સ. પૂર્વે ૧૯૪ માં ગ્રીક ઇતિહાસકાર અરાટુસ્થેનિસ અરબ વિશે લખે છે કે "અરબસ્તાનના છેક છેડેની હદ ઉપર સમુદ્રની (હિંદી અને અરબી સમુદ્ર) બાજૂમાં સબાના લોકો છે તેનું પાયતખ્ત "મારબ" છે. આ ભાગ ઉત્તર મિસરના નીચેના હિસ્સા કરતાં મોટો છે. ઉનાળામાં વરસાદ પડે છે અને નદી વહેવા માડે છે, જે મેદાનો અને તળાવોને મળી સુકાઇ જાય છે. આ કારણથી જમીન એવી લીલીછમ અને ભેજવાળી તર થઈ જાય છે કે ત્યાં પાક સાલમાં બે વખત થાય છે. હઝરમોતથી સબા સુધીનો ૪૦ દિવસનો રસ્તો છે. સોદાગરો ૭૦ દિવસમાં મઇનથી "ઓલા" (શામ–સિરિયા) પહોંચે છે. હઝરમોત, મઈન અને સબાના મુલ્કો રળિયામણા છે. તે મહેલો અને શાહી ઈમારતોને લઇને સુંદર દેખાય છે"......(અંત પર્યંત.)

તે પછી પચાસ વર્ષે એક બીજો ગ્રીક તવારીખનવીસ અગાથર શીદિસ ઈ. સ. પૂર્વે ૧૪૫માં અરબસ્તાન વિશે નીચે પ્રમાણે લખે છે કે:—

"સબા નામના લોકો અરબસ્તાનમાં રહે છે, જ્યાં બેશુમાર સુંદર મેવો થાય છે. સમુદ્રને લાગેલી જમીનમાં બલસાન (એમાંથી તેલ નીકળે છે) અને ઘણાં ખૂબસૂરત ઝાડો ઊગે છે. તે દેખાવમાં અતિ રળિયામણાં હોય છે. દેશના અંદરના ભાગમાં ધૂપ, તજ અને ખારેક

વગેરેનાં અતિ ઊંચાં ઝાડોનાં ગાઢ જંગલો છે અને તે ઝાડોમાંથી અતિ મધુરી ખુશબો ફેલાય છે. ઝાડોની અસંખ્ય જાત હોવાને લીધે દરેકના નામ અને ખાસિયત આપવાં મુશ્કેલ છે. જે ખુશબો તેમાંથી ઊડે છે તે જન્નતની ખુશબોથી કમ નથી અને આની તારીફ શબ્દોમાં અદા કરી શકાય નહિ. જે લોકો આ જમીનથી દૂર કિનારા ઉપરથી પસાર થાય છે તે પણ જ્યારે કિનારા ઉપર પવન ફૂંકાય છે ત્યારે, એ ખુશબોથી આનંદિત થાય છે. આ મસાલાને ત્યાં કાપે છે અને તેનો ઢગલો ત્યાં જ કરે છે, પરંતુ તાજાં અને ખીલેલાં રહેતાં હોવાથી જે લોકો કિનારા ઉપરથી પસાર થાય છે તે જાણે કે અમૃતની મધુરતા અનુભવે છે; બલ્કે ઉપમા પણ ન્યૂન છે. સારી દુનિયામાં સબા લોકો સૌથી દોલતમંદ છે. સોનું ચાંદી પુષ્કળ પ્રમાણમાં હરેક દિશાએથી લાવવામાં આવે છે. દૂર હોવાના કારણથી તે મુલ્ક અજિત રહ્યો. આથી ખાસ કરીને એના પાયતખ્તમાં સોના ચંદીનાં વાસણો છે. તખ્ત તેમજ રવેશના થાંભલા સોનાથી ઢોળી દીધેલા હોય છે; સોનેરી અને રૂપેરી ચિત્રોથી ચણગારેલા હોય છે. મહેલ અને દરવાજા સોનુ અને જવાહિરથી મઢેલા હોય છે. આની જાતની નકશીમાં તેઓ કળા અને મહેનતનો ઉપ-

મારબમાં છે જે ઝાડોથી ચિકાર પહાડ ઉપર સ્ત્રીઓના જેવી નચિંત અને એશઆરામ જિંદગી ગુજારે છે. ફળોની રેલછેલને લઈને લોકો સુસ્ત આળસુ અને બેકાર થઈ ગયા છે; ખુશબોદાર ઝાડોનાં થડમાં પડી રહે છે. બળતણુ માટે તજ અને ખુશબોદાર લાકડાનો ઉપયોગ કરે છે. કેટલાક લોકોનો ધંધો ખેતીનો છે અને કેટલાક દેશી અને પરદેશી મસાલાનો ધંધો કરે છે. આ મસાલા સામેના એબિસિનિયાના કિનારાથી લાવવામાં આવે છે, જ્યાં સબાના લોકો ચામડાની હોડીમાં બેસી નદી પાર ચાલ્યા જાય છે. નજીકના લોકો પાસે સબા લોકો વેપારનો સામાન ખરીદે છે અને તે પોતાના પાડોશીને આપે છે; આવી રીતે તુરત તેઓ સિરિયા અને મોસલ પર્યંત પહોંચે છે."

અરબોની આ હાલતોનુ વર્ણન કરવામાં મારો હેતુ ફકત એટલો છે કે વાચકોને વિગતવાર ખબર પડી જાય. યમની અરબોની સબા કોમ એક ધંધાદારી કોમ હતી. તેમનો હિંદુસ્તાનના કિનારાથી માંડી એલેક્ઝાન્ડ્રિયા પર્યંતનાં બજારોનો એકહથ્થુ વેપાર હતો.[૧] મેં આ પહેલાં તારીખી પુરાવા સહિત બતાવી દીધુ છે કે અરબો કેટકેટલી ચીજોનો વેપાર કરતા હતા. હવે પ્રશ્નોત્પાદક બાબત એ છે કે આ ચીજો ક્યાંથી આવતી હતી. આનો જવાબ યુનાની, રોમ અને અરબસ્તાનના ઇતિહાસકારોએ આપ્યો છે કે આમાંની થોડીક ચીજો હિંદથી અને કેટલીક આફ્રિકાના કિનારાથી આવતી હતી અને બાકીની અરબસ્તાનમા પેદા થતી હતી; જેવુ કે ઉપર ગ્રીક ઇતિહાસકારોના બ્યાનમા જણાવવામાં આવ્યુ. અરબસ્તાનના ઇતિહાસકારોએ અને ખાસ કરીને હમદાનીએ તફસીલથી તે મુલ્કમાં પેદા થતાં છોડો અને ઝાડો વિશે લખ્યું છે. લોબાન અને કેશર વિશે તે લખે છે કે "અહીંથી દરેક ઠેકાણે એ જાય છે. ભિન્ન ભિન્ન જાતનાં ફૂલો અને વનસ્પતિ યમન અને નજ્દમાં

૧. વિગત માટે અર્દુલ કુરાન જોવું, સબા વિશેના બ્યાનમા.

ઊગે છે, અરબસ્તાનમાં સોનું અને હીરાની પુષ્કળ ખાણો હતી અને અદ્યાપિ પણ છે." હમદાનીએ હરેકનાં નામ ગણાવ્યાં છે તે સર્વ ખરાં છે, પરંતુ જે જમાનાની આપણે વાત કરીએ છીએ તે એક એવો સમય હતો જ્યારે સારી દુનિયામાં દેવપૂજા હતી, એ દેવતાઓ માટે મંદિરની મહાન ઇમારતો તૈયાર કરી પૂજાની સાથે લોબાનનો ધૂપ પણ થતો હતો અને ખુશબોદાર લાકડાં (દાખલા તરીકે અગર, સુખડ વગેરે) હંમેશાં બળતાં રહેતાં હતા. આ કારણથી હિંદુસ્તાનથી માંડી યુરોપ સુધી આ વસ્તુઓની ખપત હતી. પરંતુ અરબ વેપારીઓ જે દુનિયાની મોટી મોટી બજારોના માલિક હતા તેઓ દુનિયાની માગણી ફક્ત પોતાના ઘરથી પૂરી પાડી શકતા ન હતા, આથી કુદરતી રીતે તેમને એની તલાશ કરવી પડી, કે આ માગણી હવે ક્યાંથી પૂરી પાડી શકાય. આ કોશિશના પરિણામે હિંદુસ્તાન સાથે તેમના વેપારી સંબંધનાં મંડાણ મંડાયાં. ચામડ, જીન, ગલન્ગા (એક જાતનાં ખુશબોદાર પાદડાં), જાયફળ, હરડાંબેડાં, અલણુસનુ લાકડું, કાચબાની પીઠનું હાડકું, ચિનિકબાલા, મખમલ, જસત, લોબાન, નેતર, એબિયો, હાથીદાંત. જુદીજુદી જાતની વનસ્પતિમાંના રેસામાથી તૈયાર કરેલાં કપડાં,[૧] હળદર, લવીંગ, એલચી, કાળાં મરી, તજ, સોપારી, નાળિયેર, આમલી એ સર્વ એવી ચીજો છે જે ખાસ કરીને અરબ વેપારીઓ દક્ષિણ કિનારા અને હિંદના ટાપુઓમાંથી યમન લઈ જતા હતા. આ ઉપરના ઐતિહાસિક બ્યાન ઉપરાંત આજ પણ જીવતો જાગત દાખલો મોજૂદ છે કે આ ચીજો અહીંથી બહાર જતી હતી. આ ઉપરાંત એક મહાન સાબિતી એ પણ છે કે આ ચીજોનાં કેટલાંક નામો અરબી ઝબાનમાં સંસ્કૃતમાથી આવ્યાં છે. ઉદાહરણ તરીકે મુસ્ક (કસ્તૂરી), ફિલફિલ (પીપર), કાફૂર (કપૂર), ઝન્જબીલ (સૂંઠ), સંદલ (ચંદન), નારજીલ (નાળિયેર), કરનફૂલ (લવીંગ), જાયફળ વગેરે. આવી રીતે કેટલાંક નામો સાથે

૧. તદ્દમદુને અરબ, અનુવાદ બેલ્ગ્રામી

"હિંદી" શબ્દ મૂકી ઉપયોગ કરવામાં આવે છે તેથી આ બાબત જણાઈ આવે છે; જેવી કે ઉદ હિંદી, કુશ્ત હિંદી, તમર હિંદી. ઉત્તમ પોલાદનાં ઓજારો અને તરવાર હિંદુસ્તાનથી જ જતાં હતાં, તેથી અરબીમાં તરવારના વિશેષણ તરીકે "હિંદી" અને "મોહન્નદ" વાપરવામાં આવે છે. અને સિરોહી[1] આજ પણ એ માટે મશહૂર છે. એક શાએર કહે છે: 'દાહિર સાથેની લડાઈના દિવસના ઘોડા, ભાલા અને મોહમ્મદ બિનકાસિમ બિન મોહમ્મદ સાક્ષી છે કે મેં લશ્કરને હાર આપી અને હિંદી તરવાર ઉપર તેમના રાજાને રાખ્યો.'[2]

જો કે ઇતિહાસકાર હમદાની "સિફતો જઝીરતિલ્ અરબ"[3] નામની પોતાની કિતાબમાં અરબસ્તાનની સંખ્યાબંધ ખાણોનો ઉલ્લેખ કરે છે. ફક્ત યમામા અને નજદમાં સોનાની ૭ ખાણ તો બતાવે છે. સોના ઉપરાંત ચાંદી, તાંબું અને અકીકની પણ ખાણો બતાવવામાં આવી છે. સારી કિતાબમાં ૧૭ ખાણોનો ઉલ્લેખ છે. અને એ માનવામાં કંઈ પણ વાંધો નથી, પરંતુ ખપત-પ્રમાણ વધવાથી સોનું, ચાંદી અને અકીક હિંદુસ્તાનથી પણ ત્યાં જતાં હોય તો તેમાં કંઈ અજાયબ થવા જેવું નથી. જેમકે આજ પણ અકીક ખંભાતથી બહારના દેશોમાં પુષ્કળ જાય છે અને હિંદુસ્તાનમાં સોના ચાંદીની ખાણ હોવા છતાં અમેરિકા અને આફ્રિકાથી સોનું ચાંદી આવે છે. બહુ સંભવિત છે કે અશઅયા નબીના વખતમાં ઉમદા અત્તર, જવાહિર, સોનું જે યમનના એડન અને હઝરમોતના કાના બંદરથી સિરિયા જતાં જણાય છે તે હિંદુસ્તાનથી જ ગયાં હોય. જેવું કે ઇતહાસકાર જવઝિપસે પોતાની કિતાબમાં જણાવ્યું છે કે 'સોપારા અને જવઝિપસ રોરબ (ભરૂચ નજીક) બંદરથી હઝરત સુલેમાનના

---

૧. સિરોહી આબુની પાસેનું એક શહેર છે. ત્યાંની તલ્વાર અને કટાર બહુ મશહૂર છે

૨. બલાઝરી-ઝિકરે ફત્હે સિંધ.

૩. મત્બૂર કિતાબ પ્રે૦ લંડન, પૃ૦ ૧૫૪

સમયમાં વેપાર ચાલતો હતો. હાથીદાંત, વાંદરાં, મોર વગેરે પેલેસ્ટાઇન જતાં હતાં'[1] આવી રીતે કાપડનો વેપાર અરબ લોકોનો પ્રિય ધંધો હતો અને યમન તે માટેનું "કેન્દ્ર" હતું. યમનની ચાદરો ઇસ્લામ યુગ પર્યંત મશહૂર હતી, તેથી એ તો નિઃસંદેહ વાત છે કે ખુદ યમનમાં કાપડનાં કારખાનાં મોજૂદ હતાં. પરંતુ કાપડનાં કેટલાંક નામો અસલ હિંદી હોવાના કારણથી એમ કહેવાય છે કે હિંદુસ્તાનથી પણ કાપડ જતુ હતું. તેમાં મલમલ, છીંટ અને રૂમાલ ખાસ કરીને ઉલ્લેખ કરવા લાયક છે. જેને અરબીમાં કરકુસ (કપાસ અર્થાત્ રૂ), શીત (છીંટ) અને ફોતા (ટુવાલ) કહે છે કહેવાય છે કે મિસરના પીરામીડોમાં એ કેટલાક કપડાં હિંદુસ્તાનમા વણાયેલાં મળ્યાં છે. શું બંગાળાના જાદુગરો મિસરની મૂર્તિઓ પર પણ અસર કરતા હતા? ખુદ ભરૂચમાં પણ કાર્બિસ્ટ પહેલાં સુંદર કાપડ બનતુ હતું. આ ઈ. સ. પહેલી સદીના પહેલાંની હકીકત છે. ઈસ્વી પહેલી સદીમાં રોમના મશહૂર ઇતિહાસમાં પ્લીની એક જગ્યાએ ફરિયાદ કરતાં જણાવે છે[2] કે 'રોમની દોલત વાર્ષિક ૨૦ લાખ પૌંડ જેટલી, હિંદુસ્તાનનો માલ ખરીદવામાં જાય છે.' આ પછી સો વરસ બાદ એટલે કે ઇ. સ. ૨૦૦ માં બત્લીમૂસ જે મશહૂર ભૂગોળશાસ્ત્રી હતો તેણે અરબસ્તાન વિશે જે કંઈ સશોધન કર્યું તેમાં મોટે ભાગે અરબ વેપારીઓ કનેથી તેણે સાંભળેલું છે, કારણકે તે સમયે પણ એલેકઝાન્ડ્રિયા અરબ વેપારીઓનું કેન્દ્ર હતુ, જેના વેપારનું તેજી બજાર રોમનોની દરિયાઈ જહાઝોને લઈને જો કે ઠંડુ પડી ગયું હતુ તેમ છતાં તે નષ્ટ તો થયું ન જ હતુ. ત્રીજી સદીથી માંડી છઠ્ઠી સદી પર્યંત રોમનોને લઈને એટલી બધી રાજકીય ઊથલપાથલો શરૂ થઈ કે તેનાથી પરદેશી વેપારને સખત નુકસાન પહોંચ્યું, એટલું જ નહિ પરંતુ ખુદ અરબસ્તાનમાં સંપૂર્ણ સહીસલામતી ન રહી. અને આવી રીતે અરબોનો

૧. બૌદ્ધમતી હિંદ, પૃ૦ ૨૮, પ્રે૦ હૈદરાબાદ, દક્ષિણ
૨. રિસાલએ નિગાહ, પૃ૦ ૪, ઓકટોબર, ૧૯૨૪

વેપાર એકંદર અરબસ્તાનમાં જ મર્યાદિત થયો. અર્થાત્ અરબ વેપારીઓ યમનથી લઈ સિરિયામાં વેચાણ કરી પાછા ફરતા. અરબસ્તાનની કોમોમાં સબા પ્રજાનો વધુ પ્રમાણમાં વિનાશ થયો હતો. અલબત્ત હિમિયર ખાનદાને એનું રક્ષણ કર્યું હતું, પરંતુ તબાબિયા (એક કોમનું નામ)ના સમયમાં યમની અરબ વેપારીઓ રાજકીય બાબતોમાં બેહદ મશગૂલ રહ્યા અને રોમનોએ તેમનો રસ્તો બંધ કર્યો, તેથી રાજકીય અને ધાર્મિક કારભારના કારણે વેપાર વાણિજ્યમાં વધુ ઉન્નતિ થવા પામી નહિ, કારણ કે એક બાજૂ યહૂદી (યમનના લોકો) અને ઈસાઈ (એબિસિનિયા અને સિરિયાના લોકો)ની ધાર્મિક અથડામણ, અને બીજી બાજૂ સિરિયા, મિસર અને એબિસિનિયા ઉપર રોમનોના કબ્જાએ તમામ રસ્તા બંધ કરી દીધા; આથી મુલક પારનો વેપાર તો બંધ થયો, એટલુ જ

એમાં અરબોનું નામ કોઈ પણ જગ્યાએ આવતું નથી; તેને બદલે ગ્રીક અને ઈરાનીઓનું પુષ્કળ આવે છે; અને તેથી એમ ધારવામાં આવે છે કે અરબો સાથેના વેપારી સંબંધો સીધે રસ્તે હિંદના કિનારાથી કપાઈ ગયા હતા. પરંતુ હું એમ માનું છું કે યમનના લોકોના વિનાશ પછી, હિંદીઓએ યમનને બદલે ઉમાન સીધે રસ્તે જહાઝો મોકલવાનું શરૂ કર્યું. રાતા સમુદ્રની ખતરનાક સફર કરી સિરિયા અને મિસર જહાઝો લઈ જવા કરતાં હિંદીઓ માટે આ રસ્તો સહીસલામત હતો કે હિંદુસ્તાનના કિનારે કિનારે પોતાનાં જહાઝો ઉમાનના કિનારે જઈ ઉતારે; જેમકે તારીખે હિંદ (ગ્રંથકાર ઝકાઉલ્લાહ)માં આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એટલે હું ધારું છું કે ગુજરાતથી બે કાફલા જતા હતા : એક જમીનમાર્ગે ઈરાન થઈ યુરોપ જતો અથવા તો ફક્ત ઈરાન જઈ માલનું વેચાણ કરી પાછો આવી જતો અને ઈરાનવાળા તે માલ યુરોપ પહોંચાડતા; બીજો દરિયાઈ રસ્તો હતો, એટલે કે ગુજરાત સૌરાષ્ટ્રના કિનારે કિનારે ઉમાનના કિનારે પહોંચી માલ ઉતારવામાં આવતો, જ્યાંથી કુરૈશી (મક્કાના લોકો) અને બીજા વેપારીઓ માલ લઈ તમામ અરબ અને સિરિયામાં વેચતા હતા. મારા ધારવા મુજબ આ સ્થિતિ ઈસ્લામ ધર્મની શરૂઆત પર્યંત રહી.

: ૨ :

## હિંદમાં મુસલમાનોનું આગમન

આમ તો અરબસ્તાન અને હિંદુસ્તાન એ બેઉ દેશો વચ્ચેનો વેપાર-સંબંધ વરસોથી હતો, પરંતુ હિંદુસ્તાનમાં મુસલમાનોનું ખાસ આગમન હઝરત મોહમ્મદ (સલ૰)ના વખતથી શરૂ થયું. તોહફતુલ્-મુજાહિદીનના કહેણને સત્ય માનવામાં આવે તો ઈસ્લામનું નિમંત્રણ મલબારના રાજાને પેગમ્બરના સમયમાં જ પહોંચી ગયું હતું અને મલબાર તરફથી એક પ્રતિનિધિ મંડળ પહેલા ખલીફા અબુબક્ર

(રદી.)ના સમયમાં મદીના આવ્યુ હતુ, જેના આવ્યા બાદ મલબારના રાજાએ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો. તે પછી ઈ. સ. ૬૩૬ (હિ. સ. ૧૫)માં બીજા ખલીફા હઝરત ઉમર બિન અલખિતામે (રદી.) જ્યારે ઉસમાન બિનુલઆસી સકફીને બહરીન અને ઉમાનનો હાકેમ બનાવ્યો ત્યારે સકફીએ થાણા (મુંબઈ ઈલાકા) ઉપર ચડાઈ કરવાને એક ફોજ મોકલી,[1] જે લૂટનો માલ લઈ સહીસલામત પાછી આવી. આ ફોજનો સેનાપતિ ઉમાનના હાકેમનો ભાઈ હકમ બિનુલઆસ હતો.

૧. થાણા જિલ્લો હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારાના સમુદ્ર અને પહાડની વચ્ચેનો ભાગ છે. તેના બે વિભાગ છે: દક્ષિણના ભાગને મલબાર અને ઉત્તરના ભાગને કોકણ કહેવામા આવે છે. થાણામા રત્નાગિરિ અને કોલાબાના જિલ્લાઓ, સાવતવાડી, જંજીરાની રિયાસત, ગોવા અને મુબઈ શહેર આવેલા છે આ ઈલાકાની લબાઈ ૩૩૦ માઇલ અને પહોળાઇ ૩૫ થી ૫૦ જેટલી છે. થાણા શહેર મુબઇથી ૨૦ માઈલ દૂર સાલસેટ બેટ ઉપર આવેલુ છે અનુ-

હઝરત ઉમરની મનાઈ છતાં હકમ બિનુલઆસે ભરૂચ જેને અરબીમાં "બરૂસ" કહેવામાં આવે છે અને જે લાખ અને ગળીના વેપાર માટે મશહૂર પુરાણું બંદર હતુ તે ઉપર બીજી વાર ચડાઈ કરી અને પોતાના ભાઈ મુગીરા બિનુલઆમને દબુલ[1] પર હુમલો કરવાને રવાના કર્યો, જ્યા દુશ્મનો ઉપર તેમણે ફતેહ મેળવી.

હઝરત ઉસ્માન ખલીફા થયા ત્યારે તેમણે ઈરાકના હાકેમ અબ્દુલ્લાહ બિન આમિર બિન કુરેઝ ઉપર હિંદુસ્તાનની હાલતનો ખ્યાલ મેળવવાને માટે કોઈને મોકલવા લખ્યુ, તેથી તેણે હકીમ

ભાગોમા જાય છે અને "થાણેશિયા" કપડા ત્યાના મશહૂર છે (ભા૦ ૫ પૃ૦ ૭૧–૭૨ પ્રેસ મિસર) માર્કોપોલો લખે છે કે "અહીનો પાદશાહ આપખુદ છે અને અહીની ભાષા અલગ છે. (બહુધા કોકણી હશે) એ મુલ્કમા મસાલા વગેરેની પેદાશ નથી, પરંતુ ધૂપ અને ગૂગળ ત્યા પુષ્કળ પેદા થાય છે પરદેશી જહાજો અહી ચીજો લાવી વેચે છે અને અહીથી પોતાના દેશમા બીજી ચીજો લઇ જાય છે સોદાગરો અહીથી સોનું, ચાદી, ત્રાંબું, રૂ અને બીજી વસ્તુઓ લઈ જાય છે અહીના હાકેમના હુકમથી સોદાગરોના જહાજો લૂંટવામા અવતા. હરેક જાતનો માલ પોતે લઈ રાજાને ઘોડા આપી દેવામા આવતા. ઘણુ કરીને આ જ કારણથી મુબારક ખલજીએ તેને પોતાના તાબામા લઈ લીધું, જેથી કરીને સોદાગરો સુરક્ષિત રહે.

૧. 'દયબુલ'—એ અસલ 'દેવલ' ઉપરથી થયેલુ અરબી રૂપ છે. ત્યા એક મશહૂર દેવળ હતુ તે ઉપરથી તે શહેર 'દેવલ' નામથી ઓળખાયુ છે એ સિંધનુ પુરાણું બંદર હતુ તે લાબો સમય પર્યંત પાયતખ્ત રહ્યું હતુ તે લાહરી બંદરથી ફક્ત પાચ માઈલના અંતરે આવેલુ હતું. ફરિશ્તા અને અબુલફઝલે દેવલ અને ઠઠ્ઠાને એક જ શહેર ગણ્યા છે, પરંતુ એ તેમની ભૂલ છે. ઠઠ્ઠા પુરાણું શહેર નથી, એ અલાઉદ્દીન ખલજીના જમાનામા વસ્યુ હતું. ઇબ્ન બતૂતાએ અમીર અલાઉલ્ મુલ્કની સાથે જે ખંડિયેરો સિંધમા જોયા હતા તે જનરલ કનિંઅહામના સંશોધન પ્રમાણે એ જ 'દેવલ'ના હતા લાહરી બંદરની આબાદીએ એને તોડી નાખ્યું. તે ૬૨° ૩૧" રેખાશ અને ૨૪° ૨૦" અક્ષાંશ ઉપર આવેલું છે.

(હાસિયા–ઇબ્ન બતૂતા–રિફાહે આમ પ્રેસ, લાહોર)

બિન જબ્બલ અબ્દીને રવાના કર્યો. જ્યારે તે પાછો ફર્યો ત્યારે હઝરત ઉસ્માનની પાસે તેને મોકલ્યો. ઈબ્ન જબ્બલઆએ સિંધ જેવી હિંદની સ્થિતિ ધારી લઈ એવી રીતે વર્ણન કર્યું કે હઝરત ઉસ્માન પોતાની ખિલાફત દરમિયાન તે તરફ ધ્યાન ન આપે. ઈ. સ. ૬૦૯ (હિ. સ. ૩૯)માં ચોથા ખલીફા, હઝરત અલીએ હારિસ બિન મરરૂલ અબ્દીને અહીં આવવાની પરવાનગી આપી. તેણે ઘણી લડાઈમાં વિજય મેળવ્યો અને અંતે ઈ. સ. ૬૬૨ (હિ. સ. ૪૨)માં તે માર્યો ગયો. ત્યારપછી ઇ. સ ૬૬૪ (હિ. સ. ૪૪)માં અમીર મુઆવિયાના જમાનામાં મોહલ્લબ બિન અબી સુફરાએ સતત હુમલામાં કામિયાબી હાસિલ કરી. ત્યારપછી લાગલાગટ હાકેમો આવવા માંડ્યા જેમના કબજામાં હિંદ અને સિંધના સરહદના ભાગો પણ હતા. વારંવાર તેઓ દેશના અસલ વતનીઓ ઉપર હુમલા કરતા રહ્યા, તેમાં કેટલીક વખત વિજયી થતા અને કેટલીક વખત પરાજય પામતા. મારી ધારણા મુજબ તેમનાં સ્થિતિ અને દરજ્જો હાલમાં પેશાવરના ચીફ કમિશ્નરના સરહદી ઈલાકાના જેવાં હતાં. મોહલ્લબ પછી એક એક જે અમલદારો આવ્યા તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ

(૧) અબ્દુલ્લાહ બિન સવારિલ અબ્દી, (૨) રાશિદ બિન અમરિલજદીદીલઅઝદી, (૩) સિનાન બિન સલમા હઝલી, (૪) ઝયાદ અબ્દી, (૫) ઉબૈદુલ્લાહ બાહેલી, (૬) સઈદ કલાબી, (૭) મુજાઆ તયમી, (૮) મોહમ્મદ નમરી, (૯) ઉબયદુલ્લાહ બિન ન ભાન.[૧]

ઇ. સ. ૭૦૫ ( હિ. સ. ૮૬ )માં વલીદ બિન અબ્દુલમલેક ખિલાફતના તખ્ત ઉપર બિરાજ્યો ત્યારે હજ્જાજ બિન યૂસુફ ઈરાક-નો હાકેમ હતો, જેના હાથ નીચે બલુચિસ્તાન, મકરાણ, અને સિંધના સરહદી ઈલાકા હતા. વલીદ બિન અબ્દુલમલેક જ તમામ ખલીફાઓમાં એવો હતો કે જેના હાથ નીચે એશિયા, યુરોપ, અને આફ્રિકાનો મોટો ભાગ હતો. મૂળ અરબ નસલના ખલીફાઓમાં એમના જેવો શાનદાર અને એના જેટલા તાબાના દેશોનો માલિક ત્યાર પછી કોઈ થયો નહિ. એવા પાદશાહો સાથે કુદરતી રીતે સબંધ બાંધવાની દુનિયાના હરેક પાદશાહની મરજી હતી. રાજકીય અને નૈતિક રીતે સુલેહ સંપ રાખવાની મહત્ત્વાકાંક્ષા હરેક પાદશાહ પોતાના ફાયદા માટે સેવે છે. આ જ સ્થિતિ વલીદની પણ હતી.

એશિયા, યુરોપ, આફ્રિકાથી, ટૂંકમાં હરેક દિશાએથી એલચી દરબારમાં આવતા હતા અને પોતપોતાના પાદશાહો તરફથી વિશ્વાસ જાહેર કરતા હતા. લંકાનો[1] રાજા પણ એઓમાનો એક હતો અને ખિલાફતના દરબાર સાથે રાજકીય અને નૈતિક રીતે શુદ્ધ ભાવનાની વૃદ્ધિ કરવા ચાહતો હતો, તેથી સંજોગો અનુસાર તેને મોકો મળી ગયો

તે સમયે અરબો પણ પોતાનાં રણોમાંથી બહાર આવી રણ-વાસને છેલ્લી સલામી આપતા હતા અને દુનિયાના હરેક ખૂણામાં ફેલાઈ જઈ જુદાં જુદાં કાર્યોમાં મશગૂલ થતા હતા. એ જ અરબોમાં કેટલાક એવા મુસલમાન હતા જેઓ લંકામાં વેપાર અર્થે આવ્યા હતા અને જેમની સાથે તેમનાં છૈયાં છોકરાં પણ હતાં. આ આરબોનુ અવસાન થતાં લંકાના રાજાએ તેમનાં કુટુંબને ખાસ વ્યવસ્થા કરી ખિલાફત-ના દરબારમાં મોકલી આપ્યાં અને તે માટે હજ્જાજનો વગવલો મેળવવા પ્રયત્ન કર્યો; આથી હજ્જાજ માટે કેટલાંક વહાણો ઈનામ બક્ષીસોથી ભરેલાં મોકલ્યાં તે ઇરાકના મુખ્ય બંદર બસરા તરફ જતાં હતાં. ત્યાંના હાકેમનું નામ હજ્જાજ બિન યૂસુફ સકફી હતુ. તે જહાજો દયબુલ ( દેવલ ) નજીક પહોચ્યાં ત્યારે દેવલનાં લોકોએ

તે લૂંટી લીધાં. તે વખતે બની યરબૂઅ કબીલાની એક સ્ત્રીએ હજ્જાજના નામથી મદદ માગી. આ ખબર હજ્જાજને પહોંચી, હજ્જાજે સત્વર એક પત્ર સિંધના રાજા દાહેર ઉપર લખી દરખાસ્ત કરી કે જે સ્ત્રીઓને ગિરફતાર કરવામાં આવી છે તેમને છૂટી કરવી જોઈએ તેમજ તેમના માલ અને અસ્બાબ પાછા સોંપવા જોઈએ. રાજાએ જવાબ આપ્યો કે એ કામ ડાકુએ કર્યું છે અને આવા લુટારુને મારાથી પહોંચી વળાય એમ નથી. તે ઉપરાંત અરબ ગુનેગારો ખલીફા હજ્જાજથી બચવાને સિંધ નાસી આવ્યા હતા. અર્થાત્ ગુનેગારો માટે સિંધ આશ્રય-સ્થાન બન્યું હતું; જેવોકે મોહમ્મદ અ'લાફીનો બનાવ મશહૂર છે. ત્યારપછી હજ્જાજે સિંધના સરહદ-હાકેમ અબ્દુલ્લાહને લખ્યુ કે દેવલનો દરિયાઈ રસ્તો મુસલમાનો માટે ભયભરેલો છે, તેથી કેટલીક ફોજ લઈ એ રસ્તાને સહી-સલામત બનાવો. કમભાગ્યે મુલ્કના લોકોએ સખત મુકાબલો કર્યો અને અબ્દુલ્લાહ માર્યો ગયો. આથી બુદૈલ [1]બજલીને હજ્જાજે મોકલ્યો તે ઘોડો ભડકવાથી પડી મરણ પામ્યો અને આ કામ અપૂર્ણ રહ્યું. બને વખતે ચાર હજારથી વધુની ફોજ ન હતી. આ ઉપરથી એમ જણાય છે કે શરૂઆતમાં સિંધ ફતેહ કરવાની ઇચ્છા ન હતી; ફક્ત શિક્ષા કરવાને ફોજ મોકલવામાં આવી હતી; પરંતુ હજ્જાજ એવો ન હતો કે એક કામ કરવાની ઇચ્છા કરી પછીથી અપૂર્ણ છોડી દે. એ અતિ બળવાન અને મહત્વાકાંક્ષી હતો. બે વખતની નિષ્ફળતાથી એને ખાતરી થઈ કે એ કંઈ સાધારણ સરહદી બનાવ નથી કે જે ચેતવણી આપતી ફોજથી ખતમ થાય.

૧. બલાઝરીએ લંકાનું નામ જઝીરતુલ યાકૂત લખ્યું છે. અને એ નામ પાડવાના કારણ માટે લખ્યું છે કે ત્યાની સ્ત્રીઓ અતિ ખૂબસૂરત છે તેથી જ એને જઝીરતુલ્ યાકૂત (માણેકનો બેટ) કહેવામાં આવે છે. હું ધારું છુ કે આ તે પ્રમાણે નથી, પરંતુ ત્યા યાકૂત (માણેક) પુષ્કળ નીકળતા હતા, તેથી એ નામ પડયું હતુ.

આથી તેણે કાળજીપૂર્વક એ તરફ લક્ષ આપ્યું અને સિંધ જીતવાનો મક્કમ નિશ્ચય કર્યો.[૧] હજ્જાજે આ કામ માટે પોતાના તમામ અમલદારોમાંથી મોહમ્મદ બિન કાસિમ સકફીની પસંદગી કરી. વયમાં તે ઘણો નાનો એટલે કે ફક્ત ૧૭ વર્ષનો હતો. આ કામ માટે હજ્જાજને એટલી બધી લાગણી હતી કે સાધન સામગ્રીમાં ફોજ માટે સોય દોરો ઉપરાંત રૂમાં સુકવી સરકો પણ રાખ્યો હતો. મોહમ્મદ બીન કાસિમ શીરાઝ થઈ ઇ. સ. ૭૧૧ ( હિ. સ. ૯૩ ) માં શુક્રવારને દિવસે દેવલ (સિંધ) પહોંચ્યો અને તમામ સામાન લડાયક હથિયારો સહિત ત્યાં પહોંચાડ્યો. જ્યારે બંનેનો મેળાપ થયો ત્યારે સિંધ ઉપર લાગલગટ હુમલા શરૂ કર્યા અને એક પછી એક તમામ સિંધ, એટલું જ નહિ પરંતુ કાશ્મીરની સરહદ પર્યંતનો મુલ્ક વિજેતાના હાથમાં આવી ગયો. અને દાહિરના વજીરની મારફત વહાણોમાંથી ગિરફતાર થયેલાં સ્ત્રી બાળકો પાછાં મળ્યાં. મોહમ્મદ કાસિમ ઇ. સ. ૭૧૪ (હિ. સ. ૯૬)માં સુલેમાન ખલીફાના હુકમથી બરતરફ થઈ પાછો ગયો.

## મોહમ્મદ કાસિમની હકીકત

બલાઝરી ફ્તેહેસિંધના હેવાલ પ્રમાણે મેં સિંધની ફતેહના તમામ બનાવો ઉપર એ કારણથી વર્ણવ્યા કે ત્યાંના હાકેમોએ વારંવાર ગુજરાત ઉપર ચડાઇ કરી હતી અને મોહમ્મદ ગઝનવી પહેલાં ગુજરાત અરબોએ જીતી લીધું હતું, પરંતુ તેઓ પગ બાંધી રહી શકયા ન હતા. મોહમ્મદ બિન કાસિમે જીતેલા મુલ્કોની સીમા આ છે : દક્ષિણમાં કચ્છનું રણ; ઉત્તરમાં મુલતાન, રાવી, કાશ્મીરની સરહદ; પશ્ચિમમાં કરાંચી અને પૂર્વમાં રજપુતાના. મોહમ્મદ બિન કાસિમના મરણ વિશે હિંદુસ્તાનની તારીખોમાંથી વિચિત્ર ઘટના મળે છે, જેનું કંઈ

૧. આ તમામ બનાવો અરબોની વિશ્વાસપાત્ર કિતાબ 'તારીખે બલાઝરી'-માથી લેવામાં આવ્યા છે.

પગ માથું નથી. રાજા દાહિરની પુત્રીઓને લોંડી તરીકે ખલીફાને ત્યાં મોકલવામાં આવી હતી કે નહિ એ બાબત સંશોધન કરવા લાયક છે. બીજું એ કે જે લોકો ઇસ્લામની તારીખોથી વાકેફ છે તેઓ સારી રીતે જાણે છે કે ખલીફા સુલેમાનને હજ્જાજ બિન યૂસુફ, આફ્રિકાના હાકેમ મુસા અને તુર્કસ્તાનના હાકેમ કુતય્બા બિન મુસ્લિમ સાથે કયા કારણથી અદાવત હતી. હું માનું છું કે આ મોકા ઉપર ટૂંકમાં વાચકો માટે સાચી બાબતો લખું. ખરી વસ્તુ-સ્થિતિ એ છે કે સામાન્ય ફારસી ઇતિહાસકારોએ પરભાષાઓથી દૂર રહી કેટલીયે જગ્યાએ અસત્ય બનાવોના ઉલ્લેખો કર્યા છે. મોહમ્મદ બિન કાસિમનો બનાવ પણ આમાનો એક છે; જેવો કે આમ ફારસી ઇતિહાસો જેવા કે ચચનામા, ફરિશ્તા, માસૂમી, તબકાતે અકબરી, ઝુબ્દતુત્તવારીખ, મેયરૂલમુતઅખ્ખરીન વગેરેના કર્તાઓએ કોઇ પણ ઇતિહાસના આધાર વગર પોતપોતાની કિતાબોમાં આ બનાવનો ઉલ્લેખ કર્યો છે. ત્યારપછી એ તારીખોમાંથી અંગ્રેજી, હિંદી, ગુજ-રાતી, મરાઠી અને સિંધી ભાષાઓમાં જે ઇતિહાસો લખવામાં આવ્યા છે તેમાં પણ તેમનો પડઘો જ છે. આથી આ ભાષાઓના લોકો ઉપર એ બનાવ વાંચી બહુ અસર થઇ જતી હોય એમ લાગે છે. પ્રથમ હું ફારસી ઇતિહાસકારોએ લખેલા બનાવનું વર્ણન કરું છું. રાજા દાહિરના માર્યા ગયા તેમજ બ્રહ્મનાબાદનો કિલ્લો જિતાયા બાદ લૂંટના માલ તરીકે દાહિરની બે પુત્રી વિજેતાના હાથમાં ગઈ. તેમની ખૂબસૂરતી જોઈ મોહમ્મદ બિન કાસિમે તેમને ખલીફાની પાસે મોકલવાનું ઉચિત સમજી હજ્જાજ મારફત રવાના કરી દીધી. ખલીફા પાસે પહોંચી ત્યારે તેમણે કહ્યું હવે અમો ખલીફાને લાયક નથી, કારણ કે મોહમ્મદ બિન કાસિમ પહેલેથી જ ખૂબસૂરતીના બાગની બહાર લૂંટી ચૂક્યો છે. આથી ખલીફાએ ગુસ્સામાં આવી સત્વર એક ફરમાન બહાર પાડ્યું કે મોહમ્મદ બિન કાસિમને જ્યાં હોય ત્યાંથી બળદના ચામડામાં શીવી ખલીફા પાસે હાજર કરવો.

આ હુકમ મોહમ્મદ બિન કાસિમને પહોંચ્યો ત્યારે કંઈ પણ ઢીલ કર્યા સિવાય હુકમનો અમલ થયો. ત્રણ દિવસ પછી તે આ દુનિયા છોડી ગયો. આ લાશ ખલીફાને પહોંચી ત્યારે તેણે તે દાહિરની પુત્રીઓને બતાવી. તેઓ પણ તે જોઈ અતિ ખુશ થઈ; પરંતુ સાથે સાથે ખલીફાને પણ કેટલીક નસીહતો આપી કે ખલીફાએ કોઈ પણ કામ સાચી સમજીને કરવું જોઈએ, અને દોસ્ત દુશ્મન તેમજ સત્ય અને અસત્ય તરફ પણ ધ્યાન આપવું જોઈએ. હકીકત તો એ છે કે મોહમ્મદ કાસિમ બેકસૂર હતો. તેણે તો અમને હાથ સુધ્ધાંતથી પણ સ્પર્શ કર્યો નથી, પરંતુ આ કામ અમોએ ફક્ત વેરને લઈને કર્યું છે, કારણ કે તેણે અમારું ખાનદાન અને અમારા મુલકનો વિનાશ કરેલ છે. ખલીફાએ નારાજ થઇ છોકરીઓની કતલ કરી.

આ બનાવ કોઈ કે વિગતવાર અને કોઈ કે ટૂંકમાં લખ્યો છે, પરંતુ એમાં સત્યનો બિલકુલ અભાવ છે. આ બનાવ પ્રથમ તો "ચચ-નામા"માં વર્ણવવામાં આવેલો છે. અસલ એ કિતાબ અરબી ઝબાનમાં હતી. સુલતાન નાસિરુદ્દીન કબાચાના જમાનામાં એ ફારસી સ્વરૂપમાં બહાર પડી. અનુવાદક જણાવે છે કે એ કિતાબ એક અરબી ખાનદાનના એક અગ્રગણ્ય શખ્સ તરફથી મળી છે, જેના બાપદાદાઓમાંથી કોઇએ તે રચી છે. પરંતુ જે વંશાવળી આપવામાં આવી છે તેમાંથી હરેકનો સમય ૨૫ વરસનો આપ્યાથી પણ ૨૨૫ વરસ થાય છે. એનો અર્થ એ થાય છે કે આ કિતાબ અવસાનના બનાવ પછી પણ ત્રણસો વરસે લખવામાં આવી છે. તેના મુકાબલામાં ત્રીજી અને ચોથી સદીના એવા ઘણા આધારયુક્ત ઇતિહાસકારોની કિતાબો મળે છે જેમનો દરજ્જો ઘણો ઊંચો હતો અને દરબારી અને સરકારી સંબંધોને લઇને તમામ ઐતિહાસિક આધારો તેમની સામે મોજૂદ હતા. વિશ્વાસપાત્ર રાવીઓનાં બયાનો તેમનું સમર્થન કરે છે. તેથી એવા આધારયુક્ત અરબી ઇતિહાસોમાંથી જાણવા જેવી બાબતો મેળવવાની આપણી ફરજ છે.

ખરી વાત એ છે કે ખલીફા વલીદ બિન અબ્દુલ મલેકે પોતાના છેવટના જમાનામાં પોતાના પછી તેના ભાઈ સુલેમાન બિન અબ્દુલ મલેકને બદલે તેના પુત્ર અબ્દુલ અઝીઝને રાજ્યનો હકદાર બનાવવાની કોશિશ કરી આ માટે એક કાવતરું રચવામાં આવ્યું, તેમાં રાજ્યના મોટા મોટા હાકેમોએ પણ ભાગ ભજવ્યો હતો ટૂંકમાં તેઓમાં હજ્જાજ બિન યૂસુફ અને કુતય્બા બિન મુસ્લિમ વગેરે પણ હતા જેમકે આધારયુક્ત અને મશહૂર અરબી ઇતિહાસ તારીખે તબરી (ભા૦ ૮, પૃ૦ ૨૮૩)માં જણાવવામાં આવ્યું છે કે "વલીદ બિન અબ્દુલ મલેકે પોતાના ભાઈ સુલેમાનને બદલે પોતાના પુત્ર અબ્દુલ અઝીઝને રાજ્યવારસ બનાવવાની ઇચ્છા કરી આ કાવતરાને કેટલાક અમલદારો અને કવિઓએ પણ ફેલાવ્યું તે વખતે હજ્જાજ બિન યૂસુફ અને કુતય્બા રાજ્યના હક્ક ઉપરથી સુલેમાનની બરતરફી બાબતમાં વલીદ સાથે સોગંદથી જોડાયા અબૂ આસિમ ઝિયાદીએ હવાલા ઉપરથી નકલ કરી જણાવ્યું છે કે અમે લોકો હિંદમાં મોહમ્મદ બિન કાસિમ સાથે હતા ત્યારે ખુદાએ દાહિરની કતલ કરી અને હજ્જાજ તરફથી અમારા ઉપર એક પત્ર આવ્યો કે સુલેમાનને બરતરફ કરો"

આ કાવતરું પરિપક્વ થતાં પહેલાં જ હજ્જાજનું અવસાન થયું, સાત મહિના બાદ ખલીફા વલીદે પણ બીજી દુનિયા તરફ પ્રયાણ કર્યું અને સુલેમાન ખલીફા થયો

બનાઝરી (પૃ૦ ૪૨૮) લખે છે કે —

કુતય્બા, સુલેમાન બિન અબ્દુલ મલેકથી ગભરાતો હતો, કારણ કે તેણે અબ્દુલ અઝીઝ બિન વલીદની રાજ્યવારસ તરીકેની નિમણૂકમાં કોશિશ કરી હતી '

મારા ઉપરના ઉલ્લેખ ઉપરથી માલૂમ પડ્યું હશે કે કુતય્બા, હજ્જાજ અને તેણે પાળી પોષી મોટા કરેલો મોહમ્મદ બિન કાસિમ વગેરે તમામે આ કાવતરામાં હિસ્સો લીધો હતો એ જ કારણથી

સુલેમાને તખ્ત ઉપર બિરાજમાન થતાની સાથે તેમને બરતરફ અને કેદ કરવાનો હુકમ કર્યો હજ્જાજના મરણ પછી તેની જગ્યા ઇરાકના હાકેમ સાલિહ બિન અબ્દુર રેહમાને લીધી હતી એનાજ ભાઈ આદમને હજ્જાજે ખારેજી હોવાના શક ઉપરથી મારી નાખ્યો હતો, આથી કુદરતી રીતેજ તેને હજ્જાજના ખાનદાન ઉપર તિરસ્કાર હતો તેણે સિંધની હકૂમત યઝીદ બિન અબી કબ્શાને સુપ્રત કરી મોહમ્મદ બિન કાસિમને પગમા બેડી સાથે ઇરાક લાવવામા આવ્યો અને તેને અતિ જુલમી રીતે મારી નાખવામાં આવ્યો, જેમકે તબરી (પૃ૦ ૧૨૮૨)મા જણાવવામા આવ્યુ છે કે "વલીદ બિન અબ્દુલ મલેક મરણ પામ્યો અને સુલેમાન બિન અબ્દુલ મલેક ખલીફા થયો તેથી તેણે સાલિહ બિન અબ્દુર રેહમાનને ઇરાકનો ખડણી–અમલદાર (હાકેમ) નીમ્યો અને યઝીદ બિન કબ્શા સકસકીને સિન્ધનો હાકેમ બનાવ્યો, તેથી મોહમ્મદ બિન કાસિમને પગમા બેડી સાથે રવાના કરવામા આવ્યો

કામિલ ઇબ્ન અસીર (પૃ૦ ૪૬૫૦, ભા૦ ૪ મા જણાવવામાં આવ્યુ છે કે —

"તેથી સાલિહે તેને (મોહમ્મદ બિન કાસિમ)ને વાસિતા નામના શહેરમા કેદ કર્યો અને આલે અબી અકીલ સાથે તેને સખત સજા કરી અને આખરે તેની કતલ કરી અને હજ્જાજે સાલિહના ભાઇ આદમની ખારેજી હોવાના આરોપસર કતલ કરી"

ઇબ્ન ખલ્દૂન (ભા ૩,પૃ૦, ૬૬)મા જણાવવામા આવ્યુ છે કે —

"સુલેમાન બિન અબ્દુલ મલેક ખલીફા થયો ત્યારે તેણે (મોહમ્મદ બિન કાસિમને) બરતરફ કર્યો અને યઝીદ બિન અબી કબ્શા સકસકીને સિન્ધનો હાકેમ બનાવ્યો યઝીદે તેને મોહમ્મદ બિન કાસિમને) ગિરિફતાર કરી ઇરાક મોકલી આપ્યો. સાલિહ બિન અબ્દુર રેહમાને તેને હજ્જાજના બીજા સગાંવહાલાઓ સાથે વાસિતામાં

કેદ ગરી સખત સજા કરીને મારી નાખ્યો હજાજે તેના ભાઈ આદમની કતલ કરી હતી, કારણ કે તે ખારેજી હતો '

બલાઝરી (પૃ૦ ૪૪૫)મા જણાવવામા આવ્યુ છે કે—"વલીદ બિન અબ્દુલ મલેક મરી ગયો અને સુલેમાન બિન અબ્દુલ મલેક ખલીફા થયો, ત્યારે સાલિહ બિન અબ્દુર રેહમાનને ઈરાકનો હાકેમ બનાવવામા આવ્યો અને યઝીદ બિન કબ્શાને સિન્ધનો હાકેમ નીમવામાં આવ્યો, તેણે મોહમ્મદ બિન કાસિમને મોઆવિઆ બિન મોહલબ સાથે કેદ કરી મોકલી દીધો, તેથી સાલિહે તેને આને અકીલ સાથે સખત રજાડી મારી નખ્યો અને હજાજે સાલિહના ભાઈ આદમ જે ખારેજી હતો તેને મારી નાખ્યો હતો"

શુ આ પુરાવા આપ્યા બાદ પણ મોહમ્મદ બિન કાસિમના મોતને લગતી પાયા વિનાની વાત ડાહ્યો માણસ માનશે? હવે એ પ્રશ્ન રહ્યો કે બને છોકરીઓ ગિરફતાર થઈ કે નહિ મારી માન્યતા મુજબ એ વાત પણ બનવા જોગ નથી, કારણ કે તમામ ઇતિહાસો એક મતના છે કે દાહિરના અવસાન પછી તેના સ્ત્રી બહેન અને પુત્રોએ લાબા સમય પર્યત ટક્કર ઝીલી હતી, પરતુ જ્યારે ઘેરો લબાયો અને સખતાઈ વધી ત્યારે દાહિરની સ્ત્રી પોતાની લોંડી અને માલમતા સાથે સતી થઈ રજપૂતોની આ હિદુસ્તાની ખાસિયત પુરાણા જમાનાથી ચાલુ આવી છે, આનો કોઇ ઇન્કાર કરી શકતુ નથી

બલાઝરી (પૃ ૪૪૪)મા જણાવવામા આવ્યુ છે કે "મોહમ્મદ બિન કાસિમે ગવર ફતેહ કર્યુ ત્યા દાહિરની સ્ત્રી હતી, તેને પકડાઈ જવાની બીક હતી, તેથી તે માલ અને લોંડીઓ સાથે બળી મરી, અર્થાત્ સતી થઈ" સવાલ એ ઉપસ્થિત થાય છે કે લોંડીઓ સતી થઈ તો શુ પુત્રીઓ મોહમ્મ૦ બિન કાસિમની રાહ જોતી બેસી રહી હશે? આ ઉપરાત લૂટના માલની યાદી આ ઇતિહાસોમા છે જેમાં સોના ચાંદીની મૂર્તિનો પણ ઉલ્લેખ છે આશ્ચર્યની વાત તો એ છે કે બને છોકરીઓ વિશે તેમાં કઈ જણાવવામાં આવ્યુ નથી તેમ છતા

પણ એ જ ઇતિહાસોમાં બીજી જગ્યાએ જ્યાં એવા બનાવો બન્યા છે અને શાહી ખાનદાનના લોકો ગિરફતાર થયા છે તેમનાં નામ તેમાં ચોક્કસ લખ્યા છે. તે ઉપરથી એમ સાબિત થાય છે કે દાહિરની બે પુત્રીનું ખલીફા પાસે જવુ બિલકુલ ગલત વાત છે; એમાં કોઈપણ રીતે સત્યતા નથી.

## સિંધની હકૂમતનું બ્યાન

મોહમ્મદ કાસિમ પછી યઝીદ બિન અબી કબ્શા સકસકી અને પછી હબીબ બિન મોહલ્લબ હાકેમ થયો. તેના પછી ઉમર બિન મુસ્લિમ બાહેલી થયો ત્યારપછી (ઈ. સ. ૭૨૬) હિ. સ ૧૦૭ માં જુનૈદ બિન અબ્દુર રેહમાન મુરીંની ખલીફા હિશામ તરફથી સિંધના સ્વતંત્ર હાકેમ તરીકે નિમણૂક થઇ. જુનૈદે આંતરિક વ્યવસ્થા ચોક્કસ કરી અને સિંધ ઉપર મજબૂત કબજો થઇ ગયો ત્યારે તે ગુજરાત તરફ ફર્યો. તે સિંધથી પસાર થઈ મરમદ (મારવાડ) આવ્યો અને ત્યાંથી મન્દલ[1] (માંડલ, વીરમગામ નજીક) ગયો. અને માંડલથી ધિણોજ પહોચ્યો અને ધિણોજથી ગુજરાતના મશહૂર બંદર ભરૂચ ઉપર હુમલો કર્યો. ત્યારપછી ત્યાંથી જુનૈદ માળવા તરફ ફર્યો; તેના છાતીચલા અમલદાર હબીબે ઉજ્જૈન ઉપર ચડાઈ કરી અને ત્યાંથી જુનૈદ બહરીમદ પહોચ્યો. ત્યાંથી (ભિન્નમાલ) અને જુઝર (ગુજરાત) જીતી સિંધ પાછો ફર્યો.[2] જુનૈદના જીતેલા મુલ્કોની રૂપરેખા નીચે પ્રમાણે છે:

૧. પરંતુ સમરારાસો (પૃ૦ ૨૭ પ્રે૦ વડોદરા)માં મંડલને મારવાડ કહ્યું છે અતિ સંભવિત છે કે અરબોએ મરુમંડલના બે શબ્દો કર્યા હશે; અર્થાત્ મરુને બદલે મરમદ અને મંડલને બદલે મન્દલ.

૨. બલાઝરી (પૃ૦ ૪૪૮. પ્રે૦ યુરોપ) કેટલાક સ્થળો પુરાણા નકશામાં પણ મળતા નથી, તેથી નાશ્ટકે તે જ બાબી નામો રાખ્યા છે; જેમકે મરમદ (મારવાડ) બહરીમદ, વગેરે. ધિનુજ-ધિણોજ નહરવાળા પાઠણથી આગળ રાધનપુર નજીક એક જગ્યાનું નામ છે. આજકાલ એ એક નાનું સરખું ગામ

થઈ બૌદ્ધમંદિરની જગ્યાએ એક મસ્જિદ યાદગારી તરીકે બંધાવી. ઘણું કરીને ગુજરાતમાં અરબોએ બંધાવેલી એ પહેલી મસ્જિદ છે. ખલીફા અલમહદી બિલ્લાહ અબ્બાસીએ ઇ. સ. ૭૭૫ (હિ. સ. ૧૫૯)માં અબ્દુલમલેક બિન શિહાબ મસમઇને સંપૂર્ણ સરંજામ સાથે જેહાદ માટે મોકલ્યો તેની સાથે 'સ્વયંસેવક' ફોજ પણ હતી, જેમાં અબૂબક્ર રબીઅ બિન સબીહ સાદી બસરી નામના[2] ખાજા

---

આવેલા "કંદહાર" માટે વાપરવામાં આવ્યું નથી, પરંતુ એ શબ્દ "ગંધાર"નું અરબી રૂપ છે. ને સૌરાષ્ટ્ર ઉપર આવેલું એ અજ્ઞાતું હતું (ઝફરુલ્લાહની તારીખે હિંદ, ભા૦ ૧ લે પૃ૦ ૨૩૪). પરંતુ ખરી વાત આ છે: પુરાણા ઇતિહાસોમાથી એમ જણાય છે કે ગંધાર એક મોટું બંદર હતું, જે ઘોઘા અને પીરમ ટાપુની સામે હતું. અકબરના જમાનામાં એક વખત જૈની ઇતિહાસોનાં એનું નામ આવે છે કે એક શખ્સ ત્યાંથી દરિયાઇ રસ્તે સિંધ ગયો; જે ઉપરથી માલૂમ પડે છે કે તે સમય પર્યંત એ શહેર મોજૂદ હતું. અબુલ ફઝલે પણ એનો ઉલ્લેખ કર્યો છે. હાલમાં ભરૂચ જિલ્લામાં એ નામનું એક ગામ છે જે વિશે એમ કહેવાય છે કે તે એક મોટું શહેર હતું, પરંતુ તે નદીને લઇને તૂટી ગયું. અરબો એ જગ્યાએ આવ્યા હોય એ સંભવિત છે.

ઇબ્ન બતૂતા પોતાના સફરનામામાં લખે છે કે કાવીલથી નીકળી અમો ગંધાર પહોંચ્યા. એ હિંદુઓનું એક મોટું શહેર સમુદ્ર કિનારે આવેલું છે. ત્યાંના રાજાનું નામ જાલસી (જયસિંહ રજપૂત) છે. એ પાદશાહ મુસ્લિમના હાથ નીચે છે અને દરેક સાલ ખંડણી ભરે છે. ગંધાર પહોંચ્યા ત્યારે તે અમારો આદરસત્કાર કરવાને બહાર આવ્યો અને અમારું અતિ સન્માન કર્યું. અમારે માટે પોતાનો મહેલ ખાલી કરાવ્યો, તેમાં ઊતર્યા. મહાન મુસલમાન ઉમરાવો તેના તરફથી સત્કાર માટે આવ્યા. તેઓમાં ખાજા બોહરાનો પુત્ર હતો અને કપ્તાન ઈબ્રાહીમ હતો. આ શખ્સનાં પોતાની માલેકીનાં છ જહાઝો છે. અમો એ શહેરથી સમુદ્રમાં રવાના થયા...અનેખ દિવસની સફર પછી પીરમ ટાપુમાં પહોંચ્યા." આ ઉપરથી એમ જણાય છે કે આઠમી સદીના મધ્યકાળ પર્યંત એ મશહૂર અને જાહોજલાલીવાળું બંદર હતું.

૨. રબીઅ બિન સબીહુસ્સ સાદી અબૂબક્ર (અબૂહફસ) પણ એની કુનિયત

હસનના શાગિર્દ પણ હતા, જેમને 'તાબેઇ' થવાનું માન પણ મળ્યુ હતુ. ફાઝેલ ચલપીએ કશ્ફુઝ ઝુનૂનમાં લખ્યુ છે કે મુસલમાનોમાં એ પહેલા જ શખ્સ હતો કે જેણે કિતાબ રચી હતી,[૧] ટૂંકમા એ ફોજ ઈ. સ. ૭૭૬ (હિ. સ ૧૬૦)મા બારબુદ (ભાળભૂત)[૨] પહોચી

(પિતૃગત નામ હતુ) બસરી મૌલા બની સાદ બિન ઝૈદ મનાત...બિન તમીમ એક મશહૂર તાબેઇ (એ શબ્દ જે માણસ પુખ્ત ઉમરનો, અક્કલવાળો અને મુસલમાન હોવા છતાં સહાબીને જોયા હોય એવા માટે વપરાય છે અને સહાબી શબ્દ જે પુખ્ત ઉમરના, અક્કલવાળા મુસલમાને મોહમ્મદ પેગંબર (સલ૦)ને જોયા હોય તેને માટે વપરાય છે) હતા ઇબ્ને માજામા જેહાદ વિશેની અમૂબકની રિવાયત છે —(પૃ૦ ૨૦૪, પ્રે૦ દિલ્હી નિઝામી) તબકાતે ઈબ્ને સાદમા જણાવવામા આવ્યુ છે કે જેહાદ માટે સમુદ્રમાર્ગે હિંદમા ગયા તેમના અવસાન પછી હિંદના ટાપુઓમાના એકમા તેમની દફનક્રિયા કરવામા આવી.

અને, દરેક જગ્યાએ ફતેહ હાસિલ કરી, પરંતુ તે સમયે દરિયામાં ભરતી હતી તે ઊતરવાની રાહ જોતો અબ્દુલમલેક કેટલાક દિવસ ત્યાં રહ્યો. એ સમયે એકાએક આબોહવા ખરાબ થઈ ગઈ અને એક હજાર માણસો મરકી રોગના ભોગ થયા. એ જ બીમારીથી રબીઅ બિન સબીહનું અવસાન થયું. અને ત્યાં જ તેમની દફનક્રિયા કરવામાં આવી. એ વખતે ગુજરાતમાં વનરાજ ચાવડો રાજ્ય કરતો હતો અને કિનારાના ભાગ ઉપર વલભીના ખાનદાનની હકૂમત હતી. અરબોનો ગુજરાત ઉપર આ છેલ્લો હુમલો હતો.

ત્યારપછી વલભીના ખાનદાનની યુક્તિ પ્રયુક્તિને લઇને અરબોને તેમની વિરુદ્ધ કંઈ પણ ફરિયાદ રહી નહિ; અરબ લોકો બીજી સદીના અંત પર્યંત કિનારા ઉપર સારી રીતે વેપાર કરતા રહ્યા. તે પછી ત્રીજી સદીની શરૂઆતમાં અને યોગરાજના આખરી સમયમાં અરબ વેપારીઓને સોમનાથ અને કચ્છમાં ગુજરાતીઓએ લૂંટવાનું શરૂ કર્યું અને તેથી જ અદાવતનો પાયો નંખાયો. તે પછી હિજરી ત્રીજી સદીની શરૂઆત એટલે કે હિ. સ. ૨૩૭ (ઈ. સ. ૮૫૧)માં સુલેમાન સૈરાફી (બસરી) ગુજરાતનાં બંદરો ઉપર આવ્યો હતો, તે ગુજરાત વિશે લખે છે કે "હિંદુસ્તાનમાં ગુજરાતનો એક પાદશાહ છે. તેની પાસે એક મહાન લશ્કર છે. એના જેવા ઘોડા હિંદુસ્તાનમાં કોઇ પાસે નથી. તે અરબો (મુસલમાનો)નો દુશ્મન છે, પરંતુ અરબસ્તાનના પાદશાહને મહાન પાદશાહ ગણે છે, અને એનાથી મોટો ઇસ્લામનો કોઇ દુશ્મન નથી. તેની એક ખાસ ભાષા છે. તે અતિ દોલતમંદ છે. પુષ્કળ ઢોરો અને જનાવરોનો માલિક છે. ત્યાંનાં લોકો ચાંદીના ટુકડાથી લેવડદેવડ કરે છે. અને કહેવાય છે કે ત્યાં બહુ

લંડન) જ્યારે એ ભાદરવા સાથે આવે (જે લગભગ ૧૮ વરસ પછી આવે છે) ત્યારે ત્યા એક મેળો ભરાય છે. કંઇક લોકોની જમાવટ તેમજ કંઇક મોસમની અસરથી એ મેળા વખતે કોલેરા જરૂર ફાટી નીકળે છે. સાધારણ રીતે આવી રીતે એ મશહૂર છે.

ખાણો છે અને એ મુલ્કમાં ચોરો વિશે શાંતિ છે." (તે સમયે ગુજ-રાતમા ક્ષેમરાજની હકૂમત હતી.) હિ. ત્રીજી સદીના મધ્ય ભાગમાં અબુલ હસન સૈદ સૈરાફી આવ્યો (હિ. સ. ૨૬૪ ઈ. સ. ૮૭૭) તે પણ એ જ પ્રમાણે લખે છે. અફસોસની વાત છે કે તેણે એનાથી કંઈ વધારે ન લખ્યું. એ ભુવડરાજ ચાવડાનો સમય હતો.[1] હિ. ચોથી સદીની શરૂઆતમા અર્થાત્ હિ. સ ૩૦૩ (ઈ સ. ૯૧૫)માં અબુલ-હસન અલી બિન હુસેન જે મસ્ઊદી નામથી જાણીતો હતો તે મુસાફરી કરતો કરતો સિંધ અને હિંદમા આવ્યો. તેણે પોતાના ઇતિહાસ (મરૂજુઝ્ઝહબ)મા ઘણી જગ્યાએ ગુજરાતની તેના જમાનાની પરિ-સ્થિતિ વિશે લખ્યુ છે, જે નીચે પ્રમાણે છે:

"ત્યારપછી હિંદના કિનારે કિનારે માણસ ભરૂચના કિનારા પર્યંત પહોંચે છે, અને ત્યાંથી ચીન પર્યંત. એ જ ભરૂચ શહેરના ભાલા મશહૂર છે. અને એ જ કારણથી તે 'ભરૂચી ભાલા' કહેવાય છે[2] અને એવી જ રીતે હિંદનું ખંભાત શહેર જોયુ. એ જ શહેરના જોડા પ્રખ્યાત છે. એ જ કારણથી તે " ખંભાતી જોડા " કહેવાય છે. એ જોડા ખંભાત ઉપરાંત તેની પાસે આવેલા સદારા (ભરૂચ નજીક) અને સોપારા (થાણા નજીકમાં બને છે અને હું હિ. સ. ૩૦૩ (ઈ. સ. ૯૧૫)માં એ શહેરમાં પહોંચ્યો. રાજા એ જ શહેરમાં રહે છે અને તે હિંદુ વાણિયો બ્રૈ. તે બલહરા (વલ્લભરાય)ના હાથ નીચે છે. એ રાજા ચર્ચાનો બહુ શોખીન છે. મુસલમાન કે બીજો કોઈ પરધર્મી આવી પહોંચે છે તો તેની સાથે તે વાર્તાલાપ કરે છે. એ શહેર સમુદ્રની ખાડીના એક અખાત ઉપર વસેલું છે. અને એ અખાત નાઇલ નદી (મિસર) યુફ્રેટિસ અને તૈગ્રિસથી પણ વધારે પહોળો છે. તેની આસપાસ ઘણાં મોટાં ગામો અને શહેરો આવેલાં છે. મોટી મોટી ઇમારતો બાંધવામાં આવેલી છે. ખજૂર, નાળિયેર,

૧. સિલસિલતુત્ તવારીખ, પૃ૦ ૨૮, છપાયેલ પેરિસ

૨. ભા૦ ૧, પૃ૦ ૧૨૯, છપાયેલ મિસર

મોર અને પોપટ પુષ્કળ છે. શહેરથી માંડી અખાત પર્યંત લગભગ બે દિવસનું અંતર છે. જ્યારે એમાં ઓટ થાય છે ત્યારે અંતર એટલુ વધી જાય છે કે તમામ જમીન એક રણ માફક માલૂમ પડે છે. ત્યારપછી જ્યારે ભરતી આવે છે તો તે એટલી જલદી આવે છે કે ઘણી વખત કૂતરાઓને માલૂમ પડી જતાં જલદી જલદી જમીન તરફ દોડે છે પરંતુ આખરે સમુદ્રનાં મોજાં તેમને ગોદમાં લઈ પણ લે છે. (ભા૦ ૧, પૃ૦ ૧૩૭)

"અને ગુજરાતનો પાદશાહ એમની (વલ્લભરાય) સાથે પોતાના રાજ્યની એક બાજૂ ઉપર લડાઇ કરે છે. ગુજરાતના રાજા પાસે પુષ્કળ ઘોડા, ઊંટ, અને લશ્કર છે. તેનો એવો ખ્યાલ છે કે ઇરાકી (બગદાદના) પાદશાહો સિવાય દુનયામાં તેની બરોબરી કરે એવો બીજો કોઇ નથી. એ રાજા મગરૂર અને દબદબાવાળો છે. બીજા પાદશાહો એની સહેમાં ખેંચાય છે. એ ઉપરાંત તે મુસલમાનોનો દુશ્મન છે. તેની પાસે સખ્યાબધ હાથીઓ છે. તેના મુલ્કની એક ખાસ ઝબાન છે. ત્યાં સોના ચાંદીની ખાણો છે અને તેનાથી જ લેણદેણ ચાલે છે. (ભા. ૧, પૃ૦ ૨૧૦). અને હું હિંદના જિલ્લા લાર (ભરૂચથી થાણા પર્યંત)નું શહેર સીમૂર (ચેમૂર)માં દાખલ થયો જે વલ્લભરાયની સલ્તનતમાં શામેલ છે એ બનાવ હિ. સ. ૩૦૪ (ઈ. સ. ૯૧૬)નો છે. અને આજકાલ ચેમૂરના પાદશાહનું નામ જાજ (જાન્જ) છે. (ઘણું કરીને શાહ શબ્દ માટે વાપર્યો હશે.) અને અત્યારે અહીં દસ હજાર મુસલમાન વસે છે, જેમાં બિયાસરા (હિંદી મુસલમાન) ઉપરાંત સયરાફ, બસરા, બગદાદ, તેમજ બીજા મુલ્કોના લોકો પણ રહે છે. તેમણે લગ્નવિવાહ કરી એ મુલ્કને પોતાનુ વતન બનાવ્યું છે. અહીં વેપારી વર્ગમાં મોટા મોટા લોકોનો સમાવેશ થાય છે, જેવાકે મૂસા અને ઇસ્હાક સયદાપુરી. અને હુનરમંદ"ના હોદ્દા ઉપર આજકાલ અબૂ સઈદ છે, જે ઇબ્ન ઝકરિયા નામથી ઓળખાય છે. "હુનરમંદ" એક હોદ્દો છે જે ઉપર સર્વ મુસલમાનો એક-

મત થઈ પોતાનામાં ઊંચી પાયરી ભોગવતા શખ્સની નિમણૂક કરે છે. (જેમકે ગામના મુખી કે પટેલ હોય છે) અને સર્વ તેના હુકમનું પાલન કરે છે અને તે આમ મુસલમાનોના હક્કોની સંભાળ રાખે છે. તે કોમનો અમીર જેવો છે. "બિયાસરા" "બેસિરા"નું બહુવચન છે. જે મુસલમાન ખુદ હિંદમાં પેદા થયો હોય અને ત્યાં જ વતન બની રહ્યો હોય[1] તેને "બેસિરા" કહેવામાં આવે છે. ત્યાર-પછી ત્યાં કેટલાય (હિંદુ) નવજવાનોને મેં જોયા જે પાન ખાઇને બજારમાં ફરી આવી આગ (ચિતા)ની પાસે પહોંચ્યા ત્યારે ખંજર લઈ પોતાની છાતી ચીરી નાંખી પોતાનો ડાબો હાથ અંદર નાખ્યો અને પોતાનું જીગર ખેંચી કાઢી તેમાંથી એક ટુકડો કાપ્યો અને વાત કરતાં કરતાં પોતાના ભાઈઓને આપ્યો. અને આમ કરી તેમનો ઈરાદો બહાદુરી બતાવવાનો છે. ત્યારપછી તે આગમાં પડે છે. આવી રીતે કોઇ પાદશાહ (રાજા) જો મરી જાય કે આપઘાત કરે તો ઘણા માણસો તેની પાછળ બળી મરે છે. આવા લોકો 'બલાલે જરિયા' કહેવાય છે, એનું એકવચન "બલાલ જર" છે. એનો અર્થ જે શખ્સ રાજાના મોતની સાથે મોત અને તેની હયાતીની

બહાર જાય છે. પ્રકાશ, લીલાશ અને ચળકાટમાં તે ઉપર વર્ણવ્યા જેટલો ઉમદા છે, પરંતુ ફરક માત્ર એટલો છે કે આ મજકૂર પથ્થરથી વધારે સખત અને વજનદાર છે, અને હરેક શખ્સને તફાવત માલૂમ પડતો નથી. ફક્ત હોશિયાર ઝવેરી જ તે સમજી શકે છે. અને એ હિંદી લીલમને ઝવેરી 'મક્કી' નામથી ઓળખે છે, કારણ કે હિંદથી એડન બંદરેથી પસાર થઈ મક્કાના બજારમાં લઈ જઈ તેને વેચવામાં આવે છે. તેથી લોકો તેને "મક્કી" જ કહે છે. (ભા૦૧. પૃ૦ ૫૧૧) ગુજરાતમાં તે સમયે વીરસિંગ ચાવડાની હકૂમત હતી."

ત્યારપછી ઈ. સ. ૯૫૧ (હિ. સ. ૩૪૦)માં ઇસ્તિખરી, ઈ. સ. ૯૭૭ (હિ. સ. ૮૩૬)માં ઇબ્ન હોકલ અને ઇ. સ. ૯૮૫ (હિ સ. ૩૭૫)માં બશ્શારી મુકદ્દસી સિંધ અને ગુજરાતમાં આવ્યા. તેમના વિશે ઉપર વર્ણન આવી ગયું છે. ચોથી સદીની આખર અને પાંચમી સદીની શરૂઆતમાં ઈ. સ. ૧૦૧૭ (હિ. સ. ૪૦૮)માં અબૂરીહાન બીરૂનીએ ગુજરાત વિશે જે કંઈ પોતાની 'કિતાબુલ હિન્દ'માં લખ્યું છે તે નીચે પ્રમાણે છેઃ—

"કચ્છ જ્યાંથી મુસબ્બર (એક જાતની દવા) નીકળે છે તે દ્વારકાથી ૬ સોમનાથથી ૧૪ અને ખંભાતથી ૩૦ દિવસના રસ્તા જેટલે અંતરે છે. તે પછી ખંભાતથી અસાવલ બે, ભરૂચ ૩૦, અને સંદાન (ચંદાન) ૫૦ દિવસના રસ્તાના જેટલા અંતરે આવેલું છે. સંદાનથી સોપારા ૬ અને થાણા ૫ દિવસના રસ્તા જેટલા અંતર ઉપર છે. (પૃ૦ ૧૦૨) એમ કહેવાય છે કે કોંકણના ડાંક જંગલમાં (ઘણું કરીને 'ડાંગ' હશે) શરૂ નામનું ચોપગું જનાવર હોય છે, જેની પીઠ ઉપર પણ ચાર પગ હોય છે. તેને એક નાની સૂંઢ તથા બે મોટાં શિંગડાં પણ હોય છે. તેનાથી તે હાથીને મારે છે ત્યારે તેના બે ટુકડા કરી નાખે છે. તે ભેંસની જાતનું ગેંડાથી પણ મોટું પ્રાણી છે. કોઈક વખતે તે કોઈ જાનવરને મારે છે અને મરણ પામી તે

જાનવર તેની પીઠ ઉપર જઈ પડી અને સળી જતાં તેમાં કીડા પડે છે ત્યારે તે કીડા શરૂની પીઠ ઉપર ફેલાઇ જાય છે (અથવા તો બહુધા તેને તેનાથી તકલીફ પહોંચતી હશે) તેથી તે પીડને કોઈ ઝાડ સાથે એટલી તો વસે છે કે આખરે ઘાયલ થઈ મરી જાય છે. (કિતાબુલ હિંદ, બિરૂની પૃ૦ ૯૯ છપાયેલ યુરોપ). મેઘગર્જના સાંભળી ઊંચી જગ્યા ઉપર કે ટેકરીના શિખર ઉપર જઈ કોઈ જાનવરનો અવાજ સમજી તેની તલાશ કરે છે. ગેંડાનું માંસ ફક્ત બ્રાહ્મણ ખાય છે. અને સામેથી આવતા હાથીને પોતાના શિંગડાં વડે ઝખ્મી કરતાં મે જોયા." (પૃ ૧૦૦)

અલ બીરૂનીએ ગુજરાતનાં મશહૂર શહેરો નીચે પ્રમાણેનાં લખ્યા છે:

અણહીલવાડા, સોમનાત(થ), લારદેશ અર્થાત્ ભરૂચ), રાહન-જૂલ (રાદેર), કચ્છ, ખંભાત, અસાવલ, સદાન, સોપારા, થાણા, દ્વારકા, ભિલમાન.

સોમનાથ અને કચ્છ વિશે લખે છે કે "એ લુટારાનાં રહેવાનાં સ્થળો છે. એ લોકો ચાચિયાનો ધંધો કરે છે. (પૃ૦ ૧૦૨) સરસ્વતી નદી પૂર્વમા સોમનાથ પાસેથી પસાર થઇ સમુદ્રને મળે છે, અને નર્મદા પૂર્વ પહાડથી નીકળી નૈઋર્ત્ય તરફ ભરૂચ નજીક સમુદ્રમાં પડે છે. (પૃ૦ ૧૩૦) અને ચંદ્રનાં નક્ષત્રો વિશે લોકો કહે છે કે એ અર્વ પ્રજાપતિની પુત્રીઓ છે. ચંદ્રે એ સર્વ સાથે લગ્ન કર્યાં, પરંતુ તેમાથી રોહિણીને તે વધારે ચાહતો હતો, તેથી બાકીની સ્ત્રીઓને અદેખાઇ આવતી હતી. તેઓએ આખરે પિતા આગળ ફરિયાદ કરી. બાપે સુલેહશાંતિ તથા હકોની સમાનતા જાળવવા બહુ પ્રયત્ન કર્યો અને હરેક રીતે તેને સમજાવ્યો, પરંતુ કંઇ કામ આવ્યું નહિ તેથી તેણે શાપ દીધો, જેની અસરથી તેને રક્તપિત્તનો રોગ લાગુ પડ્યો. આથી ચંદ્ર શરમાઈ ગયો અને પશ્ચાત્તાપ કરતો તેની પાસે આવ્યો. *પ્રજાપતિએ કહ્યું : મારી વાત જે થઈ તે થઈ, પરંતુ તું તારી એમ અર્ધી*

માસ છુપાઈ રહી ગુપ્ત રાખ. ત્યારે ચંદ્રે કહ્યું કે મારાં આગળનાં પાપની અસરનું નિવારણ કેવી રીતે થાય. પ્રજાપતિએ કહ્યું : મહાદેવના લિંગની મૂર્તિ બનાવી તેની પૂજા કર; તે તારો માલિક થશે. પછી તેણે તેમ કર્યું. "સોમ"નો અર્થ ચંદ્ર અને "નાથ" એટલે માલિક અર્થાત્ "ચંદ્ર"નો માલિક તે જ પથ્થર "સોમનાથ" છે. હિ. સ. ૪૧૬મા અમીર મહમૂદે ઉખેડી તે તોડી નાખ્યો અને તેના ટુકડા તથા સોનાનાં તાજ અને સાંકળ ગઝના લઈ ગયો. તેના કેટલાક ટુકડા ગઝનાના મેદાનમા થાણેશ્વરના ચક્રેશ્વરની મૂર્તિ સાથે પડ્યા છે. તેમજ કેટલાક ટુકડા જામે મસ્જિદના દરવાજા પર છે, જે વડે લોકો પોતાના પગની વળગેલી માટી કાઢી નાખે છે. એક બીજી જગ્યા ઉપર જણાવવામાં આવ્યું છે કે અદ્યાપિ પણ ગઝનાના મેદાનમાં સોમનાથનું માથું પડેલું છે, જે મહાદેવના લિંગના રૂપનું છે. (પૃ૦ ૫૬) વળી મેં સાંભળ્યું છે કે એક ઋષિએ મહાદેવને પોતાની પત્ની સાથે જોયા અને શંકાશીલ થઇ તેને શાપ દીધો કે તારું લિંગ રહેશે નહિ, ત્યારે તે ભાગ સપાટ થઇ ગયો. ત્યારપછી તેણે ઋષિ પાસે જઈ દલીલો સહ પોતાની નિર્દોષતા જાહેર કરી અને તેનો વહેમ દૂર કર્યો. તેણે કહ્યુંઃ "ખેર જે થયું તે થયું; પરંતુ હું એના બદલામાં આ પ્રમાણે કરું કે જે ચીજ તારી પાસે નથી રહી તેની મહત્તા ગણાવી લોકોમાં એને પૂજ્ય કરીશ." આ લિંગના પથ્થરમાં બિલકુલ એબ હોવી જોઇએ નહિ. તે લાંબો અને પ્રાટીલો હોવો જોઇએ. એનો પોણો ભાગ જમીનમાં દટાયેલો અને ત્રીજા ભાગની પછી ઉપરથી આઠ બાજૂ મઢેલો હોવો જોઇએ. એ ભાગ 'પિંડ' કહેવાય છે. તેનું વર્તુળ નાનું કે બારીક કરવાથી ધાંધલ મચે છે અને જમીનમાં ઓછું દાટવાથી રોગચાળો ફેલાય છે. અને બનાવતી વખતે ખીલા મારવામાં આવે તો શહેરનો હાકેમ પોતાના ખાનદાન સહ પાયમાલ થઈ જાય છે. રસ્તામાં ઉઠાવતી વખતે તેને કોઈપણ જાતનો ધક્કો વાગે તો તેમ કરનારનો વિનાશ થાય છે. મુલ્કમાં તોફાન અને

બીમારી ફેલાય છે. દક્ષિણ હિંદુસ્તાનના હરેક ઘરમાં સોમનાથની મૂર્તિ (લિંગ) માટે એક જગ્યા મુકરર હોય છે. પરંતુ સોમનાથ સૌથી મોટું છે. તેને માટે ગંગાથી હરરોજ એક ઘડો પાણી અને કાશ્મીરથી ફૂલ મંગાવવામાં આવે છે. (અલબીરૂન પૃ૦ ૨૫૨, પ્રેસ યુરોપ)

"તે લોકોની એવી માન્યતા છે કે એ દેવ પુરાણી બીમારી મટાડે છે અને હરેક અસાધ્ય રોગનો ઈલાજ એની પાસે છે. સોમનાથની આટલી બધી પ્રખ્યાતિનું કારણ એ છે કે તે એક બંદર છે. અને વેપાર અર્થે ચીન અને ઝાંઝીબાર સુધીના લોકો ત્યાં આવે છે. આ સમુદ્રમાં ભરતી અને ઓટનાં કારણ વિશે લોકોનો એવો ખ્યાલ છે કે સમુદ્રમાં એક અગ્નિ દેવતા છે તેનું નામ "વડવાનલ" છે; તે હમેશાં શ્વાસ લે છે. શ્વાસ અંદર લેવાથી "ઓટ" અને બહાર

આસપાસ છે તે પુરાણો નથી, પરંતુ લગભગ ૧૦૦ વરસનો હશે. [અર્થાત્ વૈરિસિંહ ચાવડાના જમાનામાં તે બનાવવામાં આવ્યો] . (અલબીરૂની પૃ૦ ૨૫૩ છપાયેલ યુરોપ).

"અને કેટલાક લોકો જે સોમનાથ નજીક રહે છે તેમણે મને કહ્યું છે કે તે લોકોના વજન, માપ અને તોલ અમારા જેવાં જ છે; જેમકે એક "મિરકાલ"ના આઠ "રોહ" છે અને "એક "રોહ"ના બે "પાલ" અને એક "પાલ"ના ૧૬ 'જવ' હોય છે. આવી રીતે એક મિરકાલના આઠ "રોહ" અને ૧૬ "પાલ" અને ૨૫૬ 'જવ' હોય છે. (પૃ૦ ૭૭) રોહનું બીજુ નામ "માશા" પણ છે. આવી રીતે સોમનાથની હદમાં એક સાલના ત્રણ વિભાગ છે અને હરેક વિભાગના ચાર મહિના હોય છે. પહેલુ ચોમાસું અશાડથી શરૂ થાય છે, બીજો શિયાળો, અને ત્રીજો ઉનાળો. ( પૃ ૧૮૦).

"બલભા (વલ્લભરાય?), બલિયા શહેર (વલભીપુર)નો રાજકર્તા હતો, જે અણહીલવાડની દક્ષિણમાં ૩૦ મજલ ઉપર છે." (પૃ. ૨૦૫).

વલભીપુરની પાયમાલી વિશે તે લખે છે કે "લોકો કહે છે કે એક શખ્સે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેને કેટલાક ભરવાડોએ પૂછ્યુ કે 'એક છોડ (જે થોર કહેવાય છે) તે તમે જોયો છે કે જેને તોડવામાં આવે તો સફેદ દૂધને બદલે લાલ લોહી નીકળે છે !' તેણે જવાબ આપ્યો કે 'હા, તે મેં જોયો છે.' તે શખ્સે તે ભરવાડને કોઈ વસ્તુ બક્ષિસ તરીકે આપી અને તેણે તે છોડ બતાવ્યો. પેલા માણસે એક ખાડો ખોદી તેમાં આગ સળગાવી અને તે બરાબર સળગી ગઈ ત્યારે તેણે ભરવાડના કૂતરાને ઉપાડી તે આગમાં ફેંકી દીધો. આથી ભરવાડ રોષે ભરાયો અને તેણે તે જ શખ્સને આગને હવાલે કર્યો. આગ હોલવાય ત્યાંસુધી તે ત્યાં બેઠો અને તેને માલૂમ પડયુ કે બન્ને સોનાના થઈ ગયા હતા. તેણે પોતાના કૂતરાને લઈ લીધો, અને તે માણસને ત્યાં જ રહેવા દીધો. કર્મસંજોગે એક ગામડિયો ત્યાંથી પસાર થયો તેણે તેની આગળી કાપી લીધી અને એક

રંક (ગરીબ) નામના વાણિયાને વેચી દીધી. તે વડે પોતાની જરૂરી ચીજો લઇ તે પાછો ફર્યો. બીજે દિવસે તેણે જોયું કે આગળી ફરીથી ઊગી બરાબર થઈ ગઇ હતી. તેણે ફરીથી તે કાપી મજકૂર વાણિયાને વેચી દીધી અને જરૂરી ચીજો ખરીદી. આ પ્રમાણે તે દરરોજ કરતો હતો. આખરે વાણિયાએ તે વિશેની ખરી બાબતની પૂછપરછ કરી. પેલા ગામડિયાએ પણ ચોક્કસ હકીકતથી ખુલ્લે દિલે તેને વાકેફ કર્યો. વાણિયો અતિ ચાલાક હતો. મોકો જોઇ ત્યાંથી તે સોનાના આદમીને ઉડાવી લાવ્યો. પછીથી તે ધનાઢ્ય થઈ ગયો અને શહેરના મોટા ભાગના મકાનો તેની માલિકીના થયા તેની દોલતમંદીની વાત વલ્લભીના રાજાને કાને આવતા તેણે વાણિયાની પાસે એ માલની માંગણી કરી. (બહુધા સોનાની મૂર્તિની માગણી કરી હશે). વાણિયાએ સાફ ઇન્કાર કર્યો, પરંતુ તેના દિલમાં ભય પેઠે કે રાજા મોકો સાધી જરૂર વેર લેશે, આથી તેણે મન્સૂરા (સિંધનું પાયતખ્ત જે આજ-કાલ વેરાન અવસ્થામાં છે)ના હાકેમ પાસેથી મદદ માગી અને પુષ્કળ ધનનો વ્યય કરી દરિયાઇ કાફલો મોકલવાની વિનંતિ કરી; આથી મન્સૂરાથી દરિયાઈ કાફલો આવ્યો અને રાત્રિ સમયે તેણે હુમલો કર્યો, તેમાં વલભીનો રાજા માર્યો ગયો, શહેર લૂંટાયું, અને પ્રજાની પાયમાલી થઇ. લોકો કહે છે કે આજ પર્યંત કેટલીક ચીજો મળી આવે છે જેવી કે સામાન્ય રીતે ખંડિયેરોમાં જોવામાં

કોઇ પરદેશી રાજાને તેણે બોલાવ્યો, જેણે વલભીપુરની પાયમાલી કરી.

મારા ખ્યાલ મુજબ આ બનેનો મેળ આવી રીતે મળે છે. અસલ હકીકત તો એ જ છે કે રાજાએ તે મૂર્તિ માંગી જે આપવાનો કાકુ રંક)એ ઇન્કાર કર્યો. વળી મૂર્તિની વાત એમ બની હશે કે જેમ લોકો સોનાની ઇંટ બનાવે છે તેમ તે વાણિયાએ સોનાના રક્ષણને માટે તેની મૂર્તિ બનાવી હશે, જેથી કરીને મૂર્તિ સમજી લોકો તે ચોરી ન જાય. પરંતુ આ બાબત બહારથી ખરાબ દેખાય છે તેમજ બદનામી થાય એવી છે, કારણ કે રાજા થઈ તેની નજર રૈયતની માલ મિલકત તરફ છે; આથી ઈરાદાપૂર્વક ટંટાનુ કારણ ઉપસ્થિત કરવામાં આવ્યું એટલે કે રાજાની પુત્રીનું અપમાન કરવામાં આવ્યું. એણે એક ચીજ માંગી અને તેણે ન આપી, અને આને કારણુ બનાવી ઝઘડો કરવામાં આવ્યો, જેનાથી વલભીપુર પાયમાલ થયુ.

ઈ. સ. ૧૯૨૫ (હિ. સ. ૧૩૪૪)માં હું ઇતિહાસના સંશોધન માટે ભરૂચ ગયો ત્યારે જનાબ કાઝી નૂરૂદ્દીન સાહેબને ત્યાં ગયો તેમણે મહેરબાની કરી મને મારી ખાહિશ મુજબ કિતાબો બતાવી. તેમાં કાઝી ઝૈનુલ આબેદીન સાહેબ (કાઝી સાહેબના દાદા)ની હસ્તલિખિત ડાયરી પણ મેં જોઇ. તેમાં એક જગ્યા ઉપર "મદ્રેસ એ મૌલાના ઇસ્હાક" બાંધ્યાની સાલ હિ. સ. ૪૩૦ (ઇ. સ. ૧૦-૩૮) લખવામાં આવી છે. તે સમયે અને તે બાદ પણ એ મદ્રેસા લાંબો વખત પર્યંત મશહૂર રહી, અને થોડાં વરસો ઉપર તે સાધારણ સ્થિતિમાં હતી. તેની સાથે એક નાની સરખી મસ્જિદ પણ છે. આવી રીતે જામે મસ્જિદની સાલ હિ. સ. ૪૫૮ (ઇ. સ. ૧૦૬૫) લખવામાં આવી હતી. મેં જાતે જઇ જામે મસ્જિદ બાર ફરીથી જોઈ. એ ઘણી મોટી અને શાનદાર છે. કેટલાક થાંભ-લાઓમાં મૂર્તિઓનાં ઘસાઈ ગયેલાં નિશાન મોજૂદ હતાં. અને તે ઉપરથી લોકોનો એવો ખ્યાલ હતો કે બહુધા એ મસ્જિદ મંદિર-માં જ ફેરફાર થઈ બની છે. પરંતુ જો મસ્જિદ બાંધ્યાની સાલ

હિ. સ ૪૫૮ (ઈ. સ. ૧૦૬૫) ખરી જ હોય તો આવું શાનદાર મંદિર મસ્જિદ બને એ સંભવિત લાગતું નથી, કારણ કે તે સમયે કોઈ ઈસ્લામી સલ્તનત ગુજરાતમાં મોજૂદ ન હતી, જે મંદિરની મસ્જિદ બનાવે એટલી તાકાત ધરાવતી હોય. આથી મારો એવો અભિપ્રાય છે કે એ સાલ ખોટી છે અને એ મસ્જિદ ઘણુ કરીને અલપખાનના કે મુઝફ્ફરશાહ પહેલાના વખતની છે, કારણ કે તે જમાનામા કેટલાક એવા બનાવો બન્યા છે. વળી જો કે એ સાલ ખરી છે કે નહિ એની સાબિતી માટે કોઈપણ જાતની દલીલ નથી, તેમ છતાં એમ માનવામાં આવે છે કે એ ખરી છે, તો એમ કહી શકાય કે વેરાન મંદિરોના પથ્થરો પૂજારીઓ પાસેથી ખરીદી તેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય.[૧] દિલગીરીની વાત તો એ છે કે કોઈ એવો શિલાલેખ પણ મળ્યો નહિ જેમાંથી કોઈ સાફ વાત મળી આવે...સાભળવામાં આવ્યુ છે કે મૌલાના ઈસ્હાકનાં મદ્રેસા અને મસ્જિદનો શિલાલેખ હતો, પરંતુ હવે નથી જામે મસ્જિદનો ઉંચેલો ઘૂમટ કે જે ઉત્તર તરફ સીડીની બાજૂ ઉપર છે તેમા હિ. સ. ૭૨૧ (ઈ. સ. ૧૩૨૧)ની સાલ લખેલી છે. તે ગાઝી ગિયાસુદ્દીન તગલકના સમયમાં બનાવવામાં આવ્યો હતો; જેવો કે એનો ઉલ્લેખ ઈતિહાસોમાં પણ છે. મોજૂદ શિલાલેખ જે જામે મસ્જિદમા છે, તે ચોરીમેડ વર્ષ એટલે કે જ્યારે વાઇસરોય ભરૂચ જોવાને આવ્યા હતા ત્યારે જ લગાવવામાં આવ્યો હતો. એવી જ રીતે મન્ઝૂર કાઝી સાહેબે કવિરાજ પંચાલી માનભાવના લખ્યા મુજબ જણાવ્યું છે. કે ભરૂચના કિલ્લાનો પાયો નાખ્યાને ૧૯૨૧ વરસ થઇ ગયાં છે. સિદ્ધરાજે એની મરામત કરાવી હતી.

૧. કારણ કે બ્રાહ્મણોની ચડતી પછી બૌદ્ધ મંદિરોના નાશ થયો હતો.

## પ્રકરણ ત્રીજું

## મુસલમાનોના હુમલા

### : ૧ :

### મહમૂદ ગઝનવી

[ ખંડ ૧ ]

**અ**સદ બિન સામાન નામનો એક શખ્સ હતો, તે બહેરામ ચોબીન (ઈરાનના પાદશાહ)ના વંશનો હોવાથી ઘણો નામાંકિત હતો. બગદાદના ખલીફા મામુનુરરશીદ બિન હારૂનુરરશીદે આ ખાનદાનનો ઘણો માન મર્તબો જાળવ્યો અને ખુરાસાનમાં મોટા મોટા હોદ્દાઓ આપ્યા. ખલીફા મોઅતઝિદ બિલ્લાના જમાનામા એ જ ખાનદાનનો ઈસ્માઈલ નામનો એક શખ્સ માવરાઉન્-નહર (તુર્કસ્તાન)નો હાકેમ હતો. તેનુ પાયતખ્ત બુખારા હતું. તેણે ધીમે ધીમે તમામ તુર્કસ્તાન, ઈરાન અને કાબૂલ પોતાના કબજામાં લઈ લીધાં. ઈ. સ. ૯૦૭ (હિ. સ. ૨૯૫)માં તેના અવસાન પછી તેનો પુત્ર અહમદ બિન ઈસ્માઈલ સામાની તખ્તનશીન થયો. ઈ. સ. ૯૧૫ (હિ. સ. ૩૦૩)માં તેના મરણ પછી તેના પુત્ર નસર બિન અહમદે ૨૮ વરસ હકૂમત કરી ઈ. સ. ૯૪૨ (હિ. સ. ૩૩૧)માં આ ફાની દુનિયા છોડી ગયો. નસર પછી નૂહ બિન નસરે ઈ. સ. ૯૫૪ (હિ. સ. ૩૪૩) પર્યંત રાજ્ય કર્યું. તેના પછી અબ્દુલમલેક બિન નૂહ ઈ. સ. ૯૬૧ (હિ. સ. ૩૫૦) પર્યંત પાદશાહ રહી ગુજરી ગયો. અને તેનો ભાઈ મન્સૂર ઇબ્ન નૂહે ઈ. સ. ૯૭૫ (હિ. સ. ૩૬૫) પર્યંત હકૂમત કરી એ જ પાદશાહનો સિપાહસાલાર અલપ્તગીન હતો જે મન્સૂરની તખ્તનશીનીની સખત વિરુદ્ધ હતો, તેથી તે ડરી જઈ ગઝના[1] તરફ ભાગી ગયો અને ગઝનાના પહાડી ઈલાકામાંથી એક

---

૧. ગઝના હાલમા કાબુલની હકૂમત નીચે છે.

વ્યવસ્થિત ફોજ તૈયાર કરી, આપખુદીનુ સ્વપ્ન સેવવા લાગ્યો. મન્સૂરે તેને શિક્ષા કરવાની ઇચ્છા કરી પરંતુ હાર ખાધી.[૧] અને ત્યારપછી પોતાની સલ્તનતના ગૂંચવાયેલા મામલામાં એટલો બધો ગૂંથાઇ ગયો કે તે આ તરફ બિલકુલ ધ્યાન આપી શક્યો નહિ. આ સંજોગોમાં અલપ્તગીને એક સ્વતંત્ર અને મજબૂત સલ્તનત સ્થાપી. બૈહકી નામના એક ઇતિહાસકારે લખ્યુ છે કે હાજી નામનો એક વેપારી અબ્દુલ મલેક સામાનીના જમાનામાં સુબુક્તગીનને ખરીદીને બુખારા લાવ્યો અને અહીં અલપ્તગીને તેની સમજ અને અક્કલ જોઈ ખરીદ કર્યો. તેણે આ સિપાહસાલારની દેખરેખમાં રહી એવી તાલીમ હાસિલ કરી કે તેણે ગઝનાની સલ્તનતને એવી બનાવી દીધી જેની એ જમાનામાં સારી આલમ ઈર્ષ્યા કરતી હતી.[૨]

બૈહકી કહે છે મેં ખુદ મહમૂદના મોથી સાભળ્યુ કે તેનો બાપ સુબુક્તગીન કહેતો હતો કે મારા બાપને લોકો "કરા બહકમ" કહેતા હતા તેના વંશની કડી ઠેઠ ઈરાનના પાદશાહ યઝદગુર્દ પર્યંત તેણે આવી રીતે મેળવી છે. સુબુક્તગીન બિન જોક કરા બહકમ બિન કઝલ અર્સલાન બિન કરા મિલ્લત બિન કરા નામાન બિન ફીરોઝ બિન યઝદગુર્દ (ઇરાનનો પાદશાહ) ટૂંકમાં અલપ્તગીન પછી તેનો પુત્ર ઇસ્હાક ગઝનાના તખ્તનો વારસ થયો, પરંતુ એક સાલ બાદ તેનુ અવસાન થયુ, અને મલકાતગીન અને અમીર પુરી તુર્ક અમીરોની થોડા દિવસની હકૂમત પછી સુબુક્તગીન ઈ. સ ૯૭૫ (હિ સ. ૩૬૫)માં ગઝનાના તખ્ત ઉપર બેઠો અને સલ્તનતને વિસ્તીર્ણ કરવામાં મશ્ગૂલ થયો.[૩] સુબુક્તગીનને બે પુત્ર હતા. અલ-

---

૧ તારીખે ફરિશ્તા—ભા-૧ "હિંદુસ્તાનમા ઇસ્લામ"ના બ્યાનમા

૨. તબકાતે નાસિરી—કલકત્તા

૩ તારીખે તબકાતે નાસિર સુબુકતગીનનું પ્રકરણ—પરંતુ મારી ધારણા મુજબ મહમૂદના વંશની કડી ખરી નથી. ચોક્કસ રીતે અનુતા યઝદગુર્દથી માંડી સુબુકતગીન સુધીમા દશ કે બાર પેઢી હોવી જોઇએ.

પ્તગીનની પુત્રીથી ઈસ્માઈલ અને ઝાબિલસ્તાની (કન્દહાર) ઓરતથી મહમૂદનો જન્મ ઈ. સ. ૯૮૧ (હિ. સ. ૩૭૧)માં થયો હતો. તેણે પોતાના બાપની દેખરેખ નીચે લડાયક લાયકાતમાં વૃદ્ધિ કરી. તેણે અમીર નૂહ સામાનીને એક વખત મદદ કરી. જરૂર પડતાં બાપ દીકરાએ સાથે થઈ બહાદૂરીથી ફતેહનો ડંકો એવો વગાડ્યો કે અમીર નૂહે ખુશ થઈ બાપને નાસિરુદ્દીન અને મહમૂદને સયફુદ્-દૌલાનો ઇલ્કાબ એનાયત કર્યો, વળી તે સાથે ગઝનાની સ્વતંત્ર હકૂમતનો પરવાનો પણ સોંપ્યો. મહમૂદ સામાન્ય રીતે પોતાના બાપ સાથે હિંદના હુમલામાં ભાગ લેતો હતો અને લાભદાયી સલાહ લઈ ફતેહનો દરવાજો ખોલતો, જેમકે લાહોરના રાજા જયપાળે જ્યારે હુમલો કર્યો અને જલાલાબાદની નજીક બરફ પડવાથી હાર થઈ ત્યારે સુલેહની ચળવળ કરી. જો મહમૂદે ખંડણીની કબૂલાતની સલાહ ન આપી હોત તોપણ સુબુક્તગીને તેનો સ્વીકાર કર્યો હોત. રાજા જયપાળે આ જ શરત ઉપર સુલેહ કરી ઈ. સ. ૯૯૭ (હિ. સ. ૩૮૭)મા સુબુક્તગીનનું અવસાન થયુ. તે વખતે મહમૂદ નિશાપુરનો હાકેમ હતો. તેણે પોતાના ભાઈને ઉત્તર તરફના મુલ્કનો કબ્જો પોતાના હાથમા રહેવા દેવાની વિનંતિ કરી. ઈસ્માઇલે તે નામંજૂર કરી. અને આ વાત વધીને લડાઈ પર્યંત પહોંચી, જેમાં મહમૂદ કામિયાબ થયો અને ગઝનાના તખ્ત ઉપર પાદશાહ તરીકે બિરાજમાન થવાની ક્રિયા તેણે કરી[૧] મહમૂદે ૨૦ વરસ રાજ્ય કર્યું અને હિંદ ઉપર ૧૭ હુમલા કર્યા. બુખારા, ખીવા, બલ્ખ, હેરાત અને ઈરાકથી માંડી હિંદુસ્તાન પર્યંત તેની હકૂમત ફેલાઈ હતી તે અતિ ઉદાર અને બહાદુર પુરુષ હતો. પોતાની ઉમરનો મોટો હિસ્સો તેણે હિંદુસ્તાન ઉપરના હુમલામાં ગુજાર્યો. ઇતિહાસકારોમા હુમલાઓના સમય વિશે મતભેદ છે, તેથી દરેક ચડાઈનો સમય ચોક્કસ રીતે બતાવવો મુશ્કેલ છે. હું નીચે પ્રમાણે એક ફેહરિસ્ત આપુ છું જેમાંથી

વાચકોને હુમલાઓ વિશે ટૂંક હકીકત જાણવાની મળે :

| | | | ફરિશ્તા | બદાયૂની | હાશિમી |
|---|---|---|---|---|---|
| ૧ | પેશાવરમાં રાજા જયપાળ સાથે લડાઇ અને ભટન્ડાની ફતેહ | હિ. સ. | ૩૯૨ | ૩૯૨ | ૩૯૨ |
| ૨ | અનંદપાળ સાથે લડાઇ | „ | ૩૯૩ | — | ૩૯૯ |
| ૩ | મુલતાન નજીક ભાટિયાની લડાઈ | „ | ૩૯૫ | ૩૯૩ | ૩૯૪ |
| ૪ | (પહેલી વખત) મુલતાનની લડાઇ | „ | ૩૯૬ | ૩૯૬ | ૩૯૫ |
| ૫ | (બીજી „ ) „ „ | „ | ૪૦૧ | ૪૦૧ | — |
| ૬ | થાણેશ્વરની લડાઇ | „ | ૪૦૨ | ૪૦૨ | ૪૦૨ |
| ૭ | રાજા નંદા સાથે બાલાનાથ પહાડમાં લડાઇ | „ | ૪૦૪ | ૪૦૪ | ૪૦૬ |
| ૮ | કાશ્મીરની લડાઈ | „ | ૪૦૬ | ૪૦૬ | ૪૧૨ |
| ૯ | કનોજ, મેરઠ, મહાવન, મથુરા, મુખ, ચંદપાળ | „ | ૪૦૯ | ૪૦૯ | ૪૦૮ |
| ૧૦ | કાલિંજરની લડાઈ | „ | ૪૧૨ | ૪૧૦ | ૪૧૨ |
| ૧૧ | ગ્વાલિયર અને કાલિંજર | „ | ૪૧૩ | ૪૧૩ | — |
| ૧૨ | ગુજરાત અને સૌરાષ્ટ્ર | „ | ૪૧૫ | ૪૧૫ | ૪૧૫ |

(આ ચડાઇઓ ઈ. સ. ૧૦૦૨ થી ઈ. સ. ૧૦૨૫ સુધીની છે.)

આ ચડાઈઓ વિશે લગભગ તમામ ઇતિહાસકારોએ સાલવાર કે સાલ વગર પણ લખ્યુ છે. બાકીના ઇતિહાસકારોએ ૧૭ ચડાઇઓ લખી છે તે નીચે પ્રમાણે છે :

(૧) જયપાળ સાથે લડાઈ અને ભટન્ડાની જીત, (૨) ભાટિયાની લડાઇ, (૩) મુલતાનના અમીરને શિક્ષા, (૪) નવમુસ્લિમ રાજા સુખપાળને શિક્ષા, (૫) અનંદપાળ અને તેના મિત્રરાજાઓ સાથે લડાઈ અને ભીમનગર કિલ્લો સર કર્યો, (૬) નારાયણની જીત, (૭) મુલતાનની જીત, (૮) રાજા નંદા ઉપર બાલાનાથ પહાડમાં વિજય, (૯) થાણેશ્વર, (૧૦) કાશ્મીર, (૧૧) કનોજ, મેરઠ, મહાવન, મથુરા,

મખ, ચંદપાળ, (૧૨) કાશ્મીર બીજી વાર, (૧૩) કાલિંજર, (૧૪) ઍબટાબાદ કે કિરાત, (૧૫) ગ્વાલિયર અને કાલિંજર બીજી વાર, (૧૬) ગુજરાત અને સૌરાષ્ટ્ર, (૧૭) સિંધી જાટ ઉપર ચડાઈ.

મહમૂદ ગઝનવીની હિંદુસ્તાનના જીતેલા મુલ્કોની સીમા તથા રૂપરેખા નીચે મુજબ છે જેમાંથી તેની બહાદુરી, લશ્કરી વ્યવસ્થા-શક્તિ અને ફોજ પ્રત્યેની લાગણીનો સુદર અન્દાજ મળે છે.

## સોમનાથ પાટણ (શહેર)

આ જગ્યા સોમનાથ પાટણ કે પ્રભાસપાટણ અને દેવપાટણ નામથી પણ ઓળખાય છે. આજકાલ એ વેરાવળ પાટણ પણ કહેવાય છે. "નાગર" ઇલાકાનું એ મશહૂર શહેર હતુ. સૌરાષ્ટ્રમાં દરિયા કિનારે અરબી સમુદ્રમાના (અરબસ્તાનમાં આવેલા) ઉમાનની સામે આવેલુ છે. ચાર હજાર વરસ પહેલાં એ બધાયું હતુ એમ મનાય છે. એમ કહેવાય છે કે કૃષ્ણે મથુરાથી આવી અહીં આશ્રય લીધો હતો અને અહીંથી જ લાખો ભીલોની ફોજમાં ભરતી કરી મહાભારતની લડાઈનો રંગ બદલ્યો હતો. વળી એ તે જ જગ્યા છે કે જ્યાં જાદવો માહોમાહે કપાઇ મૂઆ હતા વળી અહીં જ કૃષ્ણને એક શિકારી ભીલે પોતાની તીરનુ નિશાન બનાવ્યા હતા. મુસલમાનોના આગમન પહેલાં એ એક મહાન બંદર હતું અને લાંબા સમયથ ારદેશો જોડે એનો વેપારી સંબધ હતો. ઇરાનનો અખાત, રાતો સમુદ્ર અન આફ્રિકા પર્યંત વેપારીઓનાં જહાજો આવતા હતાં, તે ઉપરાંત હિંદુસ્તાનનાં બીજાં બંદરો જોડે એનો વેપાર ચાલતો હતો. સરસ્વતી હિરણ્ અને કપિલ એ ત્રણે નદીના સંગમને લઇને એ સ્થળ ખૂબસૂરત થયુ, એટલું જ નહિ પણ વેપાર માટે પણ એ અતિ ફાયદામંદ નીવડયુ. અહીંની જમીન અતિ ફળદ્રુપ અને લીલીછમ છે, નદીની પાસેનો મુલ્ક ફળદ્રુપતામાં શ્રેષ્ઠ છે. આ કારણથી ત્યાંની વસ્તી ગાઢ હતી અને હિંદુસ્તાનનાં મશહૂર

અને આબાદ શહેરોમાં એની ગણત્રી થતી હતી. મુલ્કની ફળદ્રુપતા, વેપારની વિશાળતા, પૂજારી અને જાત્રાળુઓની ઠઠે તેની મહત્તાની છાપ લોકોના દિલ ઉપર બેસાડી અને તે એક મુખ્ય અને શાનદાર શહેર બન્યું. ભદ્ર (કાળી માતા)નુ જે મંદિર હતુ તેમા એક શિલાલેખ હતો જે સંવત્ ૧૨૨૫-ઈ. સ. ૧૧૬૯ (હિ. સ. ૫૬૫)માં લખવામાં આવ્યો હતો. તેમાં શહેર વિશેની તારીફ ઉપરથી તે કેટલુ શાનદાર શહેર હતું તે માલૂમ પડે છે. તેમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છેઃ–

"આ શહેર દુનિયાનું સ્વરૂપ અને આલમની શોભા છે, માલ અને દોલતનો ખજાનો છે, અને મહાદેવના ખાસ ભક્તોનું કેન્દ્ર છે. ચંદ્રે ક્ષય રોગમાંથી મુક્ત થવાથી આ શહેરની સ્થાપના કરી પોતાનો આનંદ વ્યક્ત કર્યો. એનું નામ, 'સોમપુરા' રાખવામાં આવ્યુ..." ચંદ્ર બ્રાહ્મણોને સાથે લાવ્યો હતો, એમાં કેટલાક કારીગરો પણ હતા. જેના વંશજો આજ પર્યંત મોજૂદ છે. બ્રાહ્મણો સોમપુરા બ્રાહ્મણો તરીકે અને કારીગરો સોમપુરા સલાટો તરીકે ઓળખાય છે. આ સલાટો ધ્રાંગધ્રા અને વિસલનગરમાં રહે છે. એ શહેરની ચારે બાજુએ પથ્થરનો કિલ્લો છે અને માત્ર બે દરવાજા છે. થોડે થોડે અંતરે બુરજો છે, જે વડે કિલ્લાનું રક્ષણ થાય છે, તે સાથે ચારે તરફ ૨૫ ફૂટ પહોળી અને ઊંડી ખાઈ છે, જેમાં સહેલાઈથી સમદ્રનુ પાણી લાવી શકાય એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. એની બાંધણી ઉપરથી એમ જણાય છે કે ફક્ત દુશ્મનો સામે, એટલુ જ નહિ પરંતુ દરિયાઈ ચાંચિયાઓ સામે પણ એના સંરક્ષણ માટે કોશિશ કરવામાં આવી હતી એના વિશે એમ કહેવાય છે કે આ શહેરને એવા પાંચ હીરા (અપૂર્વ વસ્તુઓ) કુદરતે અર્પણ કરેલા છે કે જે આખી આલમને મળ્યા નથીઃ (૧) સરસ્વતી નદી, (૨) ખૂબસૂરત સ્ત્રીઓ, (૩) ઘાટીલા ઘોડા, (૪) સોમનાથની મૂર્તિ, (૫) હરિની હાજરી.[૧]

---

૧. હલિયટનો ઇતિહાસ–કાઠિયાવાડ ગેઝેટિયરના આધારે.

હિંદુઓની દેવદેવીઓની ઘણી વાતો આને લગતી છે, પરંતુ તેની વિગત લાંબી થઇ જાય એ ડરથી તેમજ બિનજરૂરી સમજી તે હુ લખતો નથી. એ શહેર ૨૧° ૫૮" ઉત્તર અક્ષાંશ અને ૭૦° ૩૧" પૂર્વ રેખાંશ ઉપર આવેલુ છે.[1] પરંતુ સુબ્હુલ આશામાં જણાવવામાં આવ્યુ છે કે આ શહેર દુનિયાના સાત ભાગમાંના બીજા ભાગમાં ૯૭° ૧૦" રેખાંશ અને ૨૨° ૧૫" અક્ષાંશ ઉપર 'લાર" પ્રદેશમાં આવેલુ (અહી "લાર"નો અર્થ લાટ—ગુજરાત કરવામાં આવ્યો છે). અહીં એડનનાં જહાજો આવતા હતાં (ભા. ૫, પૃ૦ ૭૨, છપાયેલ મિસર) હાલમાં એ શહેર પાટણ મહાલનું મુખ્ય શહેર છે. ચારે બાજૂ ઉપર ખાઈ અને કોસીસાં-કિલ્લાની ગઢવાળી દીવાલો પુરાણી યાદગીરીઓની જેમ પોતાની પુરાતન કહાણી સંભળાવવાને માટે અદ્યાપિ પણ મોજૂદ છે. આજથી થોડાક સમય પહેલાં મહાન સોદાગરો ત્યાં રહેતા હતા અને હાલમાં પણ છે; પરંતુ તેઓમાંનો મોટો ભાગ વેરાવળ ચાલ્યો ગયો છે. મશહૂર જગાઓમાં "મંગરોલી શાહ"ની કબર છે. સામાન્ય તેમજ મોટા લોકો જાત્રા માટે ત્યાં જાય છે. એ કબર શહેરની બહાર છે અને "બીડિયા મહાદેવ"ના મંદિરની નજીક છે. ત્યા હરેક સાલ ત્રણ મોટા મેળા ભરાય છે. પહેલો મેળો મોહરમ માસના પહેલા દસ દિવસોમાં ભરાય છે. બીજો મગરોલી શાહના ઉરસનો છે. એ પણ દબદબા તથા ધામધૂમથી ભરાય છે. અને ત્રીજો દશેરાનો મેળો જોવા લાયક હોય છે. કળાની દષ્ટિએ લોખંડ અને લાકડાની ચીજો મશહૂર છે. ખાસ કરીને ત્યાનાં તાળાં બહુ જ પ્રખ્યાત છે.[2] મગરોલી શાહનો મકબરો વેરાવળથી પાટણ જતાં આવે છે. મકબરામાં પૂરતી રોશની આવતી નથી. કબરના માથા-વાળા ભાગ તરફ એક શિલાલેખ છે તે રોશનીના અભાવને લઈને વાચી શકાતો નથી. પરંતુ બીજો શિલાલેખ જે વાંચી શકાય છે તે

૧. જહોન માલકમ—તારીખે ઈરાન

૨. [illegible] ગેઝેટિયર [illegible] ૮

નીચે મુજબ છે: 'દયાળુ અને ઉદાર ખુદાના નામથી શરૂ કરું છું. મક્કા અને મદીનાની હજ કરનાર હઝરત બાબા હાજી મોહમ્મદ મંગલોરીનો પવિત્ર રોજો અબ્દુલ્લાખાન બિન અલીએ હિ. સ ૧૦૦૩ (ઇ. સ. ૧૫૯૪)ના મોહર્રમુલહરામની ૧૨મી તારીખે બંધાવ્યો' આ શિલાલેખ ઉપરથી એટલુ જણાય છે કે અબ્દુલ્લાખાન બિન અલીએ આ રોજો હિ. સ. ૧૦૦૩મા બધાવ્યો, પરંતુ એ શિલાલેખ ઉપરથી કઈ ચોક્કસ જણાયું નહિ કે તેણે રોજો બંધાવ્યો હતો કે તેની મરામત કરાવી તેમાં વધારો કર્યો હતો. કોઇપણ રીતે એ અકબરના જમાનાનો શિલાલેખ છે. (ઈ. સ. ૧૫૯૪)

## સોમનાથ મંદિર

સોમનાથ મંદિરની ઈમારત વિશે ઘણી વાતો છે. હિંદુઓની દેવદેવીઓ વિશેની વાતોમા એક નીચે પ્રમાણેની પણ છે: દક્ષ નામના એક અર્ધદેવ હતા. તેનું કાર્ય પેદા કરવાનુ હતુ. તેને પચાસ પુત્રીઓ હતી, જેમાંની સતાવીસનાં લગ્ન ચંદ્ર સાથે થયાં હતાં, પરંતુ ચદ્ર ફક્ત એકને જ ચહાતો હતો. આ જોઈ બાકીની પુત્રીઓએ તેમના બાપ કને જઈ ફરિયાદ કરી. બાપે ચદ્રનુ આ બાબત તરફ ધ્યાન ખેચ્યું, પરતુ ચંદ્રે એ વિશે કંઇ પણ લક્ષમાં લીધું નહિ; તેથી ચંદ્રને શાપ દેવામાં આવ્યો. આથી તેને રક્તપિત્તનો રોગ થયો. આ રોગમાંથી મુક્ત થવાને તેણે ઘણી જાત્રા કરી, પરતુ તે કઈ કામ આવ્યું નહિ. આખરે તે પ્રભાસપાટણ આવ્યો અને શિવની પૂજા ખરા અંતઃકરણથી કરી તેથી આ શાપની અસર જતી રહી; આથી ખુશ થઈ તેણે શિવના લિંગ (જે ત્યાં પહેલેથી જ હતું) ઉપર સોનાનું મદિર બંધાવ્યું અને એનુ નામ "સોમનાથ" રાખવામાં આવ્યું, કારણ કે "સોમ"નો અર્થ ચંદ્ર અને "નાથ"નો અર્થ માલિક છે.[૧] કેટલાક ઇતિહાસકારોએ એનું નામ 'સોભનાથ" લખ્યું છે. 'સોભ"નો

૧. કાઠિયાવાડ ગેઝેટિયર. બીરૂનીએ પણ કેટલેક અંશે એ જ વાત લખી છે. ૫૦ ૫૬.

અર્થ શોભા અને નાથનો અર્થ માલિક છે. અર્થાત્ શોભાયમાન[1] થાય છે ઘણા ખરા ઇતિહાસકારો માને છે કે આ મૂર્તિને ચન્દ્રની પહેલી અને પદરમી તિથિએ સ્નાન કરાવવામા આવતુ હતુ અને એ સ્નાન ધામધૂમથી કરાવવામાં આવતું હતુ, તેથી ચદ્ર ઉપરથી એને "સોમનાથ" નામથી ઓળખવા લાગ્યા[2]

ફરિસ્તામા શેખ ફરીદુદ્દીન અત્તારની એક શે'ર નકલ કરવામાં આવી છે

' લશ્કરે મહમૂદ અદર સોમનાત, યાફતન્દ આં બુત કે નામશ બૂદનાત ' (અર્થાત્ મહમૂદના લશ્કરે સોમનાથમા એક મૂર્તિ મેળવી જેનુ નામ 'નાથ' હતુ )

આ ઉપરથી એમ જણાય કે "સોમનાથ" મદિરનુ નામ છે અને "નાથ" મૂર્તિનુ નામ છે, પરતુ તમામ ઇતિહાસકારો મૂર્તિનુ નામ 'સોમનાથ" જણાવે છે.

ફરિસ્તાનો કર્તા આ બને વાતને મેળવી લખે છે કે આ શબ્દ "સોમ" અને "નાથ" મળીને બનેલો કે "સોમ" એક પાદશાહનુ નામ છે જેણે આ મૂર્તિ બનાવી હતી, અને "નાથ" એ મૂર્તિનુ નામ રાખવામા આવ્યુ હતુ ત્યારપછી આ બને શબ્દો ઘણા ઉપયોગથી રૂઢ થઈ "હૈદરાબાદ"ની જેમ મળી ગયા અને પ્રચલિત થઈ મૂર્તિનું જ નહિ, પરતુ મદિર અને શહેરનુ પણ એજ નામ પડી ગયુ હિંદી ભાષામા આનું દષ્ટાંત "જગન્નાથ" છે.[3]

કાઠિયાવાડ ગેઝેટિયરમા લખવામાં આવ્યુ છે કે એ મદિર પુરાણા જમાનામા સૂર્યદેવતાનું હતુ અને અહીંનો હાકેમ સૂર્યવશી ખાનદાનનો હતો ત્યારપછી ચદ્રવશી ખાનદાનનો એક મહાન રાજા સોમરાજ ચાવડા વશમા થયો તેણે આ શહેર જીત્યુ અને પોતાની

૧ તારીખે બદાઉની–કલકત્તા–મહમૂદ વિશેનુ પ્રકરણ

૨ તારીખે ઝકાઉલ્લાહ, ભા ૧

૩ તરજૂમએ તારીખે ફરિશ્તા, ભા ૧, પ્રે૦ નવલકિશોર

યાદગીરી કાયમ રાખવા તેણે એક મહાદેવનું મંદિર બનાવ્યું. અને તેનું નામ "સોમનાથ" રાખવામાં આવ્યું; અને એ જ નામથી તે પ્રખ્યાત થયું. એટલે સુધી કે મૂર્તિ, મંદિર, અને શહેરનું પણ એ જ નામ રાખવામાં આવ્યું.[૧] ઉપરની વાતો ઉપર વિચાર કરવાથી એમ માલૂમ પડે છે કે ચંદ્રવંશી ખાનદાનના કોઈ શખ્સે યાદગારી તરીકે એ બંધાવ્યું હશે. એના બંધાવનાર તેમજ સમય વિશે તવારીખમાં કંઈ મળતું નથી. મહાભારતમાં પણ એ વિશે કંઈ ઉલ્લેખ આવતો નથી. બીરૂની કહે છે કે ચંદ્રોદય અને ચંદ્રાસ્ત સમયે જ્યારે ભરતી આવે છે ત્યારે લિંગ પાણીમાં ડૂબી જાય છે. બપોરે અને રાત્રે જ્યારે ઓટ થાય છે ત્યારે તે બહાર નીકળી આવે છે. જાણે કે ચંદ્ર એને નવડાવવા માટે નોકર છે એ જ કારણથી લોકોએ એનો ચાંદ સાથે સબંધ ગણ્યો છે. અર્થાત્ 'સોમનાથ' (ચંદ્રનો માલિક) નામ આપ્યું. (પૃ૦ ૨૫૩, છપાયેલ યુરોપ). મારી ધારણા મુજબ વલભીપુરના રાજાઓ નાસભાગ કરી જ્યારે સોમનાથ આવ્યા અને કેટલાક સમય માટે એને રાજધાની બનાવી તે વખતથી એની ચડતી શરૂ થઈ. વલભીનું ખાનદાન પાછું ગયું તો તેમના પછી ચાવડા રાજાઓ આવ્યા, જે કેટલાક દિવસો બાદ ખુદમુખ્તાર થયા અને ત્યારપછી સોમનાથથી પંચાસર ગયા. આથી હું માનું છું કે સોમનાથની ચડતીનો સમય ઈ. સ. ૬૦૦ (હિ. સ. ૨૮૮)થી માંડી ઈ. સ. ૧૦૦૦ (હિ. સ. ૩૯૧) પર્યંતનો છે. તે દરમિયાન વલભીના કેટલાક રાજાઓ (જે બૌદ્ધ ન હતા) એ અને ત્યારપછી સોલંકી વંશે તેની ઉન્નતિ કરવામાં મોટો ભાગ ભજવ્યો. તેમની ઉદારતાથી અને જાત્રા માટે ત્યાં જવાથી મંદિર માલદાર થઈ ગયું, એટલું જ નહિ પરંતુ સામાન્ય લોકનું આશ્રયસ્થાન બન્યું. ખાસ કરીને મૂળ-

---

૧. ચાવડા ખાનદાન. ચાવડા ન તો સૂર્યવંશી હતા કે ન તો ચંદ્રવંશી હતા, પરંતુ સિંધથી આવેલા ગુજર હતા; તેથી એ સોમરાજ કોઈ આર્ય ખાનદાનનો હશે.

રાજ સોલંકીની હિમાયતને લઈને સામાન્ય વર્ગમાં એ અતિ પ્રિય થયું. બીરૂનીએ પણ લખ્યું છે કે કિલ્લા વગેરે પુરાણા જમાનાનાં બંધાવેલાં નથી, પરંતુ તે આજથી સો વરસ પહેલાંનાં છે; અર્થાત્ વૈરિસિંહ ચાવડાના સમયમાં તે તૈયાર થયાં.[1] અને તેની પ્રખ્યાતિનું કારણ એ છે કે એ બંદર છે અને વેપાર અર્થે ચીન અને ઝાંઝીબાર પર્યંતથી લોકો આવે છે. (ઘણું કરીને એ સર્વે અરબો હશે, જે આફ્રિકાનો માલ ચીન લઈ જતા હતા.) એમ કહેવાય છે કે સોમનાથનું દેવળ પ્રથમ સોમરાજે સોનાનું બનાવ્યું હતું, ત્યારપછી બીજીવાર રાવણે ચાંદીનું બનાવ્યું, ત્રીજી વખત કૃષ્ણે તે લાકડાનું બનાવ્યું, અને આખરે ભીમદેવે તે પથ્થરનું બનાવ્યું. હું ધારું છું કે કહેનારથી મૂર્તિને બદલે મંદિર શબ્દ વપરાઈ ગયો છે. બહુધા મંદિર કહેવાનો ભાવાર્થ મૂર્તિ હશે. એ એક મહાદેવનું દહેરું છે જેને, એક મોટું કંપાઉન્ડ છે. તેની છતને ૫૬ થાંભલાનો આધાર છે. લાંજ લિંગની પૂજા થતી હતી. અને એ લિંગ હિંદુસ્તાનનાં મહાન અને મશહૂર બાર લિંગોમાંનું એક હતું, તે ઉપર સોનાનો ખોભરો ચડાવવામાં આવ્યો હતો, અને ચારે તરફ જવાહિર જડવામાં આવ્યાં હતાં. અંદરથી તે નક્કર છે, જેમકે હાલમાં પણ બીજાં મંદિરોમાં એવી જાતનાં લિંગો હોય છે. અને તે જમાનાના મુસાફરોનાં લખાણોમાંથી પણ એ માલૂમ પડે છે.[2] લિંગની પૂજા વિશે સામાન્ય વર્ગના લોકોનો એવો ખ્યાલ છે કે પ્રજોત્પત્તિ લિંગને લીધે જ થાય છે, તેથી તેની પૂજા જરૂરી છે. આવી જાતની પૂજા જેને સંતાન ન હોય એવા લોકો કરે છે. બીરૂનીએ જે કાંઈ આ વિશે પોતાની કિતાબમાં લખ્યું છે તે નીચે પ્રમાણે છેઃ

"એ મહાદેવનું લિંગ છે. અને મેં સાંભળ્યું છે કે એક ઋષિએ મહાદેવને પોતાની પત્ની સાથે જોઈ તેથી તેને વહેમ પડ્યો અને

---

૧. બીરૂની, પૃ૦ ૨૫૩

૨. કિતાબુલ હિંદ, અલબીરૂની

જ્યાં તેનો અંતકાળ વીત્યો હતો, વળી જ્યાં તેના ખાનદાનના લોકો લડયા હતા અને જ્યાં તેમને બાળવામાં આવ્યા હતા, તેની પાસે છે."[1]

તેની પાસે એક બીજી મૂર્તિ હતી જે મહાદેવ (શિવ)ના સ્વરૂપની હતી. એ કોતરી કાઢેલા પથ્થરની બનેલી લંબાઈમાં પાંચ ગજની હતી. તેનો બે ગજ જેટલો ભાગ જમીન નીચે અને ત્રણ ગજ જેટલો બહાર હતો. તે અંદરથી પોલો હતો. મારી માન્યતા મુજબ, એ જ મૂર્તિને રાજા સોમે બનાવીને ત્યાં પધરાવી હતી અને ત્યારથી માંડી મહમૂદ ગઝનવી પર્યંત એની પૂજા ચાલી આવી હતી. પૂજારી અને બ્રાહ્મણોએ તેની શાનોશૌકતમાં વૃદ્ધિ કરવામાં કંઈ પણ કમી રાખી ન હતી વળી એ જ ખ્યાલથી એ મકાનમાં રોશની કરવામાં આવતી ન હતી, બલ્કે કીમતી જવેરાત એવી રીતે સજાવવામાં આવ્યાં હતાં કે તેના ઝગઝગાટને લઈને આખું મકાન ઝગમગી ઊઠતું હતું. બસો મણ વજનની સોનાની સાંકળથી એક ઘંટ લટકાવવામાં આવ્યો હતો. તે જ્યારે વગાડવામાં આવતો હતો ત્યારે લોકો ટોળાંમાં આવી પૂજા માટે જમા થઈ જતાં હતાં. ૫૦૦ સ્ત્રીઓ ભજન ગાવા માટે અને ૩૦૦ પુરુષો વાજાં વગાડવા માટે હમેશાં રહેતાં હતાં, તે ઉપરાંત ૨૦૦૦ બ્રાહ્મણ પૂજારી ત્યાં હતા તેના ખર્ચ માટે ૨૦૦૦ ગામની આમદાની અર્પણ કરવામાં આવી હતી.[2] અને ગંગા ત્યાંથી ૬૦૦ કોસ દૂર હોવા છતાં તેનું પવિત્ર અને બરકતવાળું પાણી સોમનાથને અભિષેક કરવા માટે રોજ મંગાવવામાં આવતું હતું.

સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ વખતે દૂરદૂરનાં મુલકનાં લાખો સ્ત્રી પુરુષો જાત્રા માટે ત્યાં આવતાં હતાં અને લાખો રૂપિયા રોકડા

---

૧. બીરૂની ૫૦, ૨૫૩

૨. આ બયાન તારિખે ફરિશ્તાનું છે કેટલીક તારીખોમાં ૧૦ હજાર સંખ્યા લખવામાં આવી છે, જે અતિશયોક્તિ હોય એમ જણાય છે, અને તેથી જ ગેઝેટિયરમાં ૩૦૦૦ જેટલી કરી છે.

તેમજ તેટલી કીમતની ચીજો ચડાવવામાં આવતી હતી. જાત્રાળુઓની સંખ્યાનો અંદાજ ફક્ત એટલા ઉપરથી નીકળે છે કે હજામત માટે ૩૦૦ હજામ ત્યાં રહેતા હતા. આટલી બધી શાનોશૌકતને લઈને ફકીરથી માંડી અમીર અને શાહ પણ તેની સહેમાં અંજાય જતા હતા અને હરેક શખ્સ અંતઃકરણથી તેને માનતો હતો. મામૂલી ખાનદાનની તેમજ રાજા મહારાજાઓની છોકરીઓ દેવદાસીઓ તરીકે ત્યાં આવતી હતી. તે ઉપરાંત તેની આસપાસ બીજી સોનાની મૂર્તિઓ પણ રાખવામાં આવી હતી. વળી સોનાની પાલખી જે ભીમદેવ રાજા બુંદેલખંડથી છીનવી લાવ્યો હતો તે પણ ત્યાં હતી. તેણે તે સોમ-

કરીને સોમનાથ વિશે કઈ પણ એવો ઉલ્લેખ નથી. આથી સાફ રીતે માલૂમ પડે છે કે એની કાંઈ ધાર્મિક કે રાજકીય અગત્ય ન હતી ત્યારપછી ઈ. સ. પૂર્વે ૧૫૦ વર્ષ ઉપર ગ્રીક લોકોએ જૂનાગઢ અને ભરૂચનો કબજો લીધો હતો, પરંતુ મિસરનો ઇતિહાસકાર એરિયન સોમનાથ વિશે કઇ પણ લખતો નથી. તે છતા પણ બંદર હોવાના કારણે તે એક ઉલ્લેખ કરવા લાયક સ્થળ હતું. આ ઉપરથી મારી વાતને સમર્થન મળે છે કે તે સમય પર્યંત એની એવી મહત્તા ન હતી કે ઉલ્લેખ કરવા લાયક હોય તે પછી જુદી જુદી કોમોએ સૌરાષ્ટ્ર અને ગુજરાત ઉપર હકૂમત કરી પરંતુ સોમનાથને વિશે કઈ ઉલ્લેખ આવતો નથી અને તેના વિશે પણ વધુ પ્રમાણમાં માહિતી આપવામા આવી નથી.

ગુજર કોમે જ્યારે હિંદમાં આવી પાંચમી સદી (ઈ.સ. ૫૦૦) માં ગુજરાત લીધુ ત્યારે સોમનાથ એક મોટુ બંદર હતુ અને વધુ પ્રમાણમાં તે "દેવપત્તન" નામથી ઓળખાતુ હતુ. ગુજરોની વલ્લભીની સલ્તનત કાયમ થઈ ત્યારે એ બંદર તેના તાબામાં હતુ, જ્યારે વલભીપુરનો પહેલી જ વખત વિનાશ થયો ત્યારે વલભીના રાજાઓએ એને રાજધાની બનાવી હતી, પરતુ એ લોકો જ્યારે પાછા ચાલ્યા ગયા ત્યારે ચાવડા ખાનદાને એનો કબજો લીધો. પરંતુ એ જાણવાનું ન મળ્યુ કે એ લોકો સ્વતત્ર રીતે રાજ્યકર્તા હતા કે વલભીના ખાનદાનના હાથ નીચે સૂબા તરીકે રહ્યા હતા. એમ કહેવાય છે કે સ્વામી શકરાચાર્યના સમયમા ( ઈ. સ ૭૦૦–હિ. સ. ૮૧ )માં જ્યારે હિંદુધર્મ નવેસરથી બળવાન થયો અને બૌદ્ધધર્મને રુખસદ આપવામાં આવી ત્યારે તેમણે હિંદુઓના તીર્થક્ષેત્રો દૂરદૂર સ્થળોએ સ્થાપ્યાં તેમાં એક સોમનાથ ધામ પણ હતુ [૧]

૧ ઓરીસા કે આસારે કદીમા–ડાક્તર રાજેન્દ્રપાલ મિત્ર પ્રકરણ 'જગન્નાથ'; ઘણુ કરીને સોમનાથ જ્યારે પાયમાલ થયું ત્યારે એ મઠ ત્યાથી દ્વારકા ગયો. જે આજ પર્યંત છે

પંચાસર પછી ચાવડા ખાનદાને અણહીલવાડને પોતાનુ પાયતખ્ત બનાવ્યું ત્યારે સોમનાથ પાટણ તેમના તાબામાં હતુ, કારણ કે આપણે જોઈએ છીએ કે વનરાજના પુત્ર યોગરાજના સમયમાં તેનો પાટવીકુંવર સોમનાથ જેવા મોટા બંદરોમાં જતો હતો અને પરદેશી (અરબ) વેપારીઓનાં જહાઝો લૂંટતો હતો. એ અરબ વેપારીઓ મહાન જહાઝો લઈ વેપાર અર્થે સોમનાથ આવતા હતા. લૂંટમાં ક્ષેમરાજને દશહજાર ઘોડા, હાથી અને લાખોનો માલ મળ્યો. એમાં ફક્ત ઘોડાની કીમત જ સત્તર લાખ રૂપિયાથી વધારેની હતી. (ઈ. સ. ૮૪૦ — હિ. સ. ૨૨૬ની લગભગમાં), તે સમય પર્યંત એ શહેર ફક્ત બંદર હોવાથી પ્રખ્યાત હતું એ વખતથી શહેરની, એટલુ જ નહિ પરંતુ મંદિરોની પણ ચડતી શરૂ થઈ એમ પણ જણાય છે કે થોડા જ દિવસમાં એ એક દોલતમંદ શહેર થઈ ગયુ. તે દરિયાઈ ચાંચિયાઓનું સામાન્ય રીતે આશ્રયસ્થાન હતું તેથી ઘણું કરીને કડવા અનુભવને લઈને પહેલી જ વખતે વૈરિસિંહ ચાવડાના સમય ઈ. સ. ૯૨૦ (હિ. સ. ૩૦૮)માં તેની આજુબાજુ દીવાલ બંધાવી તેને સુરક્ષિત કરવામાં આવ્યું. તે પછી રત્નાદિત્ય ચાવડાના સમય ઈ. સ. ૯૩૫ (હિ. સ. ૩૨૪)માં કલ્યાણીનો રાજા ભુવનાદિત્ય (ઘણું કરીને કલ્યાણીના રાજાનો સગો હતો, તે પોતે રાજા ન હતો) જાત્રા અર્થે સોમનાથ આવ્યો, અને અતિ શ્રદ્ધાને લઈને ઘણી કીમતી ચીજો ચડાવી.

સોલંકી વંશનો સ્થાપનાર મૂળરાજ (અવસાન ઈ. સ ૯૯૭— હિ. સ. ૩૮૭) સોમનાથની બહુ હિમાયત કરતો હતો. તેના શરૂઆતના સમયમાં સોમનાથના જાત્રાળુ માટે રસ્તા સલામત ન હતા, તેથી મૂળરાજે એ બાબતને મહત્ત્વ આપી કામમાં જોશ પેદા કર્યો અને ગ્રહરિપુ સામે લડાઈ વહોરી લીધી. આખરે જીતેલા મુલ્કોમાં એને દાખલ કરી રસ્તો સહીસલામત બનાવ્યો. અટકળ કરી શકાય કે તે પછી મૂળરાજ સોમનાથ ગયો હશે અને ભેટ ઉપરાત યાદ-

ગીરી તરીકે જરૂર ત્યાં કંઈ બનાવ્યું હશે.[1]

ભીમદેવ (અવસાન ઈ સ. ૧૦૭૨, હિ. સ. ૪૬૫)ના શરૂઆતના સમયમાં સુલતાન મહમૂદ ગઝનવીએ અણહીલવાડ જીત્યું. અને ભીમદેવની પૂંઠ પકડી સોમનાથ આવ્યો; ત્યાંના લોકોએ કિલ્લામાં રહી મુકાબલો કર્યો, જેનું વર્ણન વિગતવાર અહીંથી શરૂ થાય છે.

## ગુજરાત અને સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ કરવાનાં કારણ

મહમૂદ ગઝનવીના હુમલા વિશે વિચાર કરવા જેવી એ બાબત છે કે કયા કારણથી તેણે ચડાઇ કરી. સામાન્ય ફારસી ઇતિહાસોમાં નીચે પ્રમાણેની વાતો લખી છે:

(૧) યમીનુદ્દોલા સુલતાન મહમૂદ ગઝનવી (ઈ. સ. ૧૦૨૪ હિ. સ. ૪૧૫)માં જ્યારે ગઝના પાછો પહોંચ્યો ત્યારે બાતમીદારોએ ખબર આપી કે હિંદુઓની માન્યતા છે કે આત્મા બદનથી જુદો થઈ સોમનાથની ખિદમતમાં હાજર થાય છે. ત્યારપછી સોમનાથ જે આત્માને જે શરીરને લાયક સમજે છે તેને પુનર્જન્મરૂપે હવાલે કરે છે. એમ પણ કહેવાય છે કે સમુદ્રની ભરતી તેમજ ઓટ સોમનાથની પૂજા માટે છે. અને મહમૂદ જે મૂર્તિઓ હિંદુસ્તાનમાં તોડી આવ્યો છે તેનાથી સોમનાથ નારાજ હતા; તેથી જ તેને કંઈ પણ મદદ કરવામાં આવી ન હતી; તો મજાલ છે કે તેના તરફ કોઇ મોં ફેરવે? આંખના એક પલકારામાં વિનાશ થઈ જાય.[2]

આ ખબર સાંભળી સુલતાનને બહુ લાગી આવ્યું. વળી તેને એમ પણ થયુ કે હિંદુસ્તાનનની મોટી મોટી મૂર્તિઓ ઉથલાવી નાખી છતાં સામાન્ય હિંદુ લોકોના વિચારમાં કંઈ પણ ફેર નથી

૧. મૂળરાજ સોમનાથ ગયો હતો અને પાછા ફરતાં તેણે ગુજરાતમા સોમનાથના સંખ્યાબંધ મંદિરો બંધાવ્યા હતાં. [ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, પૃ૦ ૧૫૬, ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ ]

૨. ફરિશ્તા, ભા૦ ૧

પડ્યો, અને હજુ "સોમનાથ"ના એક પથ્થરને સર્વશક્તિમાન (ખુદા) માને છે.[૧]

એ પણ વિચારવા જેવી બાબત છે કે ફિરસ્તાનું લખાણ કેટલે અંશે સ્વીકારવા યોગ્ય છે, તેમજ એ વાત શું હાસ્યાસ્પદ નથી કે પોતાનો એટલું જ નહિ પરંતુ હજારો માણસોના જાન જોખમમા નાખી મહમૂદ ફક્ત મૂર્તિ તોડવાને માટે બલ્ખથી સૌરાષ્ટ્ર પર્યંત આવ્યો હોય? શું આવો કોઈ દાખલો મહમૂદની સારી જિંદગીમાં મળી શકે છે? વળી શું તમામ ઇસ્લામી તારીખમાંથી આવો કોઈ દાખલો પેશ કરી શકાય છે? તેથી મારા ખ્યાલ મુજબ ફક્ત સંકુચિત દૃષ્ટિયો અને ધાર્મિક લાગણીને લઈને જ આને કારણ રૂપે ગણવામાં આવ્યું છે; નહિતો સત્ય સાથે એને કંઈ નિસ્બત નથી. વળી ખૂબી એ છે કે સોમનાથને તોડવાને હિંદુઓની રજપૂત ફોજ પણ સાથે હતી. આથી તેનાં અસલ કારણો હું નીચે જણાવું છું તે છે.

૧. સોમનાથ પાટણ એક મશહૂર બંદર હતુ. દૂરદૂરથી જહાઓ આવતાં હતાં અને હરેક જાતનો માલ વેપારીઓ લાવતા હતા. એ જાત્રાનું સ્થળ હોવાથી અહીંની વસ્તી પુષ્કળ હતી. તેમાં મુસલમાનો પણ રહેતા હતા, જેઓ વેપાર અર્થે ત્યાં વસ્યા હતા. તે મુસલમાનો સાથેનું વર્તન બહુ સારું ન હતું. તે ઉપરાંત તે વેપારીઓની અસરથી ખુદ એ જ જગ્યાના હલકા દરજ્જાના લોકો જે મુસલમાન થઈ ગયા હતા, તેમની સાથેનું સામાન્ય વર્ગના વતનીઓનુ અને કર્તાહર્તા લોકોનું વર્તન બહુ જ ખરાબ હતું. કેટલીક વખત તો તે અસહ્ય હતુ. તે સમયે મોહમ્મદ બિન હસન બિન અલી ઈરાકી નામના એક બુઝુર્ગ મક્કાથી માંગરોળ અને ત્યાંથી પ્રભાસપાટણ આવ્યા હતા. તેમણે પોતાની પવિત્રતાથી લોકોમાં પ્રેમ તેમજ સર્વનો વિશ્વાસ

૧ હાશિમીની તારીખે હિંદ, બદાયૂની, તબકાતે નાસિરી અને સિયરૂલ મુતખ્ખરીનમાં કંઇ ઉલ્લેખ નથી. જહોન મકમ સાહેબે પણ જે કંઈ લખ્યું છે તે ફરિશ્તાના ઉલ્લેખનો સારાંશ છે. એલ્ફિન્સ્ટને પણ એ જ લખ્યું છે.

સંપાદન કર્યો હતો. મુસલમાનો ઉપરનો ત્રાસ જોઈ તે સમયના હાકેમો આગળ ફરિયાદ કરી, પણ કોઈએ તેનું સાંભળ્યું નહિ. એક વિધવા વૃદ્ધ સ્ત્રીનો એકનો એક છોકરો માર્યો ગયો, ખાસ કરીને ત્યારે તેમનું દિલ ભરાઈ આવ્યું, તેથી મોહમ્મદ બિન હસન બિન અલી ઇરાકીએ—જેમને સામાન્ય રીતે લોકો "મહમૂદશાહ મંગરોલી" કહેતા હતા તેમણે—તે ડોસીની મારફત એક પત્ર સુલતાન મહમૂદ ગઝનવી ઉપર મોકલ્યો, જેમાં મહમૂદને અહીંના મુસલમાનોની મુશ્કેલીઓ જણાવી અહીં આવવાને કહેણ મોકલ્યું હતું. બીજી રીતે કહેવામાં આવે તો તેમણે એમ જણાવ્યુ હતું કે તમે હિંદુસ્તાનમાં હુમલા કરતા ફરો છો અને ખાસ પ્રભાસ પાટણમાં જ્યાં મુસલમાનોને તકલીફો વેઠવી પડે છે તે તમે દૂર કરતા નથી, જ્યારે મુહમૂદને એ પત્ર મળ્યો ત્યારે એકદમ સામાન તૈયાર કરી તે રવાના થયો.[1] આ બનાવ ગુજરાત અને સૌરાષ્ટ્રના આમ મુસલ-

---

૧. કિસ્સએ મહમૂદશાહ મંગરોલી, છપાયેલ ઉર્દૂ અને ગુજરાતીમાં. એ કિતાબ અસલ ફારસીમા હતી. તેનો હિ. સ. ૧૨૧૬મા ઉર્દૂ પદ્યમા તરજૂમો થયો હતો. જો કે તેમા શાહની કેટલીએ કરામતો વગેરેનો ઉલ્લેખ છે. પરંતુ મેં ફક્ત સાર લઇ લીધો છે અને શાએરની અતિશયોક્તિવાળી અને જાહેર રીતે કયાસ કરવા યોગ્ય ન હોય એવી બાબતો તરફ લક્ષ આપ્યું નથી. આ કિતાબની અગત્ય જેવી રીતે રાસમાળાની છે તેવી જ રીતની છે, વગેરે. હાજીમહમૂદશાહ મંગરોલીની કબર વેરાવળ અને સોમનાથ પાટણની મધ્યમાં છે. ત્યા ઝિયારત માટે લોકો જાય છે અને નાળિયેર ચઢાવે છે. મંગરોલી શાહના મકબરામાં કબરો છે અને તેમા એક અરબી, બીજો ફારસી અને ત્રીજો ઉર્દૂમા, એમ ત્રણ શિલાલેખો છે, તેમાનો પહેલો અરબીનો નીચે પ્રમાણે છે:

માનોમાં વરસોથી પ્રચલિત છે. અને સામાન્ય લોકો મહમૂદનુ અહીં આવવાનું કારણ એ જ બતાવે છે.[1] મહમૂદશાહ મંગરોલીએ એક સ્ત્રીને કાસિદ બનાવી મોકલી એ પણ તેમની દુરંદેશીને લઈને જ હતું. જો કોઇ પુરુષ મારફત આ પત્ર મોકલવામાં આવ્યો હોત તો

---

એ તો દેખીતુ જ છે કે આ શિલાલેખ હાજીમહમૂદ અલઇરાકી મંગરોલીનો નથી, કારણ કે એમનું અવસાન હિ. સ ૪૧૬ પછી પાચમી સદી હિજરીમા થયુ છે અને આ શિલાલેખ સાતમી સદી હિ. સ. ૬૯૯નો છે, આ સુલતાન અલાઉદ્દીન ખલજીનો સમય છે. આ શિલાલેખ ઉપરથી ચોક્કસ જણાઇ આવે છે કે શમ્સુદ્દીન હુસેન ઇરાકી ત્યાના મુસલમાનોનો કાઝી હતો. રાજાઓના સમયમા મુસલમાનોના કેસોના ફેસલા માટે આમ મુસલમાનોની સલાહથી એક શખ્સની નિમણૂક એ હોદ્દા માટે થતી હતી, જેવુ કે મસઊદી (હિ. સં. ૩૦૩માં) એ વિગતવાર લખ્યુ છે. આ પ્રકારનો પુરાણો શિલાલેખ જૂનાગઢમા માઈ ગઢેચીની તૂટીફૂટી મસ્જિદના મેહરાબ ઉપર આજ પણ તે જ સમયનો મોજૂદ છે. મારી ધારણા મુજબ એ હાજીમહમૂદશાહ ઇરાકી મંગરોલી ખાનદાનમા અલાઉદ્દીન ખલજીના જમાનામાં હતા. ગુજરાતની જીત પછી જે બળવો થયો તેમા તે શહીદ થયા અને તેમના ખાનદાનના મકબરામાં તેમની દફન ક્રિયા કરવામા આવી.

બીજો શિલાલેખ જે ફારસીમાં છે તે તે પહેલાનો (સોમનાથ અને વેરાવળના અહેવાલમા) મેં નકલ કર્યો છે તે હિ. સ. ૧૦૭૩ નો છે. એ અકબરના જમાનાનો છે બહુધા અબ્દુલ્લાખાને એની મરામત કરાવી

ત્રીજો શિલાલેખ આ છે:—

"દયાળુ અને માયાળુ અલ્લાહના નામથી શરૂ કરું છુ. અલ્લાહ સિવાય બીજો કોઈ અલ્લાહ નથી. અને મોહમ્મદ તેનો રસૂલ (પેગમ્બર), છે. આ મુબારક મકબરો-જનાબ હાજી મહમૂદ સાહેબ મક્કીનો હિ. સ. ૬૯૯ ના રબીઉલ અવ્વની પહેલીનો છે. એનો લખનાર પટ્ટણના જલાલ મિયાં જમાલુદ્દીન મિયા છે." આ શિલાલેખ હાલનો જ છે એમણે ફક્ત અરબી શિલાલેખનો સારાશ ઉર્દૂમા લખ્યો છે. પરંતુ સામાન્ય પ્રખ્યાતિને લઈને મહમૂદ ઇરાકી મંગરોલીનું નામ અંદર ઉમેરી લીધુ.

1. બોમ્બે ગેઝેટિયર, ભા. ૮

સંભવિત હતું કે સમય પહેલાં જ છાની વાત બહાર પડી જાત. મારી ધારણા મુજબ એક બીજી વાત પણ ધ્યાનમાં હશે કે સ્ત્રી પોતાના દુઃખ અને દર્દની કહાણી ભરાયેલા હૃદયે સંભળાવી સુલતાન ઉપર અસર પેદા કરે છે તેવી રીતે કરવુ બહુધા એક પુરુષ માટે અસંભવિત હતુ. ગમે તેમ હોય, પરંતુ અતિ સંભવિત છે કે આ ખલીફા મુઅનસિમને ઉમૂરિયાના બનાવનો સામનો કરવો પડ્યો હતો તેવી જ છે. રોમના લોકો તરફથી થતી મુસીબતોમાંથી તેણે ફરિયાદી સ્ત્રીને બચાવી હતી અને રસ્તાની મુસ્કેલી વિશેનો કોઈપણ જાતનો પ્રશ્ન ન હતો. પરંતુ ગુજરાતમાં તેમ ન હતું. ગઝનાથી ગુજરાત આવવું સાધારણ કામ ન હતુ. જરા પણ અફવા કોઈના કાન ઉપર પડે, તો સુલતાન મહમૂદ માટે મુસ્કેલીઓ ઊભી થઈ જાય. એ વાત આખર પર્યંત છાની રાખી અને એ જ કારણથી અટક નદીથી માંડી ગુજરાતના રાજાઓમાંથી કોઇને પણ એની ખબર ન પડી.

૨. એક કારણ એ પણ હોઈ શકે કે પહેલી હિજરી સદીથી મુસલમાનો વેપાર અર્થે અરબસ્તાનથી ઇરાન, સિંધ, હિંદુસ્તાનના કિનારા, લંકા અને ચીન પર્યંત જતા હતા, અને દરેક સલ્તનત વેપારીઓનુ રક્ષણ કરવું એ પોતાની ફરજ ગણતી હતી. જેવા કે મુસાફરોનાં સફરનામાંમાથી[1] વલભીપુર, ખંભાત, મલબાર, લંકા અને ચીનના દાખલા મળે છે. અને કોઈક વખતે એ સલ્તનતોએ પરવા ન કરી અથવા તો ઈન્કાર કર્યો ત્યારે ખુદ ઇસ્લામી સલ્તનતોએ સુંદર રીતે તેની ફરજ અદા કરી; જેમકે સિંધના દેવલ નામની જગ્યા વિશેના બનાવ ઉપરથી માલુમ પડે છે.[2] ક્રમનસીબે તે સમયે સોમનાથ અને કચ્છ બને દરિયાઈ ચાંચિયાનાં કેન્દ્રસ્થળો હતા, જ્યાંથી જહાઝો લૂંટવામાં આવતાં હતાં.[3] જેમકે અરબોનાં જે જહાઝો

૧. સફર નામએ સુલેમાન સયરાફી, પ્રે૦ પેરિસ
૨. ખલાઝરી,-છપાયેલ મિસર. સિંધના પ્રકરણમા.
૩. કિતાબુલ હિંદ—અલબીરૂની, છપાયેલ યુરોપ. જેમકે ઉપર આવી ગયું છે.

લંકાથી હાથી, અને અરબસ્તાનના ઉત્તમ ઘોડા વેપારઅર્થે સોમનાથ લાવ્યાં હતાં તેમને ક્ષેમરાજ ચાવડાએ લૂંટી લીધાં હતાં, આથી મુસલમાનોના જાનમાલની હિફાઝત માટે સોમનાથ અને કચ્છ ઉપર હુમલો કરી તેમનાં કેન્દ્રસ્થળો તોડવાની જરૂર પડી. લુટારુઓએ સોમનાથ જ પોતાનું સ્થળ એ કારણથી બનાવ્યું હતુ કે ત્યાં તેઓને ગુપ્ત વેશમાં રહેવાની ઉત્તમ સગવડ હતી. સમુદ્રમાં લૂંટ ચલાવતા હતા, ત્યારપછી મંદિરોમાં આવી પવિત્ર પૂજારીઓ સાથે શામેલ થઈ જતા હતા. કચ્છની પસંદગી તેઓએ એ કારણથી કરી હતી કે જો જમીન ઉપર તેઓ હુમલો કરે તો સમુદ્રમા ભાગી જઈ શકાય અને સમુદ્રમાંથી હુમલો કરી કચ્છના રણમાં જઈ આશ્રય લઈ શકાય.

મારા ખ્યાલ મુજબ એક ઐતિહાસિક કારણ એ પણ સંભવિત છે કે જો કે એક સ્વતંત્ર મીજાજી અમલદાર જુનૈદ (ઈ. સ. ૭૨૫ હિ. સ. ૧૦૭) સિવાય કોઈ બીજા મુસલમાને ગુજરાત ઉપર મહમૂદની પહેલાં હુમલો કર્યો ન હતો, પરંતુ વલ્લભરાયના રાજમાં મુસલમાનો અતિ આરામથી રહી શકતા હતા, તેથી પુષ્કળ મુસલમાનોએ ત્યા વસવાટ કર્યો હતો. આથી રાજાને બહુ ફાયદો થતો હતો. અને વળી ગુજરાતના રાજાઓને વલ્લભરાયના ખાનદાન સાથે રાજકીય અને ધાર્મિક અદાવત હતી, તેથી તેમને એ જોઈ જોઈ ને અદેખાઈ આવતી હતી, એ કારણથી તે મુસલમાનોના કટ્ટા દુશ્મન થયા હતા. જેમકે સુલેમાન સવદાગર નામના બસરાના વેપારીએ ત્રીજી હિજરી સદીની શરૂઆતમાં હિંદુસ્તાનની મુસાફરી કરી હતી તે પોતાના સફરનામામાં જના ગુજરાતની પરિસ્થિતિનું વર્ણન કરે છે તેમા લખે છે કે "ગુજરાતનો રાજા મુસલમાનોનો કટ્ટો દુશ્મન છે અને હિંદુ રાજાઓમાં તેનાથી વધે એનો કોઇ બીજો ઇસ્લામનો શત્રુ નથી."[1]

1. સિલસિલતુત્ તવારીખ, પૃ૦ ૨૮ (છપાયેલ પેરિસ)મા જણાવવામા આવ્યું છે કે હિંદુસ્તાનમા એનાથી મોટો ઇસ્લામનો કોઇ બીજો દુશ્મન નથી.

ત્રીજી હિજરી સદીની મધ્યમાં અબુ ઝયદુલ હસન સયરાફીએ આ મુલ્કોમાં સફર કરી, તેણે પણ લગભગ ઉપર મુજબનો જ અભિપ્રાય લખ્યો છે; એટલે કે ગુજરાતના રાજાને મુસલમાનો સાથે સખત અદાવત છે.

ચોથી હિજરી સદીની શરૂઆતમાં મસઉદી ગુજરાતમાં આવ્યો હતો. તે કહે છે કે "ગુજરાતના રાજાને મુસલમાનો તરફ સખ્ત નફરત છે અને મુસલમાનોનો એ કટ્ટો દુશ્મન છે."

પાંચમી હિજરી સદીની શરૂઆતમાં ખીરૂની આવ્યો હતો તેનું બ્યાન ઉપર આવી ગયુ છે. એ લખે છે કે "કચ્છ અને સોમનાથ દરિયાઈ ચાંચિયાઓનું આશ્રયસ્થાન છે અને સાધારણ રીતે અરબોનાં જહાઝો લૂટવામાં આવે છે અને ગુજરાતનો રાજા એના અટકાવ માટે કંઈ પણ કરતો નથી, કારણ કે મુસલમાનો સાથેની અદાવત વંશપરંપરા ઊતરી આવેલી છે. એકસો વરસ પસાર થયાં હોવા છતાં એ રાજાઓની દુશ્મનાવટ ચાલુ છે." ટૂંકમાં મુસલમાનો સાથેનું ગુજરાતી રાજાઓનું દ્વેષભર્યું વર્તન છાનુ રહે એમ ન હતું. પરંતુ એ વાત તો વેપારીઓ અને મુસાફરો મારફત તમામ ઇસ્લામી દુનિયામાં જાહેર થઇ ગઇ હતી. મહમૂદ પણ એનાથી અણજાણ ન હતો. સંભવિત છે કે બલ્ખમાં શિકાયત કરનાર મુસલમાન વેપારીઓ પણ હોય, જેમણે પોતાના હેતુ પાર પાડવામાં કામિયાબી હાંસિલ કરવાને ધાર્મિક દખલ ઊભી કરી હોય. અને સામાન્ય વર્ગના લોકોના ઉપર છાપ પાડવામાં બહુધા એ જ માર્ગ વધારે ફળીભૂત થયો હોય. તેથી મહમૂદને પણ મુનાસિબ લાગ્યું કે એક વખત ફરીથી હિંદુસ્તાનમાં જઈ પોતાનો પ્રભાવ પ્રદર્શિત કરે અને આમ મુસલમાનોની ફરિયાદ દૂર કરે.

૩. જે સમયે મહમૂદ ગઝનવી ગઝનામાં હકૂમત કરતો હતો ત્યારની ઇસ્લામી જગતની પરિસ્થિતિ ઉપર પણ એક સરસરી નજર નાખવાની હું ઇચ્છા રાખું છું, કે જેથી તેનું ગુજરાતમાં આવવાનું કારણ સાફ રીતે ધ્યાનમાં આવી જાય.

હઝરત મોહમ્મદ (સ૬૪૦)ના અવસાન પછી અબુબક્ર, ઉમર અને ઉસ્માન (૬૬૦) એક પછી એક ખલીફા થયા. ત્યારપછી જ્યારે હઝરત અલી ખલીફા થયા ત્યારે મુસલમાનના બે વિભાગ થયા : કેટલાક ખલીફા સાથે રહ્યા અને બાકીનાએ મુઆવિયાનો સાથ લીધો. હઝરત અલી પછી ઈમામ હસન આવ્યા, અને મુસલમાનોમાં કુસંપ નાપસંદ પડતાં તેણે હઝરત મુઆવિયા સાથે સલાહ કરી લીધી, અને પોતે ખિલાફતના કાર્યનો ત્યાગ કર્યો. ટૂંકમાં અમીર મુઆવિયાના વખતથી બનુ ઉમય્યા ખાનદાનના હાથમાં ખિલાફત (હકૂમત) રહી. ઈ. સ. ૭૪૯ ( હિ. સ. ૧૩૨ )માં એ ખાનદાનની પડતી થઇ અને તેની જગ્યાએ અબ્બાસ ખાનદાનના લોકો ખલીફા થવા માંડયા તેઓમાં મહદી, મન્સૂર, હારૂનર્ રશીદ અને મુઅતસિમ મશહૂર વ્યક્તિઓ છે. પાયતખ્ત પણ દમાસ્કસથી બગદાદ બદલવામાં આવ્યું. અબ્બાસી ખાનદાનમા એ જ મજકૂર છેલ્લા પાદશાહ પર્યંત ખિલાફતનો દબદબો રહ્યો. તેના અવસાન (હિ. સ. ૨૨૭—ઈ. સ. ૮૪૧) પછી પડતી શરૂ થઈ. પ્રથમ તુર્કોની સત્તા રહી. ત્યારપછી બુવયે કુટુંબના ઇમાદુદ્દૌલાની ઇ. સ ૯૬૨ (હિ. સ. ૩૦૦)માં ઉન્નતિ શરૂ થઈ. તેના ભાઈ મુઈઝુદ્દૌલાએ બગદાદનો કબજો લીધો અને અબ્બાસી ખાનદાનની વિરુદ્ધ ફક્ત રાજકીય શ્રેષ્ઠતા કાયમ રાખીને મોહમ્મદની પુત્રી ફાતમાના પુત્રો (મોહમ્મદ સઅ૰ નું કુટુંબ) સાથે અતિશય મોહબ્બત હોય એમ દેખાવ કર્યો. અબ્બાસી ખાનદાનની નબળાઈ અને કમજોરીનો ઘણાયે હાકેમોએ ફાયદો ઉઠાવ્યો તેઓમાં આફ્રિકાનો હાકિમ પણ આપખુદી રીતે લાંબા અરસાથી હકૂમત કરી રહ્યો હતો; એટલે સુધી કે ઇ. સ. ૯૦૬ ( હિ. સ. ૨૯૭ ) માં ઉબૈદુલ્લાહ નામના એક ફાતેમી ઇસ્માઈલીએ તેની વિરુદ્ધ પોતાની ફોજી તાકતને લઈને ફત્તેહ મેળવી અને તમામ આફ્રિકા પોતાની સત્તા નીચે લીધુ. એ ખાનદાને ધીમે ધીમે એટલી બધી પ્રગતિ કરી કે ઈ. સ. ૯૫૨ ( હિ. સ. ૩૪૧ ) મા ખલીફા

મુઇઝુદ્દીનના સમયમા મિસર, મક્કા, મદીના, સિરિયા, યમન વગેરે તમામ તેની હકૂમત નીચે આવી ગયાં.

અબ્બાસી ખિલાફતની કમજોરીનો લાભ લઈને એક બીજો શખ્સ પણ ઉન્નતિના શિખરે પહોંચ્યો એ અબુ સઈદ કર્મતી હતો. ઈ. સ. ૮૯૯ (હિ. સ ૨૮૬) થી એ કર્મતીઓએ પ્રગતિ શરૂ કરી અને ઈ. સ. ૯૮૫ (હિ. સ. ૩૭૫) પર્યંત સફળતાથી હકૂમત કરી શરૂઆતમાં તો રસૂલના ખાનદાનના નામથી ઊઠયા; પરંતુ જ્યારે કામિયાબી પ્રાપ્ત કરી ત્યારે સર્વને ઊંચા મૂકી દીધા. એઓ તો મિસરના ઈસ્માઈલી ખલીફાની સત્તા નીચે હોવાનું અભિમાન રાખતા હતા, પરંતુ અમલ કરવામાં આપખુદ રીતે જ કામ કરતા હતા અને છાની રીતે પ્રચાર કરી દૂરદૂરના મુલ્કોમાં લોકોને પોતાના વિચારો સાથે એકમત કરી દીધા હતા. સમસામુદ્દૌલાએ તેમની શક્તિ બિલકુલ નાબૂદ કરી લેતા ત્યારે ઉમાન, હજર અને બેહરીનમા તેઓ જતા રહ્યા. પરંતુ પડોશીઓએ તેમના ઉપર હુમલા શરૂ કર્યા ત્યારે નાસભાગ કરી નજીક હોવાના કારણે સિંધ અને મુલતાનમાં પોતાના જ ધર્મના પહેલેથી આવી વસવાટ કરી રહેલા લોકોને મળ્યા અને એટલા તાકતદાર થયા કે અહીં પોતાની સત્તા જમાવી દીધી. બગદાદના ખલીફાને બદલે મિસરના ખલીફા અર્થાત્ ઇસ્માઇલીઓ સાથે સોગદવિધિસર જોડાયા.[૧] ઈસ્માઈલી ખલીફાઓ બરાબર પ્રગતિ કરી રહ્યા હતા. ઇ. સ. ૯૭૧ (હિ. સ. ૩૬૫) માં અઝીઝ બિલ્લાએ અઝદુદ્દૌલા બુવયે બગદાદ, ફાર્સ વગેરે ઉપર હકૂમત કરતો હતો તેની સાથે પત્રવ્યવહાર કરી એ નક્કી કરી લીધુ કે અઝદુદ્દૌલા ફાતિમી ખલીફાઓનો ખુત્બો પોતાના તાબાના મુલ્કોમાં પઢાવે. આથી ફાતિમીઓની કોશિશનું પરિણામ શું આવ્યું કે અબ્બાસી ખલીફાઓ મોજૂદ હતા તેમ છતાં ખુદ બગદાદમાં પણ ઈ સ. ૧૦૪૦ (હિ. સ. ૪૩૨) માં ફાતિમી

૧. સફરનામા—અલ્લામા બશારી મુકદ્દશી

આ અવતરણ ઉપરથી એમ માલૂમ પડે છે કે સિંધ ઇસ્માઇલી હકૂમતના તાબામાં સીધી કે આડકતરી રીતે હતું. આ બાજૂ બુવયે ખાનદાનની સ્થિતિ એવી હતી કે બગદાદના ખલીફાઓને શેતરંજ (ની રમત) ના શાહની જેમ ઉઠાડી મૂકતા હતા તેમજ બેસાડતા હતા, અને જાહેર રીતે કોઇ એવી સત્તા ન હતી જે બગદાદના ખલીફાઓને મદદ કરે અને બુવયે ખાનદાનના પંજામાંથી મુક્ત કરે. બીજી બાજૂએ મિસરના ફાતિમી ખાનદાનના લોકો પોતાની હકૂમત અને અસરનો દાયરો દિવસે દિવસે વિસ્તૃત કરતા હતા. હાકેમ બેઅમ્રિલા ઈ. સ. ૯૯૬–૧૦૨૦ (હિ. સ. ૩૮૬–૪૧૧) પોતાના છુપા એજંટો મારફત ફક્ત મિસર, સિરિયા, મક્કા, બહરીન, એટલુ જ નહિ પરંતુ ગુજરાત, મુલતાન, અને ખુરાસાન પર્યંત પોતાનું કાર્ય કરવામાં ફળીભૂત થયો હતો. ઝાહેર .લેદિનિલ્લાહના સમયમાં ખુરાસાનના હાજીઓ તેને મળવાને મિસર ગયા હતા અને ખિલાતનું માન પામી પાછા આવ્યા.

વાતનો સારાંશ એ છે કે મહમૂદ ગઝનવીએ તખ્ત ઉપર પગ મૂકયો ત્યારે ઇસ્લામી દુનિયાની આ હાલત હતી, તે સમયે ગઝના ગોર અને તુર્કસ્તાનનો ફક્ત એક ઇલાકો હતો જ્યાં ઇસ્માઇલી હજુ પહોંચ્યા ન હતા. બગદાદના તખ્ત ઉપર કાદિર બિલ્લાહ ખલીફ હતે. તે બુવયે ખાનદાનના રક્ષણ હેઠળનો એક કેદી થયો હતો, પરંતુ બુવયે ખાનદાન માંહોમાંહિની તકરારને લઈને કમજોર થઈ જવાથી તેણે ફરીથી અબ્બાસીઓની સત્તા કાયમ કરવાની ઇચ્છા કરી. એ માટે પ્રથમ ફાતિમી ખાનદાનની સત્તા તોડવી જરૂરી હતી.

---

—ઇસ્માઈલીઓનો એવો દાવો છે કે 'મુલતાન અને સિંધમાં અમારી હકૂમત હતી અને નહિ કે કર્મતીઓની. ગઝનવી અને ઘોરીએ અમારી પાસેથી સંતનત છીનવી લીધી ગૂમરા કોમ અમારા ધર્મને જ માનતી હતી.' મેં ગુજરાતીમાં ઇસ્માઈલીઓ (વહોરા) ની દાવતનો ઇતિહાસ એક અલગ રિસાલામાં લખ્યો છે.

બગદાદમાં બુવયે ખાનદાનની હાજરીમાં તેમજ ઇસ્માઈલીઓની રાજકીય જાગૃતિને લઇને આવું કામ કરવું એ કંઈ સહેલી વાત ન હતી. એ માટે તો પાયતખ્તથી દૂરદૂરના મુલ્કોમાં જ્યાં નવી સત્તા જામતી હતી તેને મજબૂત બનાવવાની જરૂર હતી કે જેથી તેનો હેતુ પાર પડે; જેમકે પશ્ચિમ (ફરવાનમા) ઈબ્ન બાદીસના જમાનામાં એ માટે ઘણી કોશિશ કરવામાં આવી, જેનો નતીજો તેનો ઉત્તરાધિકારી કાસિમ બેઅમ્રિલ્લાહ અબ્બાસીના જમાનામાં આવ્યો; જો કે ફતિમી ખાનદાનની રાજકીય જાગૃતિ અને નજદીકીને લઈને લાંબો સમય તે સ્થિતિ કાયમ રહી શકી નહિ. બીજી બાજુએ મહમૂદ ગઝનવીને ઉશ્કેર્યો અને સફળ થયો અને એ જ કારણથી મહમૂદની ફતેહોની બગદાદના ખલીફાએ પ્રસિદ્ધિ કરી, ખુત્બામાં તે પ્રકટ કરી અને બગદાદમાં તે માટે ઉજવણી કરવામાં આવી. મહમૂદ ગઝનવીને પણ એક ખલીફાની બહુ જરૂર હતી, જેથી કરી તેના નામથી ફતેહનું દ્વાર ખોલે અને આમ લોકોમાં નામચીન થઈ દુશ્મનોથી બચે અને સમકાલીનોમાં અગ્રગણ્ય થાય. તે સમયે સુલતાન હિંદુસ્તાનમાં લાગલગટ હુમલા કરી રહ્યો હતો. અનંગપાળ સાથેની લડાઈમાં રાજકીય પરિસ્થિતિ ધ્યાનમાં રાખી અબુલફતહ દાઉદે (જે શયબાની[1] ખાનદાનનો ત્રીજો પાદશાહ હતો.) મજકૂર રાજાને

સાથ આપ્યો. તેથી મહમૂદ સમજ્યો કે જો એ રાજ્યના હરીફને જલદી તાબે કરવામાં ન આવે તો ભવિષ્યમાં બહુ નુકસાન થશે. આથી મહમૂદ ગઝનવીએ અનંગપાળ તરફથી નિશ્ચિંત થઈ મુલતાનવાળાઓની ખબર લીધી અને બીજી વખત ચડાઈ કરી. મુલતાનને જીતેલા પ્રદેશોમાં શામેલ કરી લીધું. મુલતાનના ઘણાખરા ઈસ્માઈલીઓ ત્યાંથી ભાગી જઈ ગુજરાતમાં જમા થયા, જ્યાં પહેલેથી જ ઈસ્માઈલીઓ યમનના રસ્તે આવ્યા હતા, અને આવી રીતે ગુજરાત મહમૂદ માટે રાજ્યના દુશ્મનોનું કેન્દ્ર બનતું જતું હતું. કેન્દ્ર બને તે પહેલાં જ તેમને ડરાવી વિખેરવું મહમૂદને ઠીક લાગ્યું. ઘણું સંભવિત છે કે આ ઇરાદાને પણ લક્ષમાં રાખી મહમૂદે ગુજરાત ઉપર હુમલો કર્યો હોય, અને ફક્ત એ જ ઇચ્છાથી દૂરથી ફરી કરીને ગુજરાત આવ્યો હોય કે જેથી ગુજરાતના વતનીઓને તેમજ ઈસ્માઈલીઓને એની ખબર સુધ્ધાંત ન પડે.

( હિંદી ઈસ્માઈલી અર્થાત્ દાઉદી વહોરાના વિગતવાર ઇતિહાસનો મેં એક રિસાલો લખ્યો છે. )

---

માથી પણ તેમનું અસલ મૂળ મળતું નથી. ફક્ત એટલું જાણવાનું મળે છે કે તેઓ મુસલમાન હતા. ઇબ્ન બતૂતાના હાશિયા લખનારે સંશોધન કર્યું છે કે તેઓ "સૂમરા" કે "સામી" કે "સૂમની" હશે બંને રજપૂત હતા અને સિંધના પુરાણા રહેવાસી હતા, જે મુસલમાન થઇ ગયા હતા અને બહુધા એ જ કારણથી આપણે જોઈએ છીએ કે ફીરોઝશાહ તગલકને ઠઠ્ઠા ઉપર ચડાઇ વખતે ત્યાંથી હઝરત જલાલુદ્દીન જહાનિયાંગશ્તે સુલેહ કરાવી જેથી કરીને એ મુસલમાનોમાં ખૂનરેઝી ન થાય પરંતુ એ વિષે ઉત્તમ સંશોધન "અરબો હિંદ"માં અલ્લામા સૈયદ સુલેમાન નદવી સાહેબે કર્યું છે, જેમાં તેમણે સાબિત કર્યું છે કે એ લોકો અરબ ઈસ્માઇલી હતા (પૃ. ૩૧૪) અને મારી ધારણા મુજબ અસલ શબ્દ "સોમરાય" છે, જેનો અરબી ઉચ્ચાર "સોમરા" થયો; જેમકે "બલહરા" 'વલ્લભરાય' ઉપરથી છે એ ખાનદાનનું નામ છે. એમનું (સોમરા) એક નામ મુસલમાની અને બીજું ગેરમુસલમાની હતું; જેમકે ચીની અને બરમી મુસલમાનોનું આજ પણ હોય છે.

૪. દુનિયામાં કોઈ બહાદુર મહત્ત્વાકાંક્ષી શખ્સ થયો નથી જેણે પોતાની સત્તા વધારી નહિ હોય. સિકંદર, જુલિયસ સીઝર, રઅમસીસ, (ફરો મિસરના પાદશાહનો ઇલ્કાબ), નેપોલિયન, કૈખુસ્રવ, દારા, નવશીરવાન, અફ્રાસિયાબ, વિક્રમાદિત્ય, અશોક, કનોજનો હર્ષ,. શિવાજી, રણજીતસિંહ; ટૂંકમાં દુનિયાના કોઈ પણ રાષ્ટ્રમાં જ્યારે કોઈ પણ બહાદુર, સત્તાવાળો પુરુષ પેદા થયો હોય ત્યારે તેણે રાજ્યને વિસ્તૃત કરવું એ જ પોતાની ફરજ સમજી લીધી હતી. સુલતાન મહમૂદ ગઝનવી પણ એવો જ મહત્ત્વાકાંક્ષી બહાદુર શખ્સ હતો જે ખામોશ બેસી રહે એ અસંભવિત હતું. જ્યારે તે તખ્તનશીન થયો ત્યારે તેની સલ્તનત એક એવી જગ્યા ઉપર હતી કે જેની ત્રણ બાજૂ ઉપર ઇસ્લામી મુલ્કો હતા. બુખારા, ખીવા, અને તુર્કસ્તાન તેના ખાનદાનના રાજ્યકર્તાઓ (સામાની ખાનદાન) પાસે હતાં. તેમની સાથે બગાડવું એ અપકાર કર્યા બરાબર ગણુતો હતો. ફાર્સથી માંડી ઈરાક અને બગદાદ પર્યંત બુવયે ખાનદાનનો સિતારો ચમકતો હતો. ટૂંકમાં હિંદુસ્તાન અને ચીન સિવાય આસપાસમાં કોઈપણ એવો મુલ્ક ન હતો જ્યાં તેની બહાદુર ફોજોને પોતાનું પાણી બતાવવાનો મોકો મળી શકે. કર્મસંજોગે એવુ બન્યું કે જયપાળ અને અનંગપાળને લઈને વારંવાર એને હિંદુસ્તાનમાં આવવું પડ્યુ, તેનો ઇરાદો લંકા અને સિયામ પર્યંત પોતાની ફતેહોનો ઝંડો ફરકાવવાનો હતો.[1] નજીકનો રસ્તો લેવો તેને માટે જરૂરી હતું. ગઝનાથી લંકા પર્યંતનો રસ્તો જ ગુજરાત જવા માટે ઓછામાં ઓછો ભય ભરેલો હતો. તે ધ્યેય હાંસિલ કરવાને એ કામ પહેલુ આરોપવું જરૂરી હતું. આ કારણથી તેણે ગુજરાત ઉપર ચડાઈ કરી અને કામિયાબ થઈ પાછો આવ્યો.

૫. સૌથી મહત્ત્વની બાબત તો એ હતી કે સુબુક્તગીનના

૧. તારીખે ફરિશ્તા—સોમનાથ અને મહમૂદ ગઝનવી વિષેનું પ્રકરણ

છેવટના સમયમાં અને મહમૂદના શરૂઆતના હુમલા દરમિયાન જયપાળ અને અનંગપાળે મુસલમાનોની સામે હિંદુસ્તાનના મોટા મોટા રાજાઓની સાથે થઈ હુમલો કર્યો અને આખર હાર ખાધી મહમૂદની લડાઈ ફક્ત અનંગપાળ સાથે હતી બીજાઓ સાથે એને કંઈ સબંધ ન હતો ત્યારપછી મહમૂદ સામે કારણ વગર અનંગપાળ સાથે થઈ કનોજ, મીરત, મથુરા, મહાવન, કાલિંજર, અજમેર અને ગ્વાલિયરના રાજાઓએ ચડાઈ કરી

કુદરતી રીતે આ વાત મહમૂદને પસંદ ન પડી જાણે કે આ રાજાઓએ કારણ વગર મહમૂદને લડાઈ માટે નિમંત્રણ આપ્યું હોય એમ હતું મહમૂદે પણ એક પછી એક એમ બધા પાસેથી બદલો લીધો ઉત્તર હિંદુસ્તાનથી અજમેર, માળવા, અને ગુજરાત બિલકુલ અલગ હતા આ કારણથી આ ત્રણેને શિક્ષા કરવાને પૂરેપૂરી કાળજી તેમજ સંપૂર્ણ તાકતસર એવા રસ્તે આવ્યો કે તેમને આપસમાં મળવાનો તેમજ સામનો કરવાનો મોકો ન મળે અને એ જ પ્રમાણે થયું

૬. એ તમામ રાજાઓ (અર્થાત્ અજમેર, માળવા, અને ગુજરાત)મા સૌથી વધારે મગરૂર તેમજ દોલતમંદ ગુજરાતનો રાજા હતો તેથી અજમેરના રાજાએ પલાયન થવાનુ પસંદ કર્યું ત્યારે એનુ પાયતખ્ત લૂટવું એ એક સંપૂર્ણ બોધપાઠ ગણવામા આવ્યો પરંતુ ગુજરાતના રાજાના હાથ નીચે સંખ્યાબંધ ઝબરદસ્ત રાજાઓ હોવાના કારણથી મહારાજા તરીકેની તેની હેસિયત હતી તેથી તેની રાજધાનીપર્યંત પહોંચવુ અને લૂંટી લેવુ કાંઈ ન હતુ

૭ એ જ આધારે એમ પણ દાવો કરી શકાય છે કે ખાસ કરીને સોમનાથ ઉપર જ હુમલો કરવાની મહમૂદની કંઈ પણ નિયત ન હતી, પરંતુ તેની અસલ ઇચ્છા ગુજરાતના રાજા પાસેથી અવેજ લેવાની હતી, તેથી અણહીલપુર પાટણ પહોંચ્યો પણ દુશ્મન ન મળ્યો

ત્યારે લૂંટમાર કરી પાછા ફરવાને બદલે તે તેની પાછળ પડયો. તે દેલવાડા ચાલ્યો ગયો હતો તેથી મહમૂદ ત્યાં ગયો, ત્યારપછી તે સોમનાથ તરફ આવી રહ્યો હતો તેથી મહમદે પણ તે તરફ પ્રયાણ કર્યું. ત્યાં પહોંચતાં તેને ખબર થઈ કે તે કંથકોટ નાસી છૂટયો છે. હવે કંથકોટ જવાને બે સાગ રસ્તા હતા : એક તો ખભાત બદર લૂંટી ત્યાંથી જહાઝમાં બેસી જવાનુ હતુ; પરંતુ એમા તો બાબત લંબાઈ જાય એમ હતી. બીજો આસાન રસ્તો સોમનાથ બદર થઈને જવાનો હતો. જો સોમનાથના લોકોએ એની અધીનતા સત્વર સ્વીકારી હોત અને માર્ગ આપ્યો હોત તો સોમનાથને કોઈ પણ જાતનું નુકસાન થયું ન હોત અને તે સીધો કંથકોટ પહોંચી ગયો હોત. વળી એ માટે એ દલીલ છે કે મહમૂદની સારી ઉમરમાં એવો એક પણ દાખલો નથી જે એમ પુરવાર કરે કે તાબેદારી સ્વીકાર્યા બાદ સુલેહશાંતિ દરમિયાન કોઈ મંદિરને તેણે લૂંટયું હોય કે કોઈ હિંદુને બળજબરીથી મુસલમાન બનાવ્યો હોય. પરંતુ સોમનાથના લોકોએ માર્ગ રોકયો અને કિલ્લાબંદ થઈ મને કમને લડાઈ વહોરી લીધી. એનો ફાયદો દુસ્મનોએ ઉઠાવ્યો. ત્યારપછી આપણે જોઈએ છીએ કે જોકે સોમનાથ જીત્યા પછી તેણે લૂંટવું જોઈતું હતું પરતુ તે ફતેહ કર્યા બાદ કથકોટ પહોંચ્યો. કથકોટથી પણ રાજા ભાગી ગયો ત્યારે મહમૂદે તેની પૂઠ પકડી. ત્યાં આવતાં તેને માલૂમ પડયું કે પોતે પહાડી પ્રદેશમાં આવ્યો ગયો. જો મહમૂદની મકસદ ફક્ત સોમનાથ જીતવાની જ હોત તો તેણે અજમેર અને આબુના રસ્તાને બદલે કચ્છના નાના રણમાં થઈને બનતી ત્વરાથી સોમનાથ પહોચી જવું જોઈતું હતુ, જેમકે તેણે વાપસી વખતે તેમજ કર્યું હતું. પરંતુ હું જોઉં છું કે ભીમદેવની પાછળ પાછળ તે દોડતો ફરતો હતો એ ઉપરથી માલૂમ પડે છે કે તે તેની પાછળ જ સોમનાથ ગયો હતો. અને જો તેનો ઇરાદો ફક્ત લૂંટનો જ હોત તો તેણે ખંભાત અને માળવા જેવાં માલદારો સ્થળો શા માટે છોડી દીધાં?

## મહમૂદ ગઝનવીની રવાનગી

ટૂંકમાં મહમૂદ ગઝનવીએ જ્યારે ગુજરાત ફતેહ કરવાનો ઇરાદો કર્યો ત્યારે રાજ્યના સ્તંભરૂપી ઉમરાવો સાથે મસલત કરી, રસ્તા વિશે તપાસ કરી, મુશ્કેલીઓ જાણી લીધી, ફોજોની સંખ્યાની ગણત્રી કરવામાં આવી. મઝહબી સ્વયંસેવકોની ટોળામાં અને ટોળામાં ભરતી થવા લાગી, જેની સંખ્યા ૩૦,૦૦૦ પર્યંત પહોંચી ગઈ. ટૂંકમાં ૩૦,૦૦૦ સ્વયસેવકો સાથે ૫૪૦૦૦ જેટલા પગારદાર સવારો લઈ ઇ. સ. ૧૦૨૪ ના સપ્ટેમ્બરમાં હિ. સ. ૪૧૫ ના શાબાન મહિનાની ૧૦ મી તારીખે ગઝનાથી રવાના થયો. [૧]ડેરા ઈસ્માઇલ-ખાનના રસ્તે ( ઈ. સ. ૧૦૨૪–હિ. સ. ૪૧૬ ) રમઝાન માસની ૧૬ મી તારીખે મુલતાન આવ્યો.[૧] પાણીની અછત જોઈ દરેક સૈનિક અને મુજાહિદ (સ્વયસેવક)ને પોતાની તાકતના પ્રમાણમાં ખોરાકનો ભાથો અને પાણીની હાથમશક ભરેલી રાખવાનો હુકમ કર્યો. તે ઉપરાંત ૨૦,૦૦૦ (અને બીજાના કહેવા પ્રમાણે ૩૦,૦૦૦) જેટલા ઊંટને કેટલાક દિવસ તરસ્યા રાખી પાણી પિવડાવવામાં આવ્યું[૨] અને તેમના ઉપર ખોરાક અને પાણી લાદવામાં આવ્યું. મુલતાનથી બિકાનેર અને જેસલમેર થઇ[૩] ત્રણસો પચાસ માઇલના પાણી તેમજ ઘાસ વિનાના સૂકા અને વેરાન રણમાં થઈ રવાના થયો. પહેલી મંઝિલ પર દરેક સિપાહીએ પોતપોતાની સાથેનું ભાથું વાપર્યું, તે પછી ઊંટો મારવામાં આવતાં. સિપાહીઓ ગોસ્ત ખાતા અને ઊંટની કોથળીમાંથી નીકળતું પાણી સાફ કરી ઘોડાને પિવડાવવામાં આવતું. ઊંટ ઉપર લાદેલું પાણી લશ્કરના સૈનિકો વાપરતા. આવી રીતે છાપો મારતી એ ફોજ અજમેર પર્યંત પહોંચી. અજમેરનો રાજા એ જોઈ

---

૧. ફરિશ્તા–નવલકિશોર

૧. તારીખે ગુઝી

૨. તારીખે ઝકાઉલ્લાહ

૩. કિસ્સએ મહમૂદશાહ મંગરોલી

વાડ છે અને ફારસી અને અરબી ઈતિહાસ રિએ એનું "નહર વાના" થું એ શહેર એ મુલ્કનું પાયતખ્ત છે અને અહીંનો રાજા ગુજરાતનો મહારાજા હતો ગધાર, માંગરોળ, ખભાત, સોમનાથ, ભરૂચ જૂનાગઢ વગેરેમાં એને ખડણી આપનારા માડલિકો રહેતા હતા તે સમયે ગુજરાતનો મહારાજા સોલંકી વંશનો ભીમદેવ હતો.[1] ઈ સ ૧૦૨૨ થી ૧૦૭૨ (હિ. સ ૪૧૩–હિ સ. ૪૬૫) જો કે એ રાજા મહત્ત્વાકાંક્ષી અને બહાદુર હતો, તેમ છતાં સુલતાન મહમૂદના અચાનક આવવાથી એ પણ ગભરાઈ ગયો

ગ્વાલિયર કે જેની સરહદ ઉજ્જનને મળતી હતી ત્યા જે એલચી મોકલવામા આવ્યો, બહુધા તે જ્યારે કામિયાબ થઈ આની સુલેહ કરીને પાછો આવ્યો હશે ત્યારે તેણે કહ્યુ હશે કે અમો અમારા ધ્યેયમા ફતેહમદ સાથ ફર્યા લોકોએ તેનો અર્થ લડાઈમા ફતેહ મેળવી એમ કર્યો અને શાએરે પોતાના આશ્રયદાતાને ફતેહમદ અને મહમૂદને પરાજિત લખી માર્યા

હિંદુઓમા એ પ્રથમ પુસ્તક છે જેમા મહમૂદ ગઝનવીનો ઉલ્લેખ છે તે આગળ ચાલતા દુઆ માગે છે અને દેવને સબોધી કહે છે કે—

'ઓહ ! મહાદેવ, તુ અતિ શક્તિવાન છે (તુર્કો) મહમૂદ ગઝનવીએ થાણેશ્વર મથુરા અને સોમનાથનો નાશ કર્યો છે પરંતુ તે તારા પર્વત પહોચી શક્યો નહિ ' (સત્યપુર મડન શ્રી મહાવીર ઉત્સાહ)

મહમૂદે એ સફર કોઈ બીજા રાજય માટે મોકૂફ રાખી હોય એ સભવિત છે

૧ ફરિશ્તા અને તબકાતે અકબરીમા ભીમદેવને બદલે બીરમદેવ લખવામા આવ્યું છે જે ખરેખર ભૂલ જ છે બરૂનીએ હિંદના રાજાઓમાના એકનુ નામ ભીમદેવ લખ્યું છે જે ઉપરથી માલુમ પડે છે કે બીરમદેવ ગુજરાતનો રાજા ન હતો સિયલ મુતઅખ્ખરીનમા મહમૂદ સાથે નંદદેવનો મુકાબલો કરવ્યો છે અકબરનામાના કર્તાએ જામન્દ લખ્યુ છે અને એના જ આધારે મિરાતે અહમદીએ પણ લખ્યુ છે "જામદ" ચામુડનો અપભ્રંશ છે (કેટલાક ચામુડ પણ કહે છે) ચામુંડ ભીમદેવનો દાદો હતો ઇબ્ન અસીરની તારીખે કામિલમા "ભીમદેવ છે, જે ગેઝેટિયર અને ગુજરાતી તારીખમા પણ છે અને એ જ ખરું છે કારણ કે એ જ મહમૂદનો સમકાલીન છે

આસમાન સાથે વાત કરી રહ્યું છે. તેનો પાયો સમુદ્રને લાગેલો છે, કોટ ઉપર ઠેકઠેકાણે ચોકી પહેરાની વ્યવસ્થા છે. મહમૂદ ગઝનવીની લાગલાગટ હિંદ ઉપરની ચડાઈઓને લઇને લગભગ મોટા ભાગના લોકો તેના નામથી વાકિફ હતા. તેની તાબેદારી સ્વીકારી તેને માર્ગ આપવામાં આવ્યો હોત તો સોમનાથને કોઈપણ જાતનું નુકસાન પહોંચ્યુ ન હોત. પરંતુ ગઝનવી ફોજની ખબર સાંભળી સોમનાથના લોક એકદમ કિલ્લાબંદ થઈ ગયા. પ્રથમ તો ઘણાખરા લોકો ઉપર ચડી તમાશો ભાળતા રહ્યા અને કાસિદો મારફતે પયગામ શરૂ કર્યા. કાસિદોએ ધમકી બતાવવાને યુક્તિપ્રયુક્તિ અજમાવી, પરંતુ સુલતાન ધમકીથી ડર્યો નહિ અને તેણે કિલ્લાનો ઘેરો શરૂ કર્યો અને સખ્તાઈ કરી કિલ્લાની અવરજવર બંધ કરી દીધી, તેથી પૂજારી બ્રાહ્મણોને બહુ તકલીફ વેઠવી શરૂ થઈ અને તેમના રોજના કાર્યક્રમમાં ફેરફાર થઈ જવાથી ઉશ્કેરાઈ જઈ કિલ્લાના કોટ ઉપર આવ્યા, અને બૂમ અને ચીસ પાડીને કહેવા લાગ્યા કે 'અમારા મહાન સોમનાથજી તમને કદાચ એ કારણથી અહીં લાવ્યા છે કે જેથી તમને લૂંટે. જો તમે તમારી સલામતી ચાહતા હો તો સત્વર પાછા જાઓ, નહિ તો તમારે માટે જીવતા રહેવાની કોઈ આશાનું કિરણ નજરે પડતું નથી. હિંદુસ્તાનમાં જે જે મૂર્તિઓ તોડી છે તેનો બદલો લેવામાં આવશે.' મહમૂદના સૈનિકોએ બ્રાહ્મણોની ચીમકી ધમકી અને શાપનો જવાબ એટલાં બધાં તીરથી આપ્યો કે તમામ કોટ ઉપર નાસી છૂટયા અને સોમનાથની મૂર્તિ આગળ ઘૂંટણીએ પડી ગળગળા થઈ કાલાવાલા કર્યા. ફોજના માણસો ફસીલ ખાલી ભાળતાં દોરડું નાખી ઉપર ચડયા અને "અલ્લા હો અકબર"ના બુલન્દ નાદથી તેમની હાજરીનો ખ્યાલ આપ્યો. કિલ્લાના રક્ષક રજપૂતોને હરગિઝ એ વિચાર આવ્યો ન હતો કે આટલી આસાનીથી મુસલમાનો કોટ ઉપર ચડી જશે. તેઓએ આ જાણી બેહદ ગુસ્સામાં આવી એક એવો ઝબરદસ્ત પ્રતિ-હુમલો કર્યો કે ઘણાખરા મુસલમાનો માર્યા

ગયા, અને બાકીના ફોજી આદમીઓને પાછા ફરવું પડયું. બીજે દિવસે સવારથી માંડી સાંજ પર્યંત એક પછી એક મુસલમાનોએ હુમલા કર્યા અને નિસરણી મૂકી મૂકીને વારંવાર કોટ ઉપર ચડવાની કોશિશ કરી, પરંતુ કામિયાબ ન થયા. મુસલમાનોએ દુશ્મનોને બહાર કાઢી મેદાને પડી જંગનો ફેંસલો કરી દેવાની કોશિશ કરી, કારણ કે મુસલમાનોને કોઈપણ તરફથી કુમકની આશા ન હતી, પરંતુ કિલ્લાબંદ ફોજને આસપાસના પાડોશીઓની મદદની પૂરી આશા હતી. જેમકે સોમનાથના કિલ્લાનો હાકેમ કુમારપાળ, તેના બનેવી માંગરોળના હાકેમ જયપાળની અતિ રાહ જોઈ રહ્યો હતો,[૧] તેથી તે લડાઈને લંબાવવા ચાહતો હતો. મુસલમાનોની ઉશ્કેરણીથી અંદરના માણસો બહાર નીકળ્યા અને સાંજ સુધી બહાદુરીથી જાન ગુમાવતા રહ્યા. તેઓ ગુસ્સાના જોશમાં વધુ ને વધુ હુમલા કરતા

મહમૂદની ફોજ માટે સંકટનો સમય હતો. પરંતુ પરાક્રમી મહમૂદ બિલકુલ ભયભીત ન થયો. એ તો પોતાની આ દશા થશે એમ પ્રથમથી જ જાણતો હતો. પેશાવરના ઘાટોમાં અને મુલતાનનાં રણોમાં એ આવા રણસંગ્રામોમાં ફતેહમંદ થઈ ચૂકયો હતો. આવી બલાને કેવી રીતે ટાળવી એ સારી રીતે જાણતો હતો. એણે થોડી ફોજ કિલ્લાના સંરક્ષણ માટે અથવા તો રોકાએલી રાખવાને માટે છોડી બાકીનીના ભાગલા પાડયા અને તેમને હુકમ કર્યો કે દુશ્મનોની નાની નાની ટુકડીઓ જ્યાં મળે ત્યાં જ તેમનો નાશ કરવો. આવી રીતે નાનાનાના દાદેગ અને રાજાઓને તેણે એવો મોકો પણ ન આપ્યો કે સોમનાથ પર્યંત પહોંચે અથવા તો બીજા કોઈ મહાન રાજાના ઝંડા તળે રહી કઈ કરી શકે. ત્યાંથી ફારેગ થઈ મહમૂદ એક અનુભવી ફોજને સાથે લઈ બીમદેવ અને રાજા દેવશીન[1] (સૌરાષ્ટ્રના કોઈ ભાગના એક રાજા)નો મુકાબલો કરવાને નીકળ્યો. રણક્ષેત્રમાં ઉગ્રતા આવી ગઈ અને તલવારોએ એકબીજાનું ખૂન ચાટવા માંડયું. લડાઈ પુરજોરથી ચાલી રહી હતી. મુસલમાનોની ફોજ ઘટતી જતી હતી અને દુસ્મનોની ફોજમાં મહમૂદની ફોજના ડરથી આમ તેમ નાસી છૂટેલા લોકોથી પળે પળે ભરતી થતી જતી હતી. સુલતાન મહમૂદ આ મામલો જોઇને હચુપચુ થતો હતો, એમ ધારીને કે જોઈએ અંજામ શો આવે છે. આખરે મુસલમાનોમાં એક જાતની નબળાઇ આવવા લાગી, અને એવો ખ્યાલ આવવા લાગ્યો કે દુસ્મન મહમૂદની ફોજને કાપી નાખશે, અને ફરી ગઝના નજરે જોવાનું આપણા ભાગ્યમાં નહિ હોય સામાન્ય રીતે ફારસી તારીખોમાં લખવામાં આવ્યું છે કે મહમૂદે પોતાના મુર્શિદે[2] આપેલાં કપડાં પહેર્યાં અને ઘણીજ આજીજીપૂર્વક ખુદાની સામે માથું નમાવી ફતેહની

---

૧ દેવશીવ રાજાઓએ અમલ વલ્લભીપુરને વેરન કરી અલગ અલગ ઈલાકાઓનો કબજે લઈ લીધો હતો. એ ખાનદાનનું નામ છે.

૨ મુલતાનના મર્શિદનું નામ શેખ અબુલહસન ખિરકાની (ખુદાની રેહમત તેમના ઉપર હજો) હતું.—ફરિશ્તા

દુઆ માંગી; ત્યારપછી ઘોડા ઉપર સવાર થઈ પોતાની ફોજમાં આવી ગયો. તેણે હિંમત આપવી શરૂ કરી. બહુધા તેણે ફોજને સમજાવી હશે કે ગઝના અહીંથી બહુ દૂર છે. ગુજરાતની એક તરફ સમુદ્ર અને બીજી તરફ રણ છે. દુશ્મનોની ફોજ સામે ઊભેલી છે. જો હાર થઈ તો તમે ક્યાં જશો અને તમને ક્યાં આશ્રય મળે એમ છે? તેથી લડીને જાન આપવો કોઈ પણ રીતે બહેતર છે. ટૂંકમાં મહમૂદની દૃઢતા તથા તેણે આપેલી ધીરજથી લાગલાગટ હુમલાએ લડાઈનો રંગ પલટાવ્યો. ગઝની ફોજ આટલા દિવસ મહમૂદ સાથે લડી હતી તે આવે સમયે તેને છોડી ક્યાં જઈ શકે? તેમણે એવો તો જુસ્સાબંધ હુમલો કર્યો કે ભીમદેવની ફોજ તેનો સામનો કરી શકી નહિ અને પાંચ હજાર મરણને શરણ થયેલાને છોડી એઓ ભાગી ગયા. ગઝની ફોજોને સંપૂર્ણ ફતેહ મળી. ભીમદેવ અને ગન્ડ દેવશીલની

નો જ શોગ થઈ રહ્યો હતો. ટૂંકમાં મહમૂદ ગઝનવીએ કિલ્લાનો ડહાપણભરેલી રીતે બંદોબસ્ત કર્યો. ત્યારપછી તે સોમનાથ મંદિર તરફ વધ્યો. મંદિરની જુદી જુદી ઇમારતો દેખતો ભાળતો અને ખુદાનો આભાર માનતો મંદિરના જે ભાગમાં સોમનાથની મૂર્તિ હતી તેમાં ગયો તેણે તેની અજબ અને હેરત પમાડે એવી શિકલ અને મૂરત જોઈ એક ગદા મૂર્તિના નાક ઉપર મારી જેથી નાક ઊડી ગયું. ત્યાર પછી તેણે તેને તોડી નાખવાનો હુકમ કર્યો બીચારા પૂજારી આ જોઈ ગભરાઇ ગયા અને અતિ આજીજીપૂર્વક વિનતિ કરી કે આ મૂર્તિને રહેવા દો તો એક મોટી[1] રકમ શાહી ખજાના માટે આપીશું. વજીરોએ પણ સુલતાનને એ અરજ મંજૂર કરવાની વલણ બતાવી, પરંતુ સુલતાને વિચાર કરીને કહ્યું કે 'હું મૂર્તિ વેચનાર બનવાને બદલે મૂર્તિ ભાંગનાર બનવાનુ વધુ પસંદ કરું છું.' આમ કહી મૂર્તિને એક ગદા મારી તોડી નાખી. તે તૂટતાં તેમાંથી કીમતી પથ્થરો નીકળ્યા. આવાં અમૂલ્ય રત્નો અને ઝવેરાતની કીમત પૂજારીઓએ જે નજરાણું પેશ કર્યું તેના કરતાં કેટલાએ ગણી વધારે હતી. સુલતાને સોમનાથની મૂર્તિના ચાર ટુકડા કર્યા. એક મક્કા અને એક મદીના મોકલ્યો અને બે ટુકડા જામે મસ્જિદ ગઝનામાં અને દરબારેઆમમાસીડી પાસે રાખ્યા.[2] આ સમયે ૩૦૦૦ મુસલમાનોના જાનની ખુવારી થઈ. જામેઉત

---

૧. ફરિશ્તાએ લખ્યુ છે કે મૂર્તિના ભારોભાર વજન સોનું આપવાની ઇચ્છા કરી હતી અને બીજી તારીખોમા એ માટે "પુષ્કળ સોનું" શબ્દો વાપર્યા છે. પરંતુ મહમૂદશાહ મંગરોલીના કિસ્સામા "૪૨ લાખ" લખ્યુ છે

૨ મારો પોતાનો ખ્યાલ એવો છે કે ટુકડા મક્કા અને મદીના મોકલવાનું કારણ ફક્ત તેના હરીફ ઈસ્માઈલી સલ્તનતની સત્તા ઓછી કરવી અને પોતાનુ બળ અને કૃતેહોની જાહેરાતથી અબ્બાસી ખલીફાના સત્તા અને પ્રભાવમા વૃદ્ધિ કરવાનું હતું, જેથી કરીને હરીફને ખબર પડે કે હિંદ, સિંધ અને ગુજરાતનો વિજેતા બગદાદના ખલીફાની હિમાયત નીચે છે.

તવારીખના આધારે તારીખે ફરિસ્તામાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે સોમનાથની આજુબાજુમાં એક બીજું મંદિર હતું, જ્યાં અધર મૂર્તિ હતી. તે જોઈ સુલતાન હેરતમંદ થઈ ગયો; પરંતુ તે જમાનાના વિદ્વાનોને પૂછપરછ કરતાં માલૂમ પડ્યું કે આસપાસની દીવાલો લોહચુંબકની છે અને એ મૂર્તિ લોઢાની છે, તેથી કુદરતી ખેંચાણને લઇને જમીન અને છતની વચ્ચે લટકી રહી છે. સુલતાને એક દીવાલ તોડી પાડવાનો હુકમ કર્યો. તેનો અમલ કરતાં વેંત મૂર્તિ ઊંધી વળી ગઈ. મહમૂદ ગઝનવી સોમનાથના મામલાનો ફેંસલો કરી તથા લૂંટનો માલ[1] લઈ ભીમદેવનો મુકાબલો કરવાને ત્યાંથી ઊપડયો. ભીમદેવ તો મહાન જંગી તૈયારીમાં મશગૂલ થયેલો હતો. સુલતાનના આ આગમનની ખબર પડતાં વેંત ગભરાઈને ત્યાંથી તે નાઠો અને કંથકોટ (કચ્છના) કિલ્લામાં જઈ આશ્રય લીધો.[2] મહમૂદે પણ તે

૧. ડૉકટર લીબાને તેના પુસ્તક (હિંદની સંસ્કૃતિ)મા લૂંટના કુલ માલનો અંદાજ ૧૫ કરોડ જેટલો આપ્યો છે.

૨. ઇતિહાસકારોને આશ્ચર્ય થાય છે કે એ જગ્યા ક્યાં છે. ફરિશ્તાએ "ખંદહા" લખ્યુ છે અને સોમનાથથી તેનું અંતર ૪૦ કોસ આપ્યું છે. મિરાતે અહમદીમા નામ આપ્યું નથી, પરંતુ અંતર ૪૫ કોસ લખ્યું છે. ઘણાખરા લોકો એ સ્થળ "ગંધાર" માને છે જે ભરૂચ પાસે હતું. કર્નલ બ્રીગ્સ "ગણદેવી"નો પત્તો આપે છે, જે સુરતથી ૨૫ માઈલ ઉપર છે. ડૉકટર બૂલર કચ્છમાં આવેલા કંથકોટનો હવાલો આપે છે ગાધટી જે સૌરાષ્ટ્રના કિનારા ઉપર આવેલું છે તે તરફ પણ કેટલાક ઇશારો કર્યો છે. એલ્ફિન્સ્ટને લખ્યું છે કે અસલ "ગન્દાબા" છે. પરતુ તે ક્યાં આવેલું છે તે લખવામાં આવ્યું નથી. મારો પોતાનો અભિપ્રાય એવો છે કે કચ્છમા આવેલું કંથકોટજ ખરી જગ્યા છે અને એ જ ગુજરાતમાં વધુ પ્રમાણમા મશહૂર છે. જેમકે તબકાતે અકબરી પૃ. ૨૨૧ મા છે કે "પાણીમાંથી પસાર થઇ કચ્છ તરફથી કંત (કંથ) બાજૂએ ગયો" આ ઉપરથી એમ માલૂમ પડે છે કે કંત (કથકોટ) જગ્યા રણ વટાવી કચ્છ તરફ છે જે મજબૂત અને મુશ્કેલી ભર્યું સ્થળ છે. ફરૂખી શાએરે એથી પણ વધારે તફસીલથી અને સાફ રીતે લખ્યું છે.

તરફ જ પ્રયાણ કર્યું અને પૂંઠ પકડી તેના શિર ઉપર આવી ઊભો રહ્યો: પરંતુ તેની ચારે તરફ પાણી દેખી અટકી ગયો અને ડુબકી મારનારાઓ પાસેથી છીછરાં પાણી વાળી જગ્યા જાણી લીધી. ડુબકી મારનારાઓએ કહ્યું કે જો સમુદ્રમાં ભરતી શરૂ થાય તો અલબત્ત મહાન ભય છે. સુલતાને બિસ્મિલ્લાહ કરી (ખુદાનું નામ લઈ) ઘોડા ઉપર સમુદ્રમાં ઝંપલાવ્યું. ત્યારપછી ફોજે પણ તેમજ કર્યું. થોડા જ સમયમાં ટાપુ મહમૂદની ફોજથી ઘેરાઈ ગયો. લશ્કર સમશેરના જોરથી કિલ્લામાં પહોંચ્યું અને કિલ્લાની હરેક ચીજ વિજેતાના આસરા ઉપર આધાર રાખતી જણાઈ. પરંતુ મહમૂદ ગઝનવીના હાથમાં મકસદનુ મોતી હાથ આવ્યું નહિ; અર્થાત્ ગુજરાતનો સમ્રાટ ભીમદેવ જહાઝમાં બેસી પહેલેથી જ નાસી છૂટ્યો હતો. સુલતાન મહમૂદ ગઝનવી પોતાની ફોજ સાથે ત્યાંથી પાછો ફર્યો. ઈસ્લામી તારીખોમાંથી જાણવામાં નથી આવતું કે સોલંકી ખાનદાનનો રાજા ભીમદેવ ત્યાંથી નાસી કયાં ગયો. ફરિશ્તાના એક વાકય ઉપરથી એ અનુમાન થઈ શકે છે કે તે આબુ અને અજમેર તરફ ચાલ્યો ગયો. જ્યાં તે ફોજી તૈયારીમાં મશગૂલ રહ્યો. સુલતાન મહમૂદ ગઝનવી તે બેટમાથી પાછો આવી સીધો "નહરવાલા" ગયો અને કેટલોક વખત ત્યાં રહ્યો. એક દિવસ શિકાર કરવા ગયો ત્યારે જોયું કે એક કૂતરાએ સસલા ઉપર હુમલો કર્યો ત્યારે તેણે પણ સામો હુમલો કર્યો. સુલતાન અતિ હેરતમંદ થઈ બોલ્યો કે આ આબોહવાની અસર છે.[1] અને વરસાદની મોસમ

ત્યાં જ પસાર કરી. વર્ષાઋતુ હિંદુસ્તાનમાં ઉત્તમ છે. તે સમયની લિલોતરી, તાઝગી, રંગબેરંગી ફૂલો, અને ફળો જુદીજુદી જાતના મેવાને લઈને એ મુલ્ક એવો રમણીય બને છે કે સ્વર્ગ સાથે એની સરખામણી કરવી ગેરવાજબી નથી. નહરવાલા (પાટણ) સરસ્વતીને નદીને કિનારે આબુ પર્વતથી નીચેના ભાગમાં આવેલું છે તે ચોમાસાની મોસમમાં લીલુંછમ હોવાથી ત્યાંની જગા બહુ જ સુન્દર હતી. મહમૂદ ગઝનીને એ જગ્યા અતિ પસંદ પડી અને સલ્તનતના બે હિસ્સા કરવાનો તેણે ઈરાદો કર્યો, જેથી એક બાજુનું પાયતખ્ત ગઝના થાય ત્યાં યુવરાજ મસઊદ ગઝની હકૂમત કરે અને બીજા ભાગનું પાયતખ્ત પાટણ (નહરવાલા) ગણી પોતે ત્યાં રહી હિંદનો બંદોબસ્ત

ઉપર દોડી આવે એ પણ સંભવિત હતું. ટૂંકમાં સુલતાન મહમૂદ ગઝનવીએ રાજ્યના ઉમરાવોને નમાલા જોઈ આ ડહાપણ ભરેલો ઇરાદો પડતો મૂક્યો અને ગઝના પાછા જવા વિશેની મસલત કરવા માંડી. પરંતુ આ જિતાયેલા પ્રદેશ (ગુજરાત)નો બંદોબસ્ત કેવી રીતે કરવો એ વિશેની મુશ્કેલી હતી. મંત્રણા કર્યા બાદ એ નક્કી કરવામાં આવ્યું કે એ જ મુલ્કના કોઈ લાયક શખ્સને હકૂમત સુપ્રત કરવામાં આવે, અને તે વાર્ષિક ખંડણી ભરતો રહે. લોકોએ દેવશીલ[1] રાજાનું નામ આગળ કર્યું, અને કહ્યું કે 'જો તેમને બોલાવવામાં આવે તો ખુશીથી હાજર થાય અને તે હાલમાં મુલ્કના એક હિસ્સાનો રાજ્યકર્તા પણ છે.' પાદશાહ એ વાતને સંમત ન થયો ત્યારે બીજો શખ્સ દેવશીલ નામનો એક મંદિરમાં રહેતો હતો તેનું નામ પેશ કરવામા આવ્યું. તે રાજકુટુંબનો હતો. સુલતાન મહમૂદે તેને પસંદ કર્યો અને તેને બોલાવી ગુજરાતનો તાજ અર્પણ કરવામાં આવ્યો. ગુજરાતના રાજાએ કહ્યું કે મારા નામનો અન્ય દેવશીલ મારો દુશ્મન છે; [જો ન હોય તો તેને રાજા ન બનાવવામાં આવ્યો તેથી થશે] તેથી આપના ગયા પછી તે મારી પાસેથી ફરીથી રાજ્ય છીનવી લેશે. અને અત્યારે મારી સલ્તનત એવી મજબૂત નથી કે તેનો સામનો કરી ફતેહ હાંસિલ થાય. વળી મહમૂદને પણ એ વાત યાદ હતી કે સોમનાથની લડાઇમાં પોતે ભીમદેવ સાથે લડવા માટે આવ્યો હતો; ભીમદેવને હરાવી તેને ગુજરાતની બહાર કાઢી મૂક્યો હતો. હવે દેવશીલનો વારો હતો. ટૂંકમાં મહમૂદે એક ફોજ રવાના

૧. ઈસ્લામી તારીખમા દાબશલીમ નામ લખવામા આવ્યુ છે. પરંતુ ખરેખરી રીતે તો એ શબ્દ દેવશીલ છે અને દક્ષિણી ભાષાના નિયમ પ્રમાણે આખરનો મ્ "કારક" વિભક્તિ માટે ઉમેરાયો છે તેથી એ શબ્દ "દેવશીલમ" થયો. અને અરબી ભાષામા તે દાબશલીમ થયુ. એ નામ નથી પરંતુ ખિતાબ છે. તેનો અર્થ "જ્ઞાની રાજા" થાય છે, અરબી કિતાબોમા રાજા દાબશલીમ સાથે બયદપા હકીમનું નામ પણ આવે છે. એ શબ્દ અસલ "વેદપાળ" બ્રાહ્મણમાંથી છે.

કરી તેની સાથે લડાઈ કરી અને કામયાબી હાંસિલ કરી. રાજા દેવ-શીલને ગિરફતાર કરી સુલતાન મહમૂદની આગળ લાવવામાં આવ્યો. ગુજરાતના રાજાએ અરજ કરી કહ્યું કે આ મુલકમાં શાહી ખાનદાન-ની ખૂનરેજી કરવાનો રિવાજ નથી,[૧] પરંતુ રાજગાદી નીચે એક ભોંયરામાં એવાને પૂરી દેવામાં આવે છે, જ્યાં પોતાના મોતે તે મરી જાય છે. હાલમાં તો કોઈ ભોંયરું નથી તેથી આપ એને સાથે ગઝના લઈ જાઓ. હું ભોંયરું તૈયાર કરાવી રહીશ ત્યારે આપ તેને અહીં મોકલી આપજો. તેથી મહમૂદ તેને ગઝના પોતાની સાથે લઈ ગયો, ભોંયરું તૈયાર થયું ત્યારે એલચી ગયો અને દેવશીલને સાથે લઈ આવ્યો. "નહરવાલા" નજીક આવ્યો ત્યારે ગુજરાતનો રાજા બાદ-શાહી ઠાઠ તથા ભપકા સાથે બહાર આવ્યો. સખ્ત ગરમી પડતી હોવાથી એક ઝાડ નીચે લાલ રૂમાલ મોં ઉપર નાખી તે સૂઈ ગયો. એક શિકારી જાનવરે તેને એક ગોસ્તનો ટુકડો સમજી નહોર માર્યો તેથી તેની આંખને નુકસાન પહોંચ્યું. મુલકનો દસ્તૂર એવો હતો કે આંધળો શખ્સ રાજા થઈ શકે નહિ. તે મુજબ પહેલો દેવશીલ જે ગઝનાથી કેદી તરીકે આવ્યો હતો તેને લોકોએ રાજા તરીકે નીમ્યો અને દેવશીલ સંન્યાસી આંધળો થઇ ગયો હતો તેને કેદ કરી ગજા દેવશીલ માટે[૧] બનાવેલા ભોંયરામાં જ પૂર્યો. આ કહાણી સામાન્ય રીતે ફારસી તારીખોમાં છે, અને બહુધા રોઝતુસ્સફા પહેલી કિતાબ છે જેમાં એ આધાર આપ્યા વગર જ લખવામાં આવી છે. તેના રચનારે તે એક રિસાલામાં જોઈ હતી. કોઈ અરબી તેમ જ ગુજરાતી ઇતિહાસમાંથી એ વાત વિશે કાંઇ અનુમોદન મળતું નથી. ગમે તેમ હોય પણ જો

---

૧. એ કંઈ અજબ વાત નથી. રજપુતાનામા પણ એ દસ્તૂર હતો. હિંદના મોગલ બાદશાહો જ્યારે કોઇ શાહી ખાનદાનના શખ્સને એકદમ મારવાનું ન ઇચ્છતા ત્યારે તેઓ તેને કોઇ મજબૂત કિલ્લામાં પૂરી અફીણનું તત્ત્વ પિવડાવતા જેથી ધીમે ધીમે અધમૂઓ થઈ મરી જાય.

એ કિસ્સાનો સ્વીકાર કરવામાં આવે તો એને ફક્ત નીચે પ્રમાણે જ મૂકી શકાય, કે દેવશીલ કયાં તો ભીમદેવનો કાકો દુર્લભસેન છે અથવા તો તેનો બાપ નાગરાજ છે. આ ખાનદાનના આ જ બે શખ્સો છે જે રાજ છોડી વનવાસી થયા હતા. પરંતુ બીજા દેવશીલની સાથેના વર્ણનનો કિસ્સો આને લાગતો વળગતો નથી તેથી કમમાં-કમ એટલું માનવુ પડશે કે શાહી ખાનદાનનો કોઇ બીજો શાહઝાદો પણ મુલ્કના કોઈ એક હિસ્સાની માલિકી ધરાવતો હતો, જેની પાસે મુલ્ક છીનવી લેવાની તાકત હતી. પરંતુ હાલના સંશોધન મુજબ ગુજર કોમની એક શાખા વલભીની હતી, તે ભાવનગર પાસે વલભીપુર વસાવી ત્યાં રાજ કરતી હતી. તેઓ ત્રણ સદી પર્યંત હકૂમત કરતા રહ્યા. એ ખાનદાનના આખરી ૭ રાજાઓને શીલાદિત્ય કહેવામાં આવે છે. એ સલ્તનત ફના થતાં તે ખાનદાનોના શાહઝાદાઓએ મુલ્કના નાના નાના હિસ્સાનો કબજો લઈ લીધો હતો. તેઓ ગુજરાતના તાકતવર રાજાઓને ખંડણી ભરતા હતા. સુલતાન મહમૂદ ગઝનવીના સમયમાં તે ખાનદાનનો એક રાજા હતો તેની હકૂમતની હદ ફક્ત પ્રભાસપાટણના ઇલાકા પર્યંત હતી, તેને મહમૂદે તાજ અર્પણ કર્યો હશે. બહુધા શીલાદિત્ય દેવશલીમ, દાબશલીમ અને દેવશીલ એક જ પુરુષને માટે વપરાય છે. કહેવાનો ભાવાર્થ એ છે કે ગુજરાતનો બંદોબસ્ત કર્યા પછી મહમૂદે પાછા જવાનો ઈરાદો કર્યો, પરંતુ જેવું અહીં આવવું મુશ્કેલ હતું તેવું જ પાછા ફરવું પણ અતિ મુશ્કેલ હતું. સુલતાન મહમૂદ ગઝનવીએ અતિ દુરદેશી વાપરી સિંધનો રસ્તો ઇખ્તિયાર કર્યો. તે કચ્છનું રણ ઓળંગી સિંધ પહોંચ્યો. તેણે રાહબરી માટે એક ભોમિયો સાથે રાખ્યો હતો. તેણે જાણી જોઈને તેને ભુલાવામાં નાખ્યો અને ફોજને એવાં રણ અને મેદાનમાં લઈ ગયો કે જ્યાં ગાઉઓ સુધી પાણીનું નામ કે નિશાન ન હતું. પાણી વિશે પૂછતાં ભોમિયાએ કહ્યું

1 ફરિશ્તા

કે "અમે સોમનાથના પૂજારી છીએ, અરે બલ્કે યાચક છીએ, હું જાણી જોઈને તમને એવી જગ્યાએ લાવ્યો છું કે જ્યાં તમે પાણી વગર મરી જશો." એ સાંભળી તેને કતલ કરવાનો હુકમ કર્યો, અને મહમૂદે પોતે એકાખૂ થઈ ખુદાની આગળ સિજ્દામાં માથું નમાવ્યું અને મુક્તિની દુઆ સાફ દિલથી માગી. રાત્રિ ખતમ થવાનો સમય હતો તેથી પરોઢિયાની રોશનીથી ખરા રસ્તાનો પત્તો લાગ્યો હશે. પાણીની તલાશ કરવાનો હુકમ આપવામાં આવ્યો ત્યારે દૂરથી કેટલાંક જળચર પક્ષીઓ નજરે પડયાં, આથી પાણી હશે એવી કલ્પના કરવામાં આવી; અને એ અટકળ સાચી પડી. તેઓ એક ઝરા પાસે પહોંચ્યા અને તમામ ફોજે પાણી પી તરસ મટાડી ખુદાનો આભાર માન્યો. એક બીજી એવી વાત છે કે મહમૂદ સોમનાથથી કચ્છના રણમાં પહોંચ્યો ત્યારે તેનો ભોમિયો હિંદુ હતો તે તેને દૂર પર્યંત રણમાં લઈ ગયો. જ્યારે કોઈ વસ્તુનું નામ નિશાન ન મળ્યું ત્યારે તેને પૂછી જોયું. તેણે કહ્યું કે 'અમને રાજાએ પુષ્કળ ઈનામ અને બક્ષિસ આપી ફક્ત આટલા જ માટે રવાના કર્યા છે કે જેથી તમને આ રણમાં લાવવામાં આવે, તે પ્રમાણે મેં એ ફરજ અદા કરી. હવે તમારામાંથી એક આદમી જીવતો અને સલામત જઈ શકે નહિ, અને મારા વિશે તો જે તમો ચાહો તે કરવાનો તમને ઇખ્તિયાર છે.' તે જ સમયે કેટલાંક બતક ઊડતાં નજરે પડયાં. લશ્કરનાં માણસોએ તેની પછવાડે ઘોડા મારી મૂકયા અને ચાલતાં ચાલતાં આખરે પાણીના એક કિનારા ઉપર પહોંચ્યા. ત્યાંથી એક ગામ નજરે પડયું. ત્યાં એક આદમી મળ્યો તેને રસ્તો પૂછ્યો. તેણે કહ્યું કે હું તો જાણતો નથી, પરંતુ આ ગામમાં એક બુઢ્ઢો રહે છે, તે કહી શકે છે. તેથી ઘોડા ઉપર સવાર કરીને તેને વૃદ્ધ પાસે લઈ ગયા. તેણે કહ્યું કે, એક વખતે એક માણસને મેં આ પાણી ઓળંગીને જતો જોયો હતો તે સિવાય ફરીથી મેં કોઈને જોયો નથી, તેથી મારામાં તાકત હોત

અને ત્યાંસુધી પહોંચી શકતો હોત તો તમને બતાવી દેત. મહમદે તેને ઘોડા ઉપર સવાર કરી આગળ ચાલવાનો હુકમ કર્યો તે પછી તેની રાહબરીથી તે તે મુકામ ઉપર પહોંચ્યો. પરંતુ કોઈ ઠેકાણે ઘાટ નજરે ન પડયો. કેટલાક આદમીઓ પાસેથી પાણી વિશે પૂછપરછ કરાવી, પરંતુ કોઈપણ ઠેકાણે ઊતરી શકાય એવું માલૂમ ન પડયું આખરે તે જ જગાએ પાદશાહ ખુદાને ભરોંસે પોતાના ઘોડાને ઝંપલાવી બહાર નીકળી આવ્યો. તેનું લશ્કર પણ તેની પાછળ ભયભીત થયા વગર પાર ઊતરી ગયું.[૧] પરંતુ ખચીત જ છે કે એક રાત અને દિવસમાં પાણી નહિ મળવાથી ફોજની હાલત ખરાબ થઇ ગઇ હશે કેટલાએ આદમીઓએ બીજી દુનિયાનો રસ્તો પકડયો હશે અને કેટલાકે ઘણી આફતો વેઠી મુક્તિ મેળવી હશે. ટૂંકમાં ઘણી મુસીબતો ઉઠાવીને એ લોકો સિંધ થઈ મુલતાન પહોંચ્યા અને ત્યાંથી ઈ સ. ૧૦૨૭ (હિ. સ. ૪૧૭) માં ગઝના પહોંચ્યા અને કીમતી બક્ષિસો સાથે સુલતાને ફતેહના સમાચાર ખલીફા અલકાદિર બિલ્લાહ અબ્બાસીને બગદાદમા પહોંચાડયા. એ ખુશાલીને પ્રસંગે ખલીફાએ એટલો મહાન જલસો કર્યો કે જાણે તેણે પોતે જ એ ફતેહ હાંસિલ કરી હોય.[૨] એ સમય પહેલાં એની શાહઝાદગી દરમિયાન તેને સામાની બાદશાહે સૈફુદ્દૌલાનો ખિતાબ આપ્યો હતો. હવે ગઝનાના તખ્ત ઉપર બેઠો ત્યારે તેને ખલીફાએ "અમીનુલ મિલ્લત, યમીનુદ્દૌલા"નો ખિતાબ આપ્યો. ગુજરાતની ફતેહ બાદ ખલીફાએ "કહ્‌ફુદ દૌલતે વલઇસ્લામ"નો ખિતાબ[૩] ખુરાસાન, હિંદુસ્તાન,

---

૧ જામે ઉલહિકાયાત ચારી, પ ૧૨૯ ફારસ મુસન્નિફીન હસ્તલિખિત.

૨. ફરિશ્તા ભા ૧, નવલકિશોર

૩. ખલિફાના એ બક્ષિસો અને ખિતાબોથી મારા એ અભિપ્રાયને અનુમોદન મળે છે કે એમની મારફત પૂર્વમા સત્તા કાયમ કરવાનો ઇરાદો હતો; વળી હરીફ ઇસ્માઇલીઓ ઉપર પોતાની શ્રેષ્ઠતા જાહેર કરવાનો પણ ખ્યાલ હતો.

નીમરોઝ (સિસ્તાન) અને ખારઝમ (જે હાલમાં ખીવા નામે ઓળખાય છે)ના અમીરપદની સનદ સાથે અર્પણ કર્યો. મહમૂદ પહેલો જ ગઝવકર્તા હતો કે જેના નામની સાથે "સુલતાન" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો હતો તેની પહેલાં બધા અમીર કહેવાતા હતા.

રાજા ભીમદેવ અને અજમેર વગેરે જગ્યાના રાજાઓ એક સાથે દઢ અને શાંતિથી મહમૂદના પાછા ફરવાની રાહ જોતા હતા, જેથી કરીને એક વખત ફરીથી કિસ્મત અજમાવી જુએ, પરંતુ મહમૂદને એ ઠીક લાગ્યુ નહિ. મહમૂદની ફોજ આમ પણ થોડી જ રહી ગઈ હતી, ને વળી હારી જાય તો લૂંટનો માલ હાથથી જતો રહે એવો પણ તેને ડર હતો. આ લોકો એમને એમ રાહ જોતા જ રહ્યા[1] અને મહમૂદ તો સિંધ પહોંચી ગયો. ભીમદેવને આ વાતની ખબર પડી ત્યારે એક ફોજ તૈયાર કરી, અણહીલવાડ પાસે તે પહોંચ્યો અને દેવશીલ પાસેથી રાજ્ય પાછું લઈ લીધું. ભીમદેવ ગુજરાતનો કબજો પાછો હાંસિલ કરી તમામ બંદોબસ્તમાં મશગૂલ થયો. ત્યારે સોમનાથની પણ મરામત કરાવી અને અસલ જગ્યા ઉપર પથ્થરની મૂર્તિની પધરામણી કરી. બહુધા આ બનાવ ઇ. સ. ૧૦૨૮ (હિ. સ. ૪૧૮)નો છે. સિદ્ધરાજની મા મીનલદેવી એક વખત સોમનાથ તીર્થ કરવા જતી હતી ત્યારે લોકોને પાછા આવતાં જોઈ તેમ કરવાનું કારણ પૂછ્યુ, ત્યારે જાત્રાળુઓએ વેરાનું કારણ બતાવ્યુ, ત્યારે તેની સિફારિશથી ૭૨ લાખનો વેરો માફ કરવામાં આવ્યો. ત્યાર પછી તે પણ સોમનાથની જાત્રા માટે ગઈ અને ખરેખર લાખો રૂપિયા નજરાણા રૂપે મંદિરમાં મૂકયા હશે.

---

૧ તમામ ઇતિહાસકારો આ પ્રમાણે બયાન કરે છે પરંતુ સિયરૂલ મુતઅખ્ખરીનના રચનારે કોઈ આધારે લખ્યું છે કે પાછા ફરતાં રાજા ભજદેવે લડી ઝઘડીને તમામ લૂંટનો માલ પાછો મેળવ્યો અને ફોજ ખરાબ સ્થિતિમા ગઝના પહોચી. તારીખે સોરઠનો રચનાર દીવાન રણછોડજી પણ આધાર સહિત એ જ પ્રમાણે લખે છે. તમામ ઇસ્લામી ઇતિહાસકારોએ તેની વિરુદ્ધ લખ્યું છે

ત્યાર પછી સિદ્ધરાજ (અસન હિ સ ૫૩૮—ઈ. સ. ૧૧૪૩) પણ શાનોશૌકત સાથે ગયો અને કીમતી બક્ષિસો મંદિરમા નજરાણા રૂપે અર્પણ કરી સિદ્ધરાજના વારસ કુમારપાળે (અસસાન હિ સ ૫૭૦—ઈ. સ ૧૧૭૪) જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો તેણે પણ પોતાની તખ્તનશીની બાદ સોમનાથની કાશી ખિદમત કરી હતી, તેણે મંદિરની જગાની મરામત કરાવી અને ત્યારપછી તેની ઉન્નતિ કરવામાં સારો હિસ્સો લીધો.

એ પ્રખ્યાત રાજાઓની મહત્ત્વાકાંક્ષાનો નતીજો એ આવ્યો કે મહમૂદની ચડાઈની અસર બિલ્કુલ ભૂસાઈ ગઈ અને સોમનાથ ફરીથી પોતાની સાચી શાનોશૌકત સાથે "સોમનાથ" બની ગયુ જેમકે ભદ્રકાલી માતાનો શિલાલેખ (હિ સ ૫૬૫—ઈ સ. ૧૧૬૯—વિ સ ૧૨૨૫)નો નીચ્યો છે તેમા આ શહેરની જે તારીફ કરવામા આવી છે તે ઉપરથી માલૂમ પડે છે કે તે વખતે એ શહેર કેટલુ શાનદાર થઈ ગયુ હતું અને લોકોના દિલમાં તે માટે કેટલી મહત્તા હતી મજકૂર લખાણ નીચે મુજબ છે —

"આ શહેર આલમનો ચહેરો અને દુનિયાનુ આભૂષણ છે તે માન અને દોલતનો ખજાનો અને મહાદેવની ખાસ મહેરબાનીનું કેન્દ્ર છે અત પર્યંત અસાવલ અમદાવાદ વસ્યા પછી એની સાથે જોડાયુ તે એક મન્દિર અને વેપારની જગ્યા હતી ત્યાં મુસલમાનોની મોટી વસ્તી હતી" એક મસ્જિદ ઉપરના શિલાલેખમાં છે કે આ મસ્જિદ હિ સ ૪૪૫ના રબીઉલ અવલની ૧૪ મી તારીખની બનાવેલી છે. હાલમા જમાલપુરમા "કાચ"ની મસ્જિદમા આ શિલાલેખ છે, પરંતુ વિદ્વાનો એ તરફ શકાથી જુએ છે કારણ કે "આ લેખ પુરાણો છે"ના અક્ષરો નવા છે

બોસ્તાનમાં હઝરત સાદી શીરાઝીએ જે વાત લખી છે તે ઉપરથી માલૂમ પડે છે કે તે સોમનાથ પણ આવ્યા હતા પણ તે વિષે કોઈ ચોક્કસ તારીખ જાણવાની મળી નથી શેખ સાદીના

અવસાનની સાલ ઈ. સ ૧૨૯૧ – હિ. સ. ૬૯૧ માનવામાં આવે છે. જો તેમની ઉપર ૧૨૦ વર્ષની કબૂલ કરવામાં આવે (જે મારા અભિપ્રાય મુજબ કંઈ ખોટું નથી અને ગેરવાજબી પણ નથી, કારણકે દુનિયામાં એ ઉમરના ઘણા માણસો થયા છે) એટલે તેમના જન્મની સાલ હિ. સ, ૫૭૧ – ઈ. સ. ૧૧૭૫ હશે. તે સમયે અજયપાળ સોલંકી રાજ્ય કરતો હતો. મજકૂર શેખ સા'દ ઝન્ગીની હકૂમતના જમાનામાં પોતાના વતનથી નીકળ્યા હતા અને અબુબક્રની હકૂમતના શરૂઆતના સમયમાં પોતાને વતન ગયા ન હતા. તેમની સફરનો સમય પણ એ જ હતો. સા'દ ઝન્ગીનુ અવસાન ઇ. સ. ૧૨૨૬ (હિ. સ. ૬૨૩)માં થઈ હતી, એ સમય ઈ. સ ૧૧૭૯ (હિ સ. ૫૭૫) થી ઈ. સ. ૧૨૪૨ (હિ. સ. ૬૪૦) પર્યંતનો બીમદેવ બીજા સોલંકીનો હતો. તેનો સમય અતિ ફિતૂર દંગાનો રહ્યો. પ્રથમ તો ચૌહાણોએ ગુજરાત ઉપર હુમલો કરી મુલ્કમાં અશાંતિ પેદા કરી હતી. તે પછી દિલ્હીના કુત્બુદ્દીન એબકે બે વખત ગુજરાત ઉપર ચડાઈ કરી તેનો કબજો લીધો તે પછી તાબાના હાકેમોએ બગાવો કરી મુલ્કના જુદા જુદા ભાગ ઉપર કબજો કર્યો. તેઓમાં સૌથી વધારે બળવાન ખાનદાન બઘેલા વાઘેલાનું હતું ટૂંકમાં એ જમાનો અંધાધુંધી અને નાનાં નાના વહેંચાયેલા રાજ્યોનો હતો. એ સમયે સા'દીનું સોમનાથમાં આગમન થયુ હતુ. જેમકે એ વાત તે ખુદ નીચે

શા માટે આટલાં બધાં ફિદા છે?' અને તેની હાજરીમાં મેં એ મૂર્તિની ઘણી નિંદા કરી. બ્રાહ્મણે મંદિરના પૂજારીઓને આ વાતની ખબર આપી સૌએ આવી મને ઘેરી લીધો. મેં સુલેહશાંતિથી તેમને કહ્યું કે 'મે કંઇ પણ વાત અનાસ્થાથી નથી કરી. હું પોતે એ મૂર્તિ ઉપર ફિદા છું પરંતુ હું અજાણ્યો છું અને ઝાની વાતથી વાકેફ નથી તેથી તેના વિશેની હકીકત જાણવા કરવા માગું-છું, જેથી કરીને સમજી બૂજીને એની પૂજા કરૂં.' તેમને એ વાત પસંદ પડી અને કહ્યું કે 'આજની રાત તું મંદિરમા રહે; તને ખરી વસ્તુ-સ્થિતિ માલૂમ પડશે.' હું તમામ રાત ત્યાં જ રહ્યો. પરોઢિયે ત્યાંનાં રહેતાં પુરુષો અને સ્ત્રીઓ જમા થયાં. એ મૂર્તિએ પોતાના હાથ ઊંચા કર્યા, જેમકે કોઈ દુઆ માંગતું હોય. એ જોતાં વેંત સૌએ જયજયકારનો પોકાર કર્યો. જ્યારે બધા ચાલ્યા ગયા ત્યારે બ્રાહ્મણે હસતાં હસતાં મને કહ્યું: 'કેમ, હવે તો કોઈ જાતની શંકા રહી નથી ને?' મેં બહારથી રોવાનો ડોળ કર્યો અને મારા સવાલ માટે મેં શરમિંદગી જાહેર કરી. સર્વ બ્રાહ્મણોએ મારા તરફ દયા દર્શાવી. અને મારો હાથ પકડીને તે મૂર્તિની સામે લઈ ગયા. મેં મૂર્તિના હાથ ઉપર ચુંબન કર્યું અને જાહેરમાં થોડાક દિવસ માટે હું બ્રાહ્મણ બન્યો. કેટલાક દિવસ પછી મારામાં વિશ્વાસ વધ્યો. એક રાત્રે સર્વ જતા રહ્યા ત્યારે મેં મંદિરનો દરવાજો બંધ કર્યો અને મૂર્તિના તખ્ત નજીક જઇ નિરીક્ષણ કર્યું ત્યાં એક પડદો મારી નજરે પડ્યો. તેની પાછળ એક પૂજારી છુપાઈને બેઠો હતો તેના હાથમાં એક રસી હતી. એમ માલૂમ પડયું કે તે એ રસીને ખેંચે છે ત્યારે સત્વર એ મૂર્તિના હાથ ઊંચા થાય છે. એને જ આમ જનતા ચમત્કાર સમજે છે. એ પૂજારીએ જ્યારે જોયું કે છાની વાત ઉઘાડી થઈ ગઈ ત્યારે તે શરમાઈને ત્યાંથી નાસી છૂટયો. હું પણ તેની પછવાડે દોડયો અને તેને પકડી મરાવી નાખે એ ડરથી એને પકડી એક કૂવામાં નાખ્યો; તે પછી હું ત્યાંથી એકદમ ભાગી નીકળ્યો.

અને હિંદમાં[૧] થઇ યમનને રસ્તે હિજાઝ[૨] પહોચ્યો."

માનનીય ઉસ્તાદ અલ્લામા શિબ્લીએ એ બનાવ ઉપર ટીકા કરી વર્ણનમાંની ભૂલ સાબિત કરવાની કોશિશ કરી છે. તેઓ લખે છે કે બનાવોના વર્ણનમાં સામાન્ય રીતે નીચેની ભૂલો છે:

૧. મૂર્તિને હાથીદાંતની બનાવેલી કહી છે. હાથીદાંતને હિંદુઓ એવો પવિત્ર ગણતા નથી તેથી તેની મૂર્તિ બનાવી શકે નહિ.

૨. બ્રાહ્મણ વિશે લખવામાં આવ્યું છે કે તેઓ પાઝિન્દ પઢતા હતા. ખરી વાત એ છે કે પાઝિન્દ હિન્દુઓની કિતાબ નથી, બલ્કે પારસીઓની છે.

૩. બ્રાહ્મણોને કેટલીક જગ્યાએ ગબ્ર (આતશ પૂજનારા) અને કેટલીક જગ્યાએ મત્રાન કહેવામાં આવ્યા છે. મત્રાન ખ્રિસ્તી પાદરીઓને કહેવામાં આવે છે.

૪. મત્રાનને ફરીથી આઝર(આતશ)પરસ્ત કહ્યા છે તે પણ ભૂલ છે.

૫. શેખ ગમે તેટલી મૂર્તિની પૂજા કરે, પરંતુ એ તો અસંભવિત જ હતું કે એક આવા મહાન મંદિરમાં તેને તમામ બ્રાહ્મણ અને પૂજારી એકલો છોડી બહાર ચાલ્યા જાય, જેથી તેને એવો મોકો મળી જાય કે જેમ ચાહે તેમ કરે."

સમજ્યા અને કોઈ બનાવ વિશે કંઈ લખી લીધું. ઘણાએ અંગ્રેજ મુસાફરો વિશેની પણ એ જ હાલત છે કે તેઓ હિંદુસ્તાનમાં ત્રણ ચાર દિવસ રહી સફરનામાં લખે છે તે વાંચી હિંદુસ્તાનના લોકોને વિચાર કરવો પડે છે કે એ કયા મુલ્કની કહાણી હશે.[1]

અલ્લામા શિબ્લીનું બ્યાન અમુક અંશે બિલકુલ સત્ય છે, પરંતુ ખાસ કરીને એ બનાવમાં સંશોધનથી સુધારો કરવાની ગૂંજાઈશ રહે છે.

૧. પ્રથમ તો હિંદુઓ હાથીદાંતને હરામ સમજે છે એ વાત ખરી વસ્તુસ્થિતિની વિરુદ્ધ છે; તમામ હાડકાંમાં હાથીદાંતને જ પાક હોવાનો દરજ્જો મળેલો છે. તેની મૂર્તિ બનાવવામાં આવે છે, એટલું જ નહિ પરંતુ બરકત માટે (નાનાં નાનાં) મંદિરો તૈયાર કરવામાં આવે છે ગુજરાતના કેટલાએ રાજાઓ શિકાર માટે નીકળતા ત્યારે હાથીદાંતની મૂર્તિઓ અને નાનાં મંદિરો સાથે રાખતા હતા. અને તે ઉપરાંત એ પણ છે કે એ મુલ્ક (ગુજરાત અને સૌરાષ્ટ્ર)માં સ્ત્રીઓ માટે લગ્ન પ્રસંગે હાથીદાંતની ચૂડી પહેરવી જરૂરી છે. હાલમાં પણ કાશીના એક મંદિરમાં હાથીદાંતની મૂર્તિ છે.

૨. ૩. ૪. બાકીની ત્રણ બાબત માટે એક જ જવાબ છે. અર્થાત્ એ વાત સત્ય છે કે ગેરમુલ્કી હોવાથી વસ્તુઓનાં ચોક્કસ નામ સમજવામાં ગેરસમજ થઈ હોય અને પોતાના મુલ્કના લોકોને સમજાવવા માટે ઈરાનના શબ્દો લોકો આસાનીથી સમજી શકે તેમનો જ ઉપયોગ કર્યો. આવા દાખલાઓ પરદેશમાં જવાથી આજ પણ નજરે પડે છે. એક હિંદી મુસલમાન ચીન કે બર્મા જાય છે તો વગર વિચાર્યે શરૂઆતમાં તેમનાં પ્રાર્થનાનાં સ્થળને મંદિર અને પૂજારીને બ્રાહ્મણ કહી દે છે અને જ્યારે દોસ્તો સાથે કદી વાતમાં ઊતરે છે ત્યારે તેમને જલદી સમજાવવાના ખ્યાલથી તેમનાં ખાસ નામો હોવા છતાં એ જ મંદિર અને બ્રાહ્મણના શબ્દોનો ઉપયોગ કરે છે.

૧. શેરુલ અજમ, ભા ૨, પૃ. ૪૧

મારી ધારણા મુજબ સા'દીએ એમ જ કર્યું છે. અને એ વાત તો સાફ સાફ જાહેર છે કે જેમ પારસી આતશ સળગાવી ઝિન્દ યા અવેસ્તા પઢે છે તે જ પ્રમાણે હિંદુઓ દેવતા સળગાવી હવન કરે છે અને શ્લોક ભણે છે. હઝરત સા'દીએ એ જ પ્રમાણે જોયું અને પારસીઓમાં વપરાતા શબ્દોથી પોતાના મુલ્કના લોકોને સમજાવ્યું.

પ. માં જે વાત કહેવામાં આવી છે તે ગઝલનીનું કારણ એ છે કે એ શાનોશૌકતદાર મન્દિરવાળું વાક્ય બહુધા સોમનાથના સંબધમાં જ લખવામાં આવ્યું છે. અને એ સોમનાથ મારી ધારણા પ્રમાણે તે જ સોમનાથ છે જેનો ઉલ્લેખ આમ ફારસી તારીખોમાં છે. પરંતુ એ વાત યાદ રાખવા લાયક છે કે સોમનાથનો ઉલ્લેખ સામાન્ય ફારસી ઇતિહાસોમાં આવે છે તેનો અર્થ ઘણું કરીને મહમૂદ ગઝનવીએ ચડાઈ કરેલું સોમનાથ જ છે. નહિ તો સોમનાથ શહેર જેને સામાન્ય રીતે "સોમનાથ પાટણ" કહેવામાં આવે છે તેમાં ઘણાં મન્દિરો હતાં, તેથી એ પણ અતિ સંભવિત છે કે સોમનાથ શહેરમાંના કોઇ બીજા મંદિર વિશે સા'દીએ લખ્યું હશે અને ગઝલમાં બ્યાન કરેલું હોવાથી વધારે તફસીલથી ન લખ્યું

શકયા નહિ હોય. પરંતુ હકીકત એ છે કે જે મંદિર વિષે સાદીએ લખ્યુ છે તે મહમૂદ ગઝનવીએ તોડેલું શાનદાર મંદિર ન હતું પરંતુ સોમનાથ શહેરના કોટની બહાર એક મંદિર હતું, જે હાલમાં ઊંચી જગ્યાએ આવેલું છે. આજ પર્યંત (૧૯૪૯ સુધી) મુસલમાનોમાં શેખનુ મંદિર મશહૂર છે. કેટલાક સમયથી સૂરજ દેવતાના નામથી એ મંદિરને પ્રખ્યાત કરી આબાદ કરવાની કોશિશ કરવામા આવી છે, છતા પણ આજ પર્યંત તે વેરાન છે. એની આસપાસ અને આગળ જોવાથી માલૂમ પડે છે કે તેની આબાદીના સમયે પણ એ કંઈ શાનદાર મંદિર ન હશે, પરંતુ એક મધ્યમ પ્રકારનું હશે જેમાં આવી જાતનો બનાવ બનવો કલ્પનાની બહારની વાત નથી.

## ભીમદેવની હારનાં કારણો

બહારથી તો આશ્ચર્ય લાગે છે કે ભીમદેવ જેવો બળવાન રાજા જેણે સિંધના રાજાને ગિરફતાર કર્યો હતો જેણે પોતાની ફોજી તાકાતથી ઉજ્જનને પાયમાલ કર્યું હતુ, અને જેનો સિપાહસાલાર પણ એક બહાદૂર યોદ્ધો હતો તેણે કેવી રીતે હાર ખાધી. તે ઉપર વિચાર કરવાથી નીચેનાં કારણો જણાય છે :

(૧) મહમૂદ અજમેર પહોંચ્યો અને ભીમદેવને તેની ખબર થઈ ત્યારે તેને બિલકુલ ખ્યાલ પણ ન હતો કે આ બલા એકાએક મારા માથા ઉપર આવશે. તે એમ ધારતો હતો કે મહમૂદ અજમેર જીતી લૂંટનો માલ સાથે લઈ ગઝના પાછો જશે. પરંતુ અચાનક તુર્કી ઘોડાની ખરીનો અવાજ કાનમાં લાગલાગટ અથડાયો. એ સમયે ભીમદેવ બિલકુલ તૈયાર ન હતો, તેથી સમય કમ હોવાથી અસાધારણ રીતે જંગ ખેડવા માટે સજ્જ થઈ શકયો નહિ; ન છૂટકે

રહ્યો હશે. આવી સ્થિતિમાં ભીમદેવે જે ફોજ તૈયાર કરી હશે તે ખરેખર નવા સિપાઈઓની ભરતીથી ઊભી કરી હશે પરંતુ ગઝનવી ફોજમાં તુર્કસ્તાનના અનુભવી મહાન અમલદારો ઉપરાંત પહાડી લોકો હતા જેનું દિનરાતનું કામ લડાઈ લડવાનું હતું. અને તે કોમ આજ પર્યંત હઝાર વર્ષ ગુજર્યાં હોવા છતાં પણ જેવી પહેલાં હતી તેવી જ લડાયક છે.

(૩) ગઝનવીની ફોજમાં જુદી જુદી જાતના લોકો જેવા કે આરબો, તુર્કો, અફઘાનો અને હિંદુઓ હતા,[૧] પરંતુ સર્વે એક ઝંડા અને એક અમલદારના હાથ નીચે ખરા દિલથી કામ કરતા હતા. પરંતુ ભીમદેવ પાસે ફક્ત એની જ ફોજ હતી, બાકીની ફોજ બીજાઓના હાથ નીચે હતી. તેઓ ઘણું કરીને આસપાસના ઠાકોરો કે નાના નાના દરબારના રાજાઓ હતા. તે ઉપરાંત ભીમદેવનો સંબંધ પાડોશની સલ્તનતો સાથે કંઈ સારો ન હતો. બુંદેલખંડ, સિંધ, ઉજ્જન, અજમેર, કાશી વગેરેના રાજાઓએ એ જ કારણથી તેને કંઈ પણ મદદ આપી નહિ. અને એ જ કુસંપથી ઘર વેરાન

કર્યું. અફસોસની વાત એ છે કે આ હિંદુસ્તાનની પુરાણી ચાલ છે જેને લઈને હંમેશાં પરદેશીઓ ફતેહમંદ થયા છે. હિંદુસ્તાનમાં જે અસુર હજાર વર્ષ પહેલાં કામ કરી રહ્યો હતો તે આજ પણ કરી રહ્યો છે. હું ઇચ્છું છું કે હિંદુસ્તાન આ બાબત સમજે!

(૪) મુસલમાનો ચારસો સાલથી હિંદુસ્તાન, અફઘાનિસ્તાન, તુર્કસ્તાન, ઈરાન, સિરિયા, અરબસ્તાન, મિસર, આફ્રિકા અને યુરોપ ઉપર ચડાઈઓ કરી ચૂકયા હતા, તે કારણથી તેમની પાસે દરેક મુલ્કનાં વપરાતાં શસ્ત્રો મોજૂદ હશે. જેમકે નપતેલ વિશે હિંદીઓને બિલકુલ ખબર નથી; આવી જાતનાં બીજાં હથિયારો જેવાં કે મંજનીક વગેરે એવાં હતાં કે જે હિંદીઓના ઉપયોગમાં કદી આવ્યાં નહતાં. મહાભારતના જંગમાં જે જે શસ્ત્રોનાં નામો આપ્યાં છે તે બેશક હેરત પમાડે તેવાં છે; પરંતુ પાંચમી સદી હિજરીમાં પણ એ તમામ હથિયારો મોજૂદ હતાં અથવા તો તેનો ઉપયોગ કરવામાં આવતો હતો કે નહિ તેની ખાત્રી માટે મારી

પાસે કોઈ સાબિતી નથી. તેથી એમ કહી શકાય છે કે ગઝનવી ફોજની ફતેહ સમયે એ નવા વપરાતાં હથિયારો તેમની પાસે હતાં તેનો પણ ઉપયોગ થતો હતો.

(૫) લડાઈ લડવાની રીત પણ એક અજબ તરેહની હતી જેનાથી કામ કામનાં કિસ્મત પલટાઇ જતાં હતાં. ગઝનવી ફોજ લગભગ પચીસ વરસથી રજપૂતો સાથે લડતી રહી હતી તે રજપૂતોની લડવાની રીતભાતથી પૂરી રીતે વાકેફ હતી અને તે માટે વ્યવસ્થા કરી રાખી હતી. એ કારણથી મોટી મોટી ફોજોને તેણે હરાવી હતી, પરંતુ ગઝનવી ફોજે જંગ ખેલવાની રીત એવી શોધી કાઢી હતી કે જે બહુધા હિંદુસ્તાનમાં ચાલુ નહતી. અર્થાત્ તેમની લડવાની રીત એવી હતી કે સવારોની પલટણ ટોળાબંધ બની હુમલો કરતી હતી, અને એક પલટણ પોતાનુ આ કામ કરી રહેતી ત્યારે પાછળ હટી જતી અને બીજી પલટણ જે તેની પાછળ રહેતી તે તેની જગ્યા લઈ લેતી. આ રીતે તે ફોજ જલદી થાકી ન જતી અને ટોળાબંધ બની લડાઈ કરતી હોવાથી વિખેરાઈ જતી નહિ, પરંતુ ઘણી વખત દુશ્મનોને ઘેરામાં લઈ લેતી.

ગમે તેમ હોય પણ આ બનાવો અને કારણો હતાં કે જેને લઈને ભીમદેવે હાર ખાધી. સંભવિત છે કે બીજા સંજોગો પણ હોય જે વિશે હું અત્યાર સુધી વાકેફ નથી.

ઘણાખરા ઇતિહાસકારો અંતમાં સુલતાન મહમૂદ ગઝનવીના ગુણોની ટીકા કરે છે, પરંતુ એ બાબત સાથે મારી વાતને કાંઇપણ સંબંધ નથી તેથી તે વિશે હું કઈ પણ વધુ લખી શકતો નથી. ફક્ત આટલુંજ જણાવીશ કે મહમૂદ ગઝનવી એક બાદશાહ હતો, એટલુંજ નહિ પરંતુ એક અતિ બહાદુર સિપાહસાલાર પણ હતો. તે સ્વતંત્ર મીજાજનો હતો, દુરદેશી હતો; વળી તે ઘણો ઉદાર દિલનો હતો. જહોન માલ્કમ સાહેબે ઈરાનના ઇતિહાસમાં સાચું જ લખ્યું છે કે જો તે કંજૂસ હોત તો વફાદાર, જુસ્સાવાળા અને આત્મત્યાગી સિપાહીઓ હંમેશાં તેની આસપાસ જમા રહે એ બિલકુલ અસંભવિત હોત. વળી મહાન સંતો, શાએરો, સાહિત્યકારો અને અન્ય વિદ્વાનો દરબારમાં હરગિઝ જમા થઈ શકયા ન હોત. ફિરદોસી તો વઝીરોની દુશ્મનાવટનો અને વધુ પ્રમાણમાં તો પોતાનીજ ગેરસમજનો ભોગ થયો.

મહમૂદ તેના સમયનો મહાન સિકંદર હતો. સિકંદર કોઈપણ વખતે તેની લડાઇઓમાં હાર્યો નહોતો. મહમૂદનું પણ એ જ પ્રમાણે હતું. સિકંદર સારા હિંદુસ્તાનને જીતી લેવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતો હતો, પરંતુ તેના સરદારો હિંમત હારી ગયા. લંકા અને બહ્મદેશ જીતવામાં મહમૂદના અમલદારો જ આડે આવ્યા. સિકંદરની ફતેહનો દાયરો ઘણો મોટો હતો. મહમૂદ પણ તેના જેવો જ હતો. સિકંદરે લોકોને તાજ અર્પણ કર્યા. મહમૂદે પણ ઘણીવાર એનો નમૂનો બતાવ્યો. સિકંદરે પોતાના જમાનાનો ફોજી નકશો બદલી નવો નકશો બનાવ્યો હતો એ અભિમાનનો લાભ મહમૂદને પણ મળ્યો હતો. જેવી બહાદુરી સિકંદરે મુલતાનની ફતેહ વખતે બતાવી હતી તેવી જ મહમૂદે પણ એયબકખાન (તુર્કસ્તાન)ના મુકાબલામાં બતાવી.

ટૂંકમાં સિકંદરની માફક એશિયાનો એ સિકંદર (મહમૂદ) પણ પોતાના સમયનો મહાન વિજેતા હતો. તેની સારી ઉમરમાં ગેર-મુસ્લિમને બળજબરીથી મુસલમાન બનાવવાનો એક પણ બનાવ મળતો નથી તેમજ સુલેહ શાંતિ સમયે એક પણ મંદિર તોડયુ હોય એવી સાબિતી મળતી નથી.

મહમૂદ ગઝનવીના મરણ પછી માંહેમાંહેના કજિયાએ ગઝનવી સુલતાનોને હિંદુસ્તાનમાં જીતેલા ઇલાકા કાબૂમાં રાખવાનો તેમજ તેમાં વૃદ્ધિ કરવાનો બહુ ઓછો મોકો આપ્યો. અને જ્યાંસુધી ઈસ્લામી તારીખોનો સંબંધ છે ત્યાંસુધી હું કહી શકું છું કે ત્યાર-પછી કોઈપણ ગઝનવી સુલતાને ગુજરાત ઉપર હુમલો કર્યો ન હતો, અલબત્ત, "રાસમાળા"માં જે વાત છે તે ઉપરથી એમ માલૂમ પડે છે કે ગુજરાતના રાજાએ જાત્રાનો ઇરાદો કર્યો હતો અને તે માટે મોટી મોટી તૈયારી કરી હતી. પંડિતો અને સાધુઓનું એક મોટું ટોળું સાથે લીધું હતું અને અણહીલવાડ પાટણ પાયતખ્તથી એક મંઝિલ આગળ જઈ પહોંચ્યો કે અચાનક ગઝનાના ખાનના હુમલાની ખબર ગુજરાતમાં પહોંચી, જેથી રાજા અતિ પરેશાન થયો. સાધુ અને પંડિતોને મળી શું કરવું તે બાબતની મસલત કરી. જો જંગ કરે તો જાત્રાની તમામ સામગ્રી બેકાર થઈ જાય. વળી જંગમાં બે જ સુરત હોઈ શકે. જો જાત્રા કરવા માટે ચાલ્યો જાય તો મુલ્ક ચડાઈ કરનારાઓ માટે લૂંટમારનું ક્ષેત્ર બને. એક સાધુએ જવાબ આપ્યો કે "આપ બિલકુલ ફિકર કરશો નહિ. હું આજે રાત્રે એ મામલાનો ફેંસલો કરી નાખીશ." ટૂંકમાં રાત પડતાં રાજા જુએ છે તો સૂતેલા ગઝનાના ખાનને પલંગ સાથે ચમત્કારથી સામે આણી મૂકયો, અને મહારાજ ઊભો રહી ફરમાન કરે છે કે "હવે તો ફેસલો કરી નાખ." ગઝનાનો ખાન એ સાંભળી હેરતમંદ થઈ જાય છે અને સાધુને મુર્શિદ અને રાજાને પીરભાઈ તરીકે સ્વીકારે

૧. ચહાર મકાલએ ઉરૂઝી, પૃ. ૪૭–૫૧, છપાયેલ યુરોપ.

છે. સુલેહ કરવાની શરતે તે પોતાના તંબૂમાં પાછો આવે છે અને બીજે દિવસે ગઝનાનો ખાન કૂચ કરી જાય છે. ત્યારપછી રાજા પોતાના રસાલા સાથે દબદબાભરેલી રીતે જાત્રાએ જાય છે.[1]

એ એક એવો કિસ્સો છે કે જેનું ઈસ્લામી તારીખોમાં સમર્થન નથી પરંતુ જો એમાંથી વધુ પડતી વાતો કાઢી નાખવામાં આવે અને ફક્ત કામ પૂરતી બાબત ઉપર વિચાર કરવામાં આવે તો એટલું તો કબૂલ કરી શકાય કે ગઝનાના કોઈક ખાને હુમલાનો ઈરાદો કર્યો હતો અને ગુજરાતનો સમ્રાટ જાત્રા જવાનો હોવાથી જંગ કરવાની ઇચ્છા રાખતો ન હતો, તેથી કોઈ વિદ્વાન સાધુ મારફત સુલેહ માટે તેને તૈયાર કર્યો અને નજરાણું આપી પાછા ફરવાની શરત કરાવી. પરંતુ મુશ્કેલી એ છે કે ગઝનાના સુલતાન કે ગઝનાના કોઈ સરદારની બાબતમાં ગુજરાત જવાના સંબંધમાં કોઈ પણ ઇતિહાસમાં ઉલ્લેખ નથી. સુલતાન મસઉદની ફતેહોમાં મકરાણ કસમો ( કંદહાર ઈલાકામાં ), સરસ્વતીનો કિલ્લો, હાંસી અને સોનપત હતાં. તેના જે જે સરદારો આવ્યા, તે ઘણું કરીને ગંગાના મુખ ઉપર ચડાઈ કરતા હતા. કોઈ ગુજરાત તરફ આવ્યું નહિ. ઈ. સ. ૧૧૪૮ (હિ. સ ૪૪૩)માં સુલતાન અલી બિન મસઉદના સમયમાં અલબત્ત સરદાર અલી બિન રબી ગઝનાથી નાસી છૂટી પેશાવર આવ્યો અને મુલતાન અને સિંધ વગેરે ઉપર કબજો જમાવી એવી મજબૂત અને અડગ ગોઠવણ કરી કે હરેક તરફ સહીસલામતી જ નજરે પડતી હતી. જે અફઘાનો આનંદને ખાતર લૂંટમાર કરતા હતા તેઓનો પણ યોગ્ય રીતે બંદોબસ્ત કર્યો. સંભવિત છે કે તે ગુજરાત તરફ પણ ગયો હોય અને રાજાએ સુલેહ શાંતિથી કામ લીધું હોય. પરંતુ રાસમાળામાં કુમારપાળ રાજાનું નામ આવે છે જેણે ઈ. સ. ૧૧૪૩ (હિ સ. ૫૩૮) થી ઇ. સ. ૧૧૭૪ (હિ. સ. ૫૭ ) પર્યંત રાજ્ય કર્યું હતું. તેમના સમકાલીનો બહેરામ શાહ, ખુસરો શાહ, અને ખુસરો

---

૧. રાસમાળામાં જાત્રા વિશેનો ઉલ્લેખ નથી; બીજી કિતાબોમાં છે.

મનેક હતા તેઓમાં બહેરામ શાહે કેટલીએવાર હિંદુસ્તાનમા આવી ફતેહો મેળવી હતી અને પોતાના સરદારોને અહીં મૂકી ગયો હતો એમાનો કોઈ હોય એ પણ બનવાજોગ છે. બીજી બાબત એવી કે કે એક ગઝનવી શાહજાદાએ જ્યારે નગરકોટ જીતી લીધુ ત્યારે સંભવિત છે કે તેનો ઇરાદો આગળ વધી ગુજરાતમા જવાનો હોય, અને કુમારપાળને તેની ખબર પડી ગઈ હોય અને કોઈ સાગ સાધુની મારફત સુલેહ કરી લીધી હોય

એ વાત પણ ઉલ્લેખ કરવા યોગ્ય કે કે ઈ સ ૧૮૪૨મા બ્રિટિશ સરકાર અતિ ધૂમધામ સાથે જે સુખડનો દરવાજો સોમનાથના નામે ગઝનાથી હિંદ લાવી હતી, તે માટે કઈ મૂળ વસ્તુ મળતી નથી પ્રથમ તો એવો કોઈ દરવાજો મહમૂદ લઈ ગયો જ ન હતો અને કોઈ પણ તારીખમાં એનો ઉલ્લેખ નથી બીજુ અલાઉદ્દીન જહાસૂઝે ગઝનાને એવી રીતે આગમાં હોમ્યુ હતુ કે નહોંજ માટકમના શબ્દોમાં કહી શકાય કે મહેલથી માંડી ઝૂપડાં અને ખુદાના ઘરથી માંડી પ્રાણી માત્રના ઘર સુધ્ધાત તેમાં બળી ભસ્મ થઈ ગયા આ સાત દિવસની ધીખતી ધરામાં તમામ ગઝનાનો વિનાશ થયો તેમાં ફક્ત સુખડનો દરવાજો બ્રિટિશ સરકારની કિસ્મતે બચે એ શુ માની શકાય એવુ છે?[1]

## હિંદમાં મહમૂદી સિક્કા

સુલતાન મહમૂદ ગઝનવીના જમાનામાં જે સિક્કા ચાલતા હતા તેમના નમૂના "ઇન્ડિયા ઑફિસ"મા છે તેની એક તરફ અરબી અને બીજી તરફ હિંદી ઝબાનમા લખાણ છે.

| અરબી | હિંદી | નોંધ |
|---|---|---|
| અનકારિ | અવિયા કતમક | |

૧ સોમનાથ વિશે વધુ માહિતી 'તારીખે હિંદ નં. ૧' (સુબુક્ત ગીનના ખાનદાનોનો ઇતિહાસ)મા જણાવવામા આવી છે અને ત્યા સુખડના દરવાજા વિશે વિગતવાર ચર્ચા કરવામાં આવી છે

લા ઈલાહા ઈલિલ્લાહ
મોહમ્મદુ રસુલુલ્લાહ
યમીનુદ્દૌલા
અમીનુલ મિલ્લત મહમૂદ
બિસ્મિલ્લાહે દુરેબા હાઝદ દિરહમો
બમહમૂદપૂર સનએ સમાં અશરા
વઅરબઅમેઅત (૪૧૮)
(અલકાદિર ખલીફાનું નામ
અલ્લાહ સિવાય બીજો કોઈ
અલ્લાહ નથી. મોહમ્મદ તેનો
રસુલ ( પેગમ્બર ) છે.
રાજ્યનો જમણો હાથ(ખિતાબ)
ધર્મનો રક્ષક (ખિતાબ) મહમૂદ
મહમૂદપૂરમાં હિ. સ. ૪૧૮માં
ખુદાના નામે આ દિરહમ
સિક્કો પાડવામાં આવ્યો.)

મોહમ્મદા દાતર નરપિયા
શ્રીમહમૂદપૂર

મહમૂદે લાહોરને હિંદુસ્તાનનું પાયતખ્ત નક્કી કર્યું હતું. અને તેનું નામ બદલી "મહમૂદપૂર" રાખ્યુ ("પંજાબમેં ઉર્દૂ" પૃ. ૩૦ પ્રે લાહોર)
(પુરાણી હિંદીમાં લખાણ છે.)

## ગોરી ખાનદાન

તબકાતે નાસિરીમાં જણાવવામાં આવ્યું છે કે અરબસ્તાનના ઝોહાકને[1] ઈરાનના ફરીદુનશાહે ગિરફતાર કર્યો ત્યારે તેનો એક પુત્ર હિંદનો હાકેમ હતો, જેનુ નામ બિસ્તામ[2] હતું. ફરીદુનના લશ્કરે એના ઉપર ચડાઈ કરી ત્યારે એ ભાગી ગયો અને ઉત્તર

૧. એ શખ્સ ખરેખર યમન ( દક્ષિણ અરબસ્તાન )મા રહેતો હતો એક ઝબરદસ્ત ફોજ લઇ ઈરાની બાદશાહ જમશેદને હરાવી ઈરાનનો કબજો લીધો. તે ખાનદાને એક હઝાર વરસ રાજ્ય કર્યું. જે ફરીદુનના હાથથી માર્યો ગયો તે ઝોહાક ખાનદાનનો આખરી પાદશાહ હતો.

૨ તેનું અસલ નામ કંઇ બીજુંજ હશે. અરબોએ તેનું નામ બદલી પોતાની ઝબાનમા 'બિસ્તામ' કર્યું.

હિંદુસ્તાનમાં રખડતો ભમતો ગોર પહોંચ્યો અને સહીસલામત જગ્યા સમજી ત્યાં તેણે મુકામ કર્યો. ઝોહાકના ખાનદાનના લોકો પણ આમનેમથી તેની પાસે જમા થયા. ફરીદુને એક ફોજ મોકલી તેમને જડમૂળથી ફરીથી ઉખેડી નાખવાની ઇચ્છા કરી પરંતુ સલમ, તૂર અને ઇરિજની લડાઈએ ફરીદુનને નાહિમ્મત કરી નાખ્યો અને ખંડણી લઈ નછૂટકે સુલેહ કરી નાખી. મિરતામ ઠંડે કલેજે ગોરના પહાડી પ્રદેશમાં હકૂમત કરવા લાગ્યો. એ ખાનદાન ઇસ્લામના સમય પર્યંત એ પહાડી મુલકમાં રાજ્ય કરતું રહ્યું. તે ઇરાનીઓને નામની જ ખંડણી આપતું હતું. હઝરત અલીની ખિલાફત દરમિયાન શમ્બસ નામના એક શખ્સે ઇસ્લામનો સ્વીકાર કર્યો તેને તેના કબીલાનો અમીર બનાવવામાં આવ્યો. અબ્બાસી ગજ્ય દરમિયાન તેઓ પાસેથી ફોજી ખિદમત લેવામાં આવી. સફ્ફારી તેના ઉપર જીત મેળવી શક્યા નહિ; પરંતુ સામાનીઓના રાજ્યમાં એ ઇલાકો નામની જ ખંડણી આપતો થઈ ગયો. કેટલાક ગોરી કબીલામાં હજુ ઇસ્લામનો પ્રચાર થયો ન હતો, તેથી ગોરની મુસ્લિમ અને ગેર-મુસ્લિમ કોમો આપસમાં કજિયા કર્યા કરતી હતી, એટલે સુધી કે મોહમ્મદ બિન સૂર કબીલાનો અમીર થયો અને તેણે સારા ગોર ઇલાકા ઉપર સંપૂર્ણપણે કબજો મેળવ્યો. સુલતાન મહમૂદ ગઝનવીએ મોહમ્મદ બિન સૂરને તેના પુત્ર સાથે ગિરફતાર કર્યો અને તમામ ગોર પોતાના કબજાના ઇલાકામાં શામેલ કરી લીધુ. મોહમ્મદ બિન સૂરે ઝેર ખાધુ ત્યારે મહમૂદે તે પુત્રને છોડી દીધો અને મોટા પુત્ર અબુ-અલીને ઇલાકાનો સરદાર બનાવ્યો. મસઉદ બિન મહમૂદના સમયમાં અબુઅલીને તેના ભત્રીજે અબ્બાસ બિન શીસ મારી નાંખી પોતે તખ્તનશીન થયો. તેના જુલમથી તંગ થઈ ઈબ્રાહીમ ગઝનવી આગળ લોકોએ શિકાયત કરી. તેણે તેને ગિરફતાર કરી એક કિલ્લામાં

કુત્બુદ્દીન એક લડાઈમાં માર્યો જતાં ઈઝુદ્દીન હસન નામનો તેનો પુત્ર ગાદીનો વારસ થયો.

અમીર ઈઝુદ્દીન હસનને સાત પુત્રો હતા : શુજાઉદ્દીન અલી, ફખ્રુદ્દીન મસઉદ, કુત્બુદ્દીન મોહમ્મદ, અલ્લાઉદ્દીન હુસેન શિહાબુદ્દીન મોહમ્મદ, સેફુદ્દીન અને બહાઉદ્દીન સામ; મજકૂર અમીરે પોતાની તાકત બહુ વધારી, અને ખુદમુખ્તાર રાજ્યકર્તાની માફક હકૂમત કરવા લાગ્યો કારણ કે ગઝનવી તાકત કમજોર થઈ ગઈ હતી. આ સાત ભાઈઓમાંથી સેફુદ્દીન સૂરી તખ્તનશીન થયો. કુત્બુદ્દીન મોહમ્મદ પોતાના ભાઈઓથી નારાજ થઈ ગઝના આવ્યો. બહેરામશાહ ગઝનીએ તેનો અતિ આદરસત્કાર કર્યો અને પોતાની પુત્રી સાથે તેનું લગ્ન કર્યું; પરંતુ કુત્બુદ્દીને બાદશાહી ઠાઠમા રહેવાનું ઈખ્તિયાર કર્યું હોવાથી બહેરામશાહે વહેમાઈને તેને મારી નંખાવ્યો. આ ખબર ગોરમાં પહોંચી ત્યારે સેફુદ્દીન સૂરી એક મહાન ફોજ લઈ ગઝના આવી પહોંચ્યો. બહેરામશાહ હિંદમાં આવ્યો પરંતુ ગઝનાના લોકોને સેફુદ્દીન સૂરી સાથે બનતું ન હતું, તેથી ચૂપકીથી બહેરામશાહને બોલાવ્યો અને સૈફુદ્દીન સૂરીને ગિરફતાર કરી અને પછી કંગાલ સ્થિતિમાં શૂળી ઉપર ચડાવ્યો. આ વાતની ખબર ગોરીઓને પડી ત્યારે બહાઉદ્દીન સામ ઈ સ. ૧૧૪૯ (હિ સ. ૫૪૪) માં વેર લેવાના ઈરાદાથી એક ફોજ લઈ રવાના થયો; પરતુ રસ્તામાં તેનુ મરણ થયું, તેથી અલ્લાઉદ્દીન હુસેન જે એક લશ્કરી આદમી હતો તે ફોજનો નાયક થઈ એકદમ ગઝના પહોંચ્યો. બહેરામશાહે તેને દૂર કરવાની ઈચ્છા કરી, પરંતુ સુલેહ તરફ વલણ દેખાડયુ નહિ. આખરે લડાઈ થઈ, બહેરામશાહ હિંદ તરફ નાઠો, અને અલ્લાઉદ્દીને સાત દિવસ પર્યંત ગઝનામાં લૂંટમાર જારી રાખી તમામ શહેરમાં આગ લગાવાથી રાખનો એક ઢગલો થયો. એ જ કારણથી અલ્લાઉદ્દીન હુસેનને 'જહાનસોઝ' પણ કહે છે. ભાઈઓની લાશ લઈ ગોર વાપસ આવ્યો, ઈ. સ. ૧૧૫૬ (હિ. સ. ૫૫૧)માં મરણ પામ્યો, અને તેનો પુત્ર

સૈફુદ્દીન તખ્તનશીન થયો. તેના બંને પિતરાઈ ભાઈઓ જેનાથી વહેમાઈ[1] અલાઉદ્દીન જહાંનસૂઝે તેમને કિલ્લામાં કેદ કર્યા હતા તેમને છૂટા કર્યા આ બંને અલાઉદ્દીન જહાનસૂઝના ભાઈ બહાઉદ્દીન સામના પુત્રો હતા, જેમના નામ શિહાબુદ્દીન મોહમ્મદ અને શમ્સુદ્દીન મોહમ્મદ હતાં. તેઓ પાછળથી મોઈઝુદ્દીન વદ્દુનિયા શિહાબુદ્દીન મોહમ્મદ ગોરી અને ગિયાસુદ્દીન વદ્દુનિયા શમ્સુદ્દીન મોહમ્મદ ગોરીના નામથી પ્રખ્યાત થયા. સૈફુદ્દીન એક લડાઈમાં પોતાના સિપાહસાલારના હાથે માર્યો ગયો, કારણ કે તેના ભાઈને કોઈએક વખતે સૈફુદ્દીને મારી નાખ્યો હતો. સૈફુદ્દીન પછી ગિયાસુદ્દીન તખ્ત ઉપર બેઠો અને શિહાબુદ્દીન સિપાહસાલાર થયો. તે વખતે ગઝનાની સલ્તનત ફક્ત નામની જ હતી અને સલજૂકી પણ કમજોર થઈ ગયા હતા, તેથી પોતાની સલ્તનત વિસ્તારવાને પૂરો મોકો મળ્યો, ગઝના અને કાબુલ ફતેહ કર્યા બાદ આસ્તે આસ્તે ખુરાસાન, સિસ્તાન, ઈરાન, અને તુર્કસ્તાન કબજામાં આવતાં રહ્યાં. સુલતાન શિહાબુદ્દીન મોહમ્મદ ગોરી જેનો જન્મ ઈ. સ. ૧૧૩૮ (હિ. સ. ૫૩૩) માં થયો હતો તે એક બહાદુર અને મહત્ત્વાકાંક્ષી સરદાર હતો. તેણે બે તરફ શાંતિ થતાં હિંદ તરફ હુમલા શરૂ કર્યા. ઈ. સ. ૧૧૭૫ (હિ સ. ૫૭૧)માં તેણે મુલતાન ઉપર હુમલો કર્યો[2] જ્યાં ગઝનવી સુલતાનોની નબળાઈનો લાભ લઈ ફરીથી ઈસ્માઈલીઓએ માથું ઊંચકયું હતું. તેઓને માટે કેટલાક ઇતિહાસકારોએ "કરામિતા" ('કરમત'નું બહુવચન) શબ્દ લખ્યો છે. મુલતાન જીત્યા બાદ 'ઉચ' જીત્યું જે સિંધુ અને પંજાબની પાંચે નદીના સંગમ ઉપર આવેલું છે.[3] બે વરસ પછી એટલે કે ઈ સ ૧૧૭૮ (હિ સ. ૫૭૪)માં મુલતાન અને "ઉચ"માં ફરીથી આવ્યો અને રણ ઓળંગી ગુજરાતની

---

૧. તબકાતે નાસિરી પૃ ૧૮, કલકત્તા
૨. ફરિશ્તાએ હિ. સ ૫૭૨ લખી છે.
૩. તારીખે હિંદ હાશિમી, પૃ. ૧૭૯, હૈદરાબાદ

સરહદમા આવી પહોચ્યો.[1] તે સમયે ગુજરાતના તખ્ત ઉપર મૂળરાજ હતો. (હિ. સ ૫૭૩ થી હિ. સ. ૫૭૫—ઇ. સ. ૧૧૭૭ થી ઇ સ ૧૧૭૯) તે કમઅક્કલવાળો છોકરો હતો,[2] તેથી વઘેરો અને વાઘેલા ખાનદાનના મહત્વાકાક્ષી રજપૂતો અને બીજો ભીમદેવ તે સમયે સલ્તનતમા ભાગ લેતા થઈ ગયા હતા, તેમણે અતિ બહાદુરી અને નિર્ભયતાથી લડાઇ કરી અને આદર જગી હાથીઓ હોવાથી ફોજને ભયગ્રસ્ત કરી નાખી, તે ઉપરાત ગુજરાતીઓએ પણ ફોજમા તાર્તારોની ભરતી કરી હતી અને તેઓની મોટી સખ્યા હતી[3] એ સમય પર્યંત સુલતાન ગોરીને રજપૂતો સાથે મુકાબલો કરવાનો સજોગ સાપડયો નહોતો, અને એ જ સબબથી હિંદી બહાદુરોના તલવારના ઘાથી નાવાકેફ હતો. ગુજરાતી રજપૂતોને પણ સિધીઓ જેવા સમજતો હતો, પરતુ અનુભવે તેને બતાવી આપ્યુ કે તેમ નહતુ. ટૂકમા સુલતાન શિહાબુદ્દીન ગોરીને હાર મળી અને દરજ્જુ રણ ઓળગી તથા ઘણી મુસીબતો બરદાસ્ત કરી મુશ્કેલીથી તે ગઝના પહોચ્યો. શિહાબુદ્દીન ગોરી ગુજરાતથી ગઝના પહોચ્યો ત્યારે જાસૂસોએ ખબર આપી કે "નહરવાલા" (પાટણ)માં ફલાણા વેપારીનો માગ્ફતિયો મુનીમ અહી મોજૂદ છે અને તેની પાસે દશ લાખ બાલૂતરા (સિક્કા) છે. જો તેની પાસેથી લઈ ખજાનામાં દાખલ કરવામાં આવે તો નુકસાનીનો બદલો મળી રહે સુલતાને કહ્યું કે એ માલ નહરવાલામા મેળવ્યો હોત તો મારે માટે હલાલ હોત, મુનીમ પાસેથી ગઝનામાં લેવો તે ઈન્સાફની વિરુદ્ધ છે.[4]

---

૧ સામાન્ય તારીખોમા આ જ સાલ છે, પરતુ ફ્રેઝરવાલામા હિ. સ ૫૭૫ છે.

૨ તબકાતે નાસિરીમાં પૃ ૧૧૬ ઉપર ભીમદેવને માટે "બાળક" લખ્યો છે. પરંતુ ગુજરાતી ઇતિહાસો ઉપરથી માલૂમ પડે છે કે મૂળરાજ બાળક હતો અને એ જ સાચી વાત છે

૩. તારીખે હાશિમી, ભા. ૨, પૃ ૨૧૪, હૈદાબાદ

૪. નમેકલ હિકાયાતા—ઓરી

## ગોરીની હારનાં કારણો

ગોરીઓની હાર વિશે ઊંડો વિચાર કરવામાં આવે છે ત્યારે તો તે માટેનાં નીચેનાં કારણો મને માલૂમ પડે છે :

૧. એમ જણાય છે કે ગઝનવી સુલતાનની માફક ગુજરાત જીતવાનો ખાસ ઈરાદો ન હતો. તે મુલતાન અને 'ઉછ'માં આવ્યો હતો. સાથે સાથે ગુજરાતમાં પણ પોતાની ધાક બેસાડતા જવાનો વિચાર કર્યો. જેવું કે કેટલાક ઇતિહાસોમાં એમ પણ લખવામાં આવ્યું છે કે ગઝનામાં જરૂર પડવાથી જલદી પાછો ગયો અને બીજી વખત ગુજરાત ઉપર હુમલો કર્યો નહિ; આ મારી વાતનું સમર્થન કરે છે. નહિ તો દિલ્હીની માફક ફરીથી હારનો બદલો લેવાને તેનું આવવું જરૂરી હતુ અને મારી ધારણા મુજબ એ જ કારણથી મહમૂદ ગઝનવીની જેમ સાહિત્ય સામગ્રીનો સારો બંદોબસ્ત કર્યો ન હતો. વળી રણ ઓળંગવા માટે પાણીની બિલકુલ વ્યવસ્થા ન હતી. એ કારણને લઈને ફોજની બહુ ખરાબી થઈ.

૨. ગઝનવી લોકોના હિંદુસ્તાન ઉપર વારંવારના હુમલાથી તેમજ ગઝનાની ફોજોમાં હિંદુઓની ભરતીને લઈને હિંદુઓ મુસલમાનોની લડાઈની ગેતથી વાકેફ થઈ ગયા હતા અને તેનો મુકાબલો કેમ કરવો તે પણ શીખી ગયા હતા. જેમકે એ જ કારણથી ગોરીઓએ ગુજરાતીઓ સામે હાર ખાધી, એટલું જ નહિ પરંતુ દિલ્હીના પૃથ્વીરાજે પણ એને શિકસ્ત આપી હતી. પરંતુ ગોરીએ જંગની ઢબ બદલી ત્યારે તે કામિયાબ થયો. જેમકે દિલ્હીની બીજી લડાઈમાં રજપૂતોએ સવારનો ધચૂમસો કરી લડાઈ શરૂ કરી અને બંને બાજૂ ફેલાવી વચલો માર્ગ સ ફ કર્યો ત્યારે ગોરી એ ચાલબાજીમાં ન સપડાયો, પરંતુ અસ્કાની (ઈરાનની એક કોમ જેણે લગભગ પાંચસો વરસ ઈરાન ઉપર હકૂમત કરી હતી) કોમની માફક હારેલી ફોજની જેમ પાછા હઠવા માંડયું. રજપૂતો તેને હારેલા ધારી પોતપોતાની પાંખમાંથી અલગ થઇ દુશ્મનો ઉપર તૂટી પડયા. ગોરી લશ્કર પણ

એની જ રાહ જોતું હતુ. તેણે ચાલાકીથી પાછળ રહેલી ફોજ લઈ ઘેરી લીધા અને એવો સખત હુમલો કર્યો કે રજપૂતો હઠી શક્યા નહિ અને ગોરીઓની જીત થઈ.

૩. જો કે સોલંકી ખાનદાન નબળું અને કમજોર થઈ ગયું હતું, પરંતુ વાઘેલા ખાનદાન ચડતી અને ઉન્નતિના શિખર પર હતુ. અને સલ્તનતમા તેની જ ડખલ વધારે હતી. અર્ણોરાજ વાઘેલા, લવણપ્રસાદ વાઘેલા અને તેના પુત્ર વીરધવળ જેવા ચાલાક લોકોના હાથમાં રાજ્યની લગામ હતી. એ ખાનદાન ઉન્નતિ કરતું જતું હતુ, તેથી એક જીવતી જાગતી બહાદુર કોમ હોવાના કારણે બળવાન રજપૂતોની ટુકડી તેની આસપાસ જમા થઈ હતી. અને તેમની જ બહાદુરીનો નતીજો ફતેહના રૂપમાં પ્રકટ થયો.

૪. ગઝનવીના વખતોવખતના હુમલાએ હિંદુ રાજાઓને હોશિયાર કર્યા હતા, તેથી શિહાબુદ્દીન ગોરીનું આવવું મહમૂદ ગઝનવીની જેમ અચાનક ન હતુ. ગુજરાતીઓને તેની ખબર મળી ગઈ હતી અને તૈયારી કરવાનો મોકો મળી ગયો હતો. ત્યારપછી જે ફોજ ગોરી સાથે લડી તેમાં નવા સિપાઈઓની જમાવટ ન હતી, પરંતુ એ બહાદુર અનુભવી રજપૂતોની એક ઘડાયેલી ફોજ હતી.

૫. એક મોટી વાત તો એ છે કે એ સમય પર્યંત ગોરીઓને પહાડી જંગમાં રોકાવુ પડતું હતુ, અને તેનો જ તેમને અનુભવ હતો. મેદાની જંગમાં ઊતરવાનો તેમને કદી સંજોગ સાંપડયો ન હતો. એ જાણે કે, પહેલી જ મેદાની લડાઈ હતી જે તેમને લડવી પડી. બેશક સિંધમાં તેમણે મેદાનમાં જ જંગ ખેલ્યો હતો, પરંતુ ત્યાં તેમને ગઝનવી ખાનદાનની નબળાઈનો લાભ લઈ બળવો કરનાર ઇસ્માઈલીઓનો જ મુકાબલો કરવાનો હતો તે ઉપરાંત મહમૂદ ગઝનવીએ કર્યું હતુ તેમ ન કરતાં તેણે આવવાનો રસ્તો કચ્છના રણમાં થઈને પસંદ કર્યો હતો. એનું પરિણામ એ આવ્યુ કે જે વખતે એ ફોજ ગુજરાત પહોંચી ત્યારે કંટાળીને થાકી ગઈ હતી અને તેને દમ

લેવાનો કંઈ પણ મોકો મળ્યો ન હતો, પરંતુ ગુજરાતી ફોજ તો તાજદમ હતી.

૬. ગુજરાતી ફોજની સખ્યા બહુ મોટી હતી અને ગોરી ફોજ કચ્છનું રણ ઓળંગ્યા પછી થોડી જ રહી ગઈ હતી. તે નિરાશ થઈ વળગીને લડી શકી નહિ

૭ તે ઉપરાંત ગુજરાતી ફોજોમાં તાતારી નોકરો હતા જેઓ ગોરીઓના મુકાબલામાં બહાદુરીને ન્યાય આપતા હતા અને તેઓ બિલકુલ પહોંચી વળે એવા હતા.[1]

૮. શિહાબુદ્દીન ગોરીની પાસે કમ ફોજ હતી અને તેની સામે ગુજરાતી ફોજની સંખ્યા એક લાખ જેટલી હતી. તે હરેક રીતે સજ્જ અને તૈયાર હતી. અને આ ફોજ ભરતી કરેલા નવા સિપાઈઓની ન હતી, પરંતુ બરાબર અનુભવી અને એકત્ર થયેલા તમામ ગુજરાતી રજપૂતોની ચૂંટેલી ફોજ હતી.[2] શિહાબુદ્દીન મોહમ્મદ (મોઈઝુદ્દુનિયા વદ્દીન) ગોરીના ઉત્તમ સિપાહસાલાર જેઓ હિંદુસ્તાનમાં ફતેહોની વૃદ્ધિ કરતા રહ્યા તે નાસિરુદ્દીન કબાચા, કુત્બુદ્દીન ઐબક અને બખ્તિયાર ખલજી હતા. વઝીરોમાં ઝિયાઉલ્મુલ્ક, મુઅય્યીદુલ્મુલ્ક સન્જરી અને શમ્સુલ્મુલ્ક કયદાની હતા, જેનાં વિદ્વત્તા ભરેલાં અને રાજકીય કામોએ ગોરી સુલતાનની કીર્તિને શિખરે પહોંચાડી. શિહાબુદ્દીન ગોરી ઉનાળામાં ઘણું કરીને ગઝના અને શિયાળામાં હિંદુસ્તાનમાં રહેતો હતો. તેની ફોજની જમણી પાંખનો ઝંડો કાળો અને ડાબી પાંખનો લાલ હતો. ફરમાન ઉપર "નસ્રુમ-મિનલ્લાહ" (અલ્લાહ તરફથી સહાય) હતુ. તે ૩૨ વરસ રાજ કરી આ દુનિયામાંથી રવાના થઈ ગયો હતો. તેના અવસાનની સાલ નીચેની બે શે'રો ઉપરથી માલૂમ પડે છે:

૧. તારીખે હારિબી ભા ૧, હૈદરાબાદ, દક્ખણ
૨ પ્રાચીન ગુજરાત, પૃ. ૨૪૭

"શહાદતે મલેક બહરો બર મુઈઝુદ્દીન,
કઝ ઈબ્તિદાએ જહા શહે ચૂ ઉ નયામદ નેક,
સિન્વુમ ઝે ગુર્ગએ શાબાન બસાલે શશસદો દો,
ફિતાદા દર રહે ગઝના બ મન્ઝિલે દિમેક[1] '

(અર્થાત્ સમુદ્ર અને પૃથ્વીના પાદશાહ, મોઈઝુદ્દીન કે જેના જેવો સદ્ગુણી દુનિયાની શરૂઆતથી થયો નથી, તેની શહાદત (અવસાન) હિ સ ૬૦૨ના શાબાનની ત્રીજે ગઝનાના રસ્તે દિમેક નામની જગ્યાએ થઈ હતી)

| | | |
|---|---|---|
| હિદી સિક્કા નીચે પ્રમાણે છે | | અસ્સુલ્તાનલ્આઝમ મોઇઝુદ્દુનિયા વદ્દીન અબુ મુઝફ્ફર મોહમ્મદ બિન સામ લા ઇલાહા ઇલલ્લાહ મોહમ્મદુર્ રસૂલલ્લાહ અન્નાસિર લેદીનિલ્લાહે અમીરૂલ મોમિનીન[2] |
| હિદીમાં છે | શ્રીહિમીરા શ્રી મોહમ્મદ સામ પૃથ્વી | |

**શિહાબુદ્દીન મોહમ્મદ ગોરીના સિક્કા હિ સ. ૫૭૭**

એક બાજૂ ઉપરનો તરજૂમો છે. એ જ ખુદા જેણે આપણા રસૂલને હિદાયત અને સાચા દિન સાથે મોકલ્યો જેથી કરીને તેને તમામ ધર્મો ઉપર જીત મળે (કિનારી ઉપર) (વચ્ચે) એક ખુદા સિવાય બીજો ખુદા નથી, મોહમ્મદ અલ્લાહનો રસૂલ છે અન્નાસિર લેદીનિલ્લાહે અમીરૂલ મોમિનીન (ખલીફા)

(કિનારી ઉપર) આ દિરહમ (ચાંદીનો સિક્કો) દિલ્હીમા હિ સ ૫૭૭

અસ્સુલ્તાનુલ્આઝમ (મહાન બાદશાહ) મુઈઝુદ્દુનિયા વદ્દીન (ખિતાબ) અબુલ મુઝફ્ફર (કુનિયત) મોહમ્મદ બિન સામ

---

૧ તબકાતે નાસિરી

૨ ખિલાફત અને હિદુસ્તાન, પૃ ૩૨

## ગોરીઓની વંશાવળી


એહાક
બિસ્તામ
સન્બસ
સૂર
મોહમ્મદ
શીસ
અબુ અલી
અબ્બાસ
મોહમ્મદ
કુત્બુદ્દીન હસન
ઈઝુદ્દીન
૧. શુજાઉદ્દીનઅલી
૨. ફખ્રુદ્દીનમસઊદ
૩ સૈફુદ્દીનસૂરી
૪. કુત્બુદ્દીન મોહમ્મદ
૫. શિહાબુદ્દીન મોહમ્મદ
૬. બહાઉદ્દીન સામ
૭. અલાઉદ્દીનહુસૈન
સૈફુદ્દીન
ગિયાસુદ્દીન
મોહમ્મદ
મોઈઝુદ્દીન
મોહમ્મદ
ઉર્ફે
શિહાબુદ્દીન ગોરી

:૩:

## કુત્બુદ્દીન અઇબેક ( અઇ-બિક )

કુત્બુદ્દીન એક તુર્કી કુટુંબનો હતો બાળપણમાં એક તુર્કી વેપારી તેને તુર્કસ્તાનથી લાવી નિશાપુર (જે ઈરાનનું મશહૂર શહેર છે) લઈ ગયો, અને તેને કાઝી કુઝાત (ચીફ જસ્ટિસ) ફખ્રુદ્દીન અબ્દુલ અઝીઝ કૂફીને વેચી માર્યો. કાઝી સાહેબ પોતે મહાન ઈમામ અબુહનીફાના વંશજોમાંથી હતા તે વિદ્વાન હતા અને નિશાપુરના હાકેમ હતા. પોતાના બાળકો સાથે સાથે કુત્બુદ્દીનની તાલીમનું પણ એમણે ધ્યાનમાં લીધું હતું. જેમકે કુત્બુદ્દીને કુરાન તેમના બાળકો સાથે પઢ્યું હતું. તે ઘોડેસવારી અને તીરદાઝી પણ સંપૂર્ણ રીતે શીખ્યો હતો. તે ફિકહ (ઈશ્વરોક્ત શાસ્ત્ર) પણ શીખ્યો હતો.[1] સદર સાહેબના અવસાન બાદ એક સોદાગરે કાઝી સાહેબના સાહેબઝાદા પાસેથી ભારી કીમતે તેને ખરીદી લીધો[2] અને ગઝનામાં સુલતાન શિહાબુદ્દીન ગોરી આગળ ભેટ તરીકે પેશ કર્યો, તેને સુલતાને રીતસર કીમતે ખરીદી લીધો. કુત્બુદ્દીન પ્રશસ્ય સદ્‌ગુણોમાં પારંગત હતો, તેમ છતાં પણ તેનો બાહ્ય દેખાવ સુંદર ન હતો, વળી તેના હાથની ટચલી આંગળી તૂટી ગયેલી હતી, અને એ જ કારણે લોકો તેને "અઈબિક શલ" કહેતા હતા;[3] પરંતુ સદ્‌ગુણોમાં તે બીજા ઘણાથી ચડિયાતો

૧. ઝફરૂલવાલા ભા. ૨, યુરોપ

૨. ઝફરૂલવાલા ભા. ૨, યુરોપ—માં લખવામા આવ્યું છે કે ખુદ ફખ્રુદ્દીન સાહેબ ખરીદ કરી ગઝના લઇ ગયા. બાકીના ઇતિહાસકારોએ ખાસ કરીને ફિરિશ્તાએ તેના અવસાન પછી ગઝના ગયો એમ લખ્યું છે.

૩ તબકાતે નાસિરી અને ફિરિશ્તાની તારીખે હિંદ ભા. ૨, પૃ ૧૮૨મા "અય" અર્થાત્ "ચંદ્ર" અને "બેક" (બેગ) અર્થાત્ "શેઠ" લખ્યું છે અને ફિરિશ્તા તબકાતે નાસિરીના શબ્દોનો ભાવાર્થ ખોટી રીતે સમજ્યો છે. તેણે અઈબિકનો અર્થ તૂટેલી આંગળી કર્યો છે પણ "શલ" ઉપરથી આ અર્થ નીકળે છે. શિલાલેખમાં જોડણી "અઈ-બેક" છે. તે સમયમા એ નામના બીજા

હતો. શરૂઆતથી જ તે સખી અને બહાદુર હતો. જેમકે એક રાત્રે એક આનંદના જલસામા શિહાબુદ્દીને તમામ લોકોને ઈનામો આપ્યાં; કુતબુદ્દીનને પણ સારી બક્ષિસો આપી, પરંતુ મજલિસમાંથી બહાર આવતાં સુધીમાં તે સર્વ માલ નોકરો અને ચાકરોને આપી દઈ કુતબુદ્દીન ખાલી હાથે ઘેર પાછો આવ્યો. સુલતાન શિહાબુદ્દીનને આ વાતની ખબર પડી ત્યારે તે તેની સખાવત અને ઉદારવૃત્તિથી અતિ ખુશ થયો, અને આસ્તે આસ્તે તેનો દરજ્જો વધારતાં શાહી તબેલાના દારૂગા તરીકે તેની નિમણૂક કરી (મુર્ગાસ્તના અમીર) સુલતાન શાહની લડાઈમાં તે સાધન સરંજામનો અમીર હતો, ઘણી બહાદુરી બતાવ્યા છતાં તે ગિરફતાર થયો. કારણ કે ફક્ત થોડી જ ફોજ સાથે સાધન સામગ્રી તૈયાર કરવામાં મશગૂલ હતો તેવામાં અચાનક દુશ્મનોએ તેને ઘેરી લીધો. શિહાબુદ્દીનની ફતેહ થઈ ત્યારે લોકો કુતબુદ્દીનને બેડી સાથે લાવ્યા. સુલતાને બેડી કપાવી નાખી તેને માનવંત કર્યો. ગઝના પહોંચી "કોહગમ" તેને સોંપવામાં આવ્યું. હિંદુસ્તાનમાં તેણે તેને નાયબ બનાવ્યો.[૧] ઈ. સ. ૧૧૯૧ (હિ. સ. ૫૮૭)માં મીરઠ તેણે ફતેહ કર્યું. ઈ. સ. ૧૧૯૩ (હિ. સ. ૫૮૯)

કરવાની તાકાત માલૂમ નહિ પડતાં કિલ્લામાં ભરાઇ ગયો અને પોતાના ઉપરી અધિકારી કુતુબુદ્દીનને ખબર આપી. તેણે સત્વર તેને મદદ કરવાને કૂચ કરી. જીવણરાય આ સાંભળી ગુજરાત પાછો ચાલ્યો ગયો.[1] તે વખતે કુતુબુદ્દીન અઈબેક અવગણના કરી અને દિલ્હી પાછો આવ્યો,[2] પરંતુ ઈ. સ. ૧૧૯૪ (હિ. સ. ૫૯૧)માં તેને શિક્ષા કરવાને ગુજરાત ઉપર હુમલો કર્યો. ગુજરાતના સિપાહસાલાર જીવનરાયે એક બળવાન લશ્કર સાથે કિલ્લા નજીક મુકાબલો કર્યો, જેમાં તે હાર્યો. કુતુબુદ્દીને તેની પૂંઠ પકડી, સિપાહસાલાર ફરીથી હિંમત કરી એક વખત હુમલો લાવ્યો, પરંતુ બહાદુરી બતાવ્યા છતાં ફતેહ ન મળી, અને જાન જોખમમાં મૂકી લડતાં લડતાં મરાયો. ગુજરાતના રાજા ભીમદેવ બીજાએ હારના સમાચાર સાંભળ્યા ત્યારે તે નાસી છૂટયો, અને એક બીજી જગ્યાએ આશ્રય લીધો, અણહીલવાડ (નહરવાલા) પાટણ ખાલી કર્યું. કુતુબુદ્દીન નહરવાલા (પાટણ)માં દાખલ થઈ લૂટનો માલ સાથે દિલ્હી પાછો ગયો. કેટલાક ઇતિહાસોમાં જણાવવામાં આવ્યું છે કેઃ—કુતુબુદીને "નહરવાલા"માં દાખલ થઇ જોયું કે અહીં રહેવું મુશ્કેલ છે, તેથી લડાઈનો ખર્ચ વસુલ કરી પાછો આવ્યો. ઈ. સ. ૧૧૯૫ (હિ. સ. ૫૯૨)માં "ચંદ્રાવતી"—આબુ અને નાગોરના રજપૂતોએ ગુજરાતના રાજા સાથે જોડાઈ જઈ અજમેર મુસલમાનો પાસેથી છીનવી લેવાનો ઈરાદો કર્યો. આ સાંભળી કુતુબુદ્દીન તે તરફ રવાના થયો. ગુજરાતનું લશ્કર હજુ

---

૧. કામેલ-ઇબ્ન અસીર—ઈબ્ન બતુતાએ (હાશિયો ઉર્દૂ પૃ. ૫૬ ભા ૨) મા લખ્યું છે કે સૈયદ નાસિરૂદ્દીન પૃથ્વીરાજના સમયમા ઘોડા વેચવા આવ્યો હતો. સોનીપતમાં તેના જમાઇએ ઘોડા છીનવી લીધા અને તેની કતલ કરી આ જ કારણ દિલ્હીની ફતેહનું હતું

૨. ફરિશ્તાએ સિપાહસલારનું નામ 'જીતરાન' લખ્યું છે. ખરેખર એ ખોટું છે. મારા ધારવા મુજબ 'મિરાતે મોહમ્મદી'મા ખરું નામ લખવામા આવ્યુ છે, તેજ કારણથી મેં એ પસંદ કર્યું છે.

આવ્યું ન હતું, પરંતુ લડાઈ છેડવામાં આવી. આ લડાઈમાં કુત્બુદ્દીનનો ઘોડો જખ્મી થઈ પડી ગયો અને ખુદ કુત્બુદ્દીન પણ જખ્મી થયો. લોકો તેને ઉઠાવી અજમેર લાવ્યા. આવી રીતે મુસલમાનોને શિકસ્ત મળી. રજપૂતો બહુ ખુશ થયા. આ દરમિયાન ગુજરાતની ફોજ પણ પહોંચી ગઈ. રજપૂતોમાં એક નવું જોમ આવ્યું, અને મોટી હિંમત અને બહાદુરી સાથે ગુજરાતની ફોજ લઈ અજમેરને ઘેરો ઘાલ્યો. તે વખતે કુત્બુદ્દીન પાસે ફોજ થોડી હતી, તેથી તે બહાર નીકળી ઘેરો તોડી શકે તેમ ન હતો. આ ખબર સુલતાન શિહાબુદ્દીનને મળી ત્યારે તેણે એક બળવાન ફોજ મદદ માટે રવાના કરી. તે સાથે ઇસ્લામખાન અસદુદ્દીન, અર્સલાન, ખલજી, નસીરુદ્દીન હુસેન, અઇઝુદ્દીન મુવય્યીદ અને શરફુદ્દીન મોહમ્મદ જેવા મોટા ઉમરાવો મોજૂદ હતા. જ્યારે રજપૂતોને આ વાતની ખબર પડી ત્યારે તેઓ નાહિંમત થઈ ગયા અને હરેક શખ્સે પોતપોતાના ઘરનો રસ્તો લીધો. એમ માલૂમ પડે છે કે કુત્બુદ્દીનને ગુજરાતના રાજા તરફથી સખ્ત તકલીફ પહોંચી, તેથી તેણે ગુજરાતના રાજાને શિક્ષા કરવાનો પૂરો ઇરાદો કર્યો. જેમકે ઈ. સ. ૧૧૯૬ (હિ. સ. ૫૯૩)ના સફર મહિનાની ૧૫ મી તારીખે અજમેરથી ગુજરાત તરફ એક અનુભવી લશ્કર સાથે રવાના થયો. ગુજરાતનો રાજા તેના મદદગારો સાથે મુકાબલા માટે નીકળ્યો. કુત્બુદ્દીનને ખબર પડી કે આબુગઢમાં આસપાસના તમામ રાજાઓ રસ્તો રોકવા માટે મોજૂદ છે, અને ગુજરાતની ફોજ પણ આવી પહોંચી છે. ટૂંકમાં કુત્બુદ્દીન તે તરફ રવાના થયો, રસ્તામાં આવેલા જુદા જુદા કિલ્લાઓ ઉપર કબ્જા કરતો કરતો આબુગઢ પહોંચી ગયો. બંને ફોજો વચ્ચે એક ખૂનરેજ લડાઈ થઈ. તુર્કી ફોજોએ ખીણોમાં ઘૂસી જઈ કત્લેઆમ શરૂ કરી દીધી. રજપૂતોએ પણ પીઠ ફેરવવાના કસમ ખાધા હતા. બંને બાજૂથી મહાન લડાઈ થઈ, બંનેએ પોતાની બહાદુરીનું જવાહર બતાવ્યું. આખરે કુત્બુદ્દીનની તુર્કી ફોજોએ એક બહાદુરીભર્યો હુમલો

કરી જંગનું મેદાન જીતી લીધુ. રજપૂતોને શિકસ્ત મળી. આ જંગમાં પચાસ હજાર દુશ્મનો માર્યા ગયા, અને તુર્કી ફોજોએ વીસ હજાર ગિરફતાર કર્યા. કુત્બુદીનને લૂંટનો પુષ્કળ માલ મળ્યો અને શાનો-શૌકત સાથે ગુજરાતમાં એ દાખલ થયો. તેણે ખાસ અણહીલવાડ (નહરવાલા)[1] પાટણ ઉપર કબ્જો જમાવ્યો. તે એક મોટા અમલદારને પાટણનો હાકેમ બનાવી પોતે દિલ્હી તરફ રવાના થયો. ઘણું કરીને તે જ સાલ કે બીજી સાલ (હિ. સ. ૫૯૪) કુત્બુદીનને ગઝના જવાની જરૂરત પેશ આવી અને તે ગઝના ચાલ્યો ગયો. મારું માનવુ છે કે તે એ જ કારણથી ગુજરાતનો કબ્જો હાસિલ કરી શકયો નહિ. તેણે ગુજરાતમા કોઇ મદદ ન મોકલી તેમજ તે પોતે પણ આવી શકયો નહિ આ કારણથી એ તેના કબજામાંથી જતું રહ્યું. પાટણમાં કેટલા વખત પર્યંત હાકેમ રહ્યો તે મને કોઈ પણ તારીખમાથી મળતું નથી; પરંતુ ગુજરાતી તારીખો ઉપરથી એ વાત ખાસ માલૂમ પડી જાય છે કે કેટલાક દિવસો બાદ ભીમદેવે પાટણનો કબજો લીધો. બહારની લડાઈ અને અંદરના બખેડાથી સલ્તનત અતિ કમજોર થઈ ગઈ અને એ જ કારણથી બીજા ભીમદેવની આંખ બંધ થતાં સોલંકી ખાનદાનનો અંત આવ્યો અને વાઘેલા વંશ ગુજરાતનો રાજ્યકર્તા બન્યો. અફસોસની વાત છે કે મને કુત્બુદીન અઈબેકના સિક્કા મળ્યા નથી.

સુલતાન શમ્સુદીન અલ્તમશનો જમાનો ઇ. સ.૧૨૧૭ (હિ. સ. ૬૦૭) થી માંડી ઈ. સ. ૧૨૩૫ (હિ. સ. ૬૩૩) પર્યંતનો છે. તેના સમયમા નૂરૂદ્દીન મોહમ્મદ આફી એક અતિ વિદ્વાન શખ્સ થઈ ગયો હતો. જામેઉલ્‌હિકાયાત તેનો જ ગ્રંથ છે. તેમાં આફી

---

૧. નહરવાલા, ૨મી ભાષામા ગુજરાતના ઇતિહાસમાં લખવામા આવ્યુ છે કે તે વખતથી માંડી ગ્રંથકારના ઉલ્લેખ પર્યંત નહરવાલા મુસલમાનોના કબજામા રહ્યુ. આ સત્ય નથી. અલાઉદ્દીન ખલજીના વખતથી અલબત્ત નહરવાલા ઉપર મુસલમાનોનો પૂરો કાબૂ થયો.

લખે છે કે "એક વખત હું ખંભાતમાં હતો; એ સમુદ્રને કિનારે આવેલુ છે; ત્યાં સંખ્યાબધ સુન્ની મુસલમાનો રહે છે. તેઓ ધર્મ-ચુસ્ત છે અને ઉદાર દિલના છે. મેં સાંભળ્યુ કે એ શહેર ગુજરાતના રાજા જયસિંગ (અવસાન ઈ સ ૧૧૪૩–હિ. સ. ૫૩૮) ના કબજામાં હતું, જેનું પાયતખ્ત અણહીલવાડ (નહરવાલા) હતું—તેના સમયમાં અહીં આતશપૂજકો (પારસી) અને મુસલમાનોની ઘણી વસ્તી હતી. મુસલમાનોની એક મસ્જિદ હતી, જેની પાસે એક મીનારો પણ હતો; તે ઉપર ઊભા રહી બાંગી બાંગ પોકારતો હતો. પારસીઓએ હિંદુઓને મુસલમાનો ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યા. તેમણે તે મીનારો તોડી નાખ્યો, મસ્જિદ બાળી નાખી અને ૮૦ મુસલમાનોને મારી નાખ્યા. મસ્જિદના ખતીબનું નામ કુત્બ અલી હતું તે બચી અણહીલવાડ ચાલ્યો ગયો અને તેણે તમામ પીડિતોની ફરિયાદ કરી. રાજાના દરબારીઓમાંથી કોઈએ તેની ફરિયાદ સાંભળી નહિ, અને કોઈએ ધ્યાન આપ્યું નહિ; કોઈએ ન તો મદદ કરી. દરેક દરબારી પોતાના ધર્મબંધુને બચાવવાની કોશિશ કરતો રહ્યો.' કુત્બ અલીએ સાંભળ્યું કે રાજા શિકાર કરવા જનાર છે. તે જંગલમાં જઈ રાજાના જવાના રસ્તા ઉપર એક ઝાડ નીચે બેઠો. રાજા ત્યાં પહોંચ્યો ત્યારે કુત્બ અલીએ વિનંતિ કરી કે આપ હાથીને થોભાવી મારી ફરિયાદ સાંભળી લો. રાજાએ સવારી રોકી. કુત્બ અલીએ એક કવિતા જે હિંદીમાં (બહુધા આફીનો હિંદી શબ્દનો ઉપયોગ કરવાનો ભાવાર્થ પ્રાચીન ગુજરાતી ઝબાન હશે) બનાવી હતી અને તેમાં તમામ બનાવો વર્ણવ્યા હતા, તે રાજાના હાથમાં મૂકી. રાજાએ તે કવિતા વાંચી એક નોકરને હુકમ કર્યો કે 'તારે કુત્બ અલીને સુરક્ષિત તારી પાસે રાખવો અને હું કહું ત્યારે તેને દરબારમાં હાજર કરવો. ત્યારપછી રાજા પાછો ફર્યો અને પોતાના નાયબને બોલાવી કહ્યું કે તમામ રિયાસતનું કામ તમારે કરવું. હું ત્રણ દિવસ માટે તમામ કામ છોડી દઈ ઝનાનામાં રહીશ. હવે

પછી સલ્તનતના કારોબાર માટે અને કોઇપણ રીતે છેડવો નહિ. તે જ રાત્રે રાજા એક સાંઢણી ઉપર સવાર થઈ ખંભાત ગયો અને ચાળીસ ફરસંગનું અંતર એક રાત દિવસમાં કાપ્યું અને સોદાગરના વેશે શહેરમાં દાખલ થયો.[૧]

બજારો અને ગલીકૂચીમાં અલગ અલગ જગ્યાએ રહી કુત્બ અલીની શિકાયતો વિશેની સત્યતા વિશે તપાસતો રહ્યો. રાજાને સારી રીતે ખબર પડી ગઇ કે મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે અને તેઓની કતલ કરવામાં આવી છે. તે પછી તેણે એક વાસણ સમુદ્રના પાણીથી ભરાવ્યું અને સાથે લઈ પાટણ તરફ રવાના થયો. ત્યાં પોતાની રવાનગીની ત્રીજી રાતે તે પહોંચ્યો. સવારે તેણે દરબાર ભર્યો અને કુત્બ અલીને બોલાવીને કહ્યું કે તમે સર્વ બનાવોનું બ્યાન કરો. તેણે તમામ હકીકત સંભળાવી. દરબારી આદમીઓએ તેના ઉપર ખોટા બ્યાનનો આક્ષેપ મૂકવાની તથા ધમકાવવાની ઇચ્છા કરી, ત્યારે રાજાએ પોતાના પાણીવાળાને બોલાવી તે વાસણ હાજર રહેલાઓને આપવાને ફરમાવ્યું, જેથી કરીને તેઓ તેમાંથી પીએ. દરેક શખ્સે ચાખીને તે છોડી દીધું અને તેઓ સમજી ગયા કે સમુદ્રનું ખારું પાણી છે, પીવા લાયક નથી. તે બાદ રાજાએ કહ્યું: આ મામલામાં જુદા જુદા ધર્મવાળાને સંબંધ હતો, તેથી મેં કોઈ ઉપર ભરોસો ન કર્યો અને મેં જાતે ખંભાત જઈ આ બાબતની તપાસ કરી, ત્યારે માલૂમ પડ્યું કે ખરેખર મુસલમાનો ઉપર અતિ જુલમ થયો છે. ત્યારપછી તેણે કહ્યું કે તમામ રૈયતની પરિસ્થિતિ વિશે સંભાળ રાખવાની

૧. એક ફરસખ કે ફરસંગ બરાબ ત્રણ માઈલનો હોય છે, એક માઈલ બરાબર ૪૦૦૦ ગજ અને એક ગજની બરાબર ચોવીસ આંગળ હોય છે. (લુગાતે કિશોરી)

આ પ્રમાણે પાટણથી ખંભાત ૧૨૦ માઈલ થાય અને રાજા એક કલાકના પાચ માઈલ ચાલ્યો.

અને એવું રક્ષણ કરવાની મારી ફરજ છે તેઓ સહીસલામતીથી રહી શકે. તે પછી ગેર મુસલમાનોમાંથી બબ્બે આદમીઓને (અહુવા જેઓ આ મામલામાં ફિસાદ કરવામાં આગેવાન હતા) સજા કરવાનો અને એક લાખ "સોતર" કે "બાલૂતરા" (ચાંદીના સિક્કા) આ મસ્જિદ અને મીનાર તૈયાર કરવામાં વાપરવાનો તેણે હુકમ કર્યો અને ચાર જાતના કીમતી કપડાના ટુકડાનો બનાવેલો ખિલાત અર્પણ કર્યો આ ખિલાતનાં કપડાં આજ પર્યંત (ઈ. સ. ૧૨૦૭; હિ સ. ૬૨૫) રાખી મૂકવામા આવ્યાં છે. અને કોઈ મોટા તહેવારને દિવસે બતાવવામાં આવે છે. આ સર્વ મસ્જિદ અને મીનાર કેટલાક દિવસ પહેલાં કાયમ હતાં, પણ માળવાના લશ્કરે અણહીલવાડ ઉપર હુમલો કર્યો ત્યારે તે તોડી પાડવામાં આવ્યાં. સૈયદ શર્ફ તમન [ સઈદુદ્દીન શર્ફ (વેપારી) ]એ પોતાને ખર્ચે તે ફરીથી બનાવ્યા અને એકને બદલે ચાર મીનાર બંધાવી તે ઉપર સોનાનો કળસ ચડાવ્યો. તે પોતાના ધર્મની ઈમારત ગેરઈસ્લામ મુલકમાં છોડી ગયો. તે ઇમારત આજ પર્યંત મોજૂદ છે." ઓફી "જયસિંગ" શબ્દ "સિદ્ધરાજ જયસિંહ" માટે વાપરે છે, જેનો સમય ઈ. સ. ૧૦૯૪ થી ઈ. સ. ૧૧૪૩ (હિ. સ. ૪૮૭ થી હિ. સ. ૫૩૮) પર્યંતનો છે.[1]

મોહમ્મદ ઓફી ઈ.સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫) પર્યંત સિંધમાં નાસિરુદ્દીન કબાચા પાસે રહ્યો અને તેની ફરમાઈશથી 'જામેઉલ્ હિકાયાત'નો ગ્રંથ શરૂ કર્યો. નાસિરુદ્દીન કબાચાના અવસાન પછી તે સુલતાન અલ્તમશની ખિદમતમાં ચાલ્યો આવ્યો અને કેટલોક વખત દિલ્હીમાં રહ્યો. જામેઉલ્હિકાયાતના કેટલાક ઉલ્લેખ ઉપરથી એમ માલૂમ પડે છે કે આ કિતાબ ઈ. સ. ૧૨૩૨ (હિ. સ ૬૩૦) સુધીમાં ખતમ થઈ. તેથી જો તે ખભાત કે પાટણમાં આવ્યો હોત તો તે ઈ. સ ૧૨૨૭ (હિ. સ. ૬૨૫) અને ઈ. સ. ૧૨૩૧

૧. જામેઉલ્હિકાયાત પ્રકરણ ૨; સુલૂકે તવાઇફ અને એહવાલે ઈશાન હસ્તલિખિત દારૂલમુસન્નિફીન્ આઝમગઢ.

(હિ. સ ૬૩૦)ની વચ્ચે હોઈ શકે. સિદ્ધરાજ જયસિંહનું અવસાન ઈ સ ૧૧૪૨ (હિ સ. ૫૩૭)માં થયુ હતુ. આ હિસાબે મોહમ્મદ ઔફી ઉપરના બનાવ પછી સો વરસ બાદ ગુજરાતમાં આવ્યો ફિરિશ્તા ભા૦ ૧ પૃ૦ ૩૧૬ ઉપર જણાવવામાં આવ્યુ છે કે નાસિરુદ્દીન કબાચાના વખતમા સુલતાન જલાલુદ્દીન ખ્વારઝમ શાહે કેટલાક દિવસ માટે સિંધનો કબજો લીધો હતો તે સમયે તેણે એક ફોજ લૂટમાર માટે ગુજરાત ઉપર મોકલી હતી કોઈ પણ ઇતિહાસ માથી એમ જણાતુ નથી કે તે ગુજરાતની હદમા કયાસુધી પહોચી હતી પરતુ જુવયનીના આ બ્યાન ઉપરથી કે 'એ ફોજ નહરવાલાથી પાછી આવી ત્યારે લૂટના માલમા ઘણા ઊટ લાવી હતી'[1] એવો શક પેદા થાય છે કે તે "નહરવાલા"ને બદલે મારવાડ અને સૌરાષ્ટ્ર ની સરહદ ઉપર કોઈ શહેર લૂટી પાછી આવી. અને તેથી ઊટો મુલ્કના છે, કારણ કે ત્યાની એ ખાસિયત છે, નહિતો કોઈ પણ ગુજરાતી તારીખમાં એનો ઉલ્લેખ નથી.

મિરાતે મોહમ્મદીએ રાસમાળા અને ગુજરાતના પ્રાચીન ઇતિહાસના આધારે જણાવ્યુ છે કે 'બ્લાક ઇતિહાસકારોએ લખ્યુ છે કે ગુજરાતના રાજા વીરધવલ વાઘેલાના વજીર વસ્તુપાળે એક લાખની ફોજ લઈ સુલતાન મોઇઝુદ્દીનનુ લશ્કર ગુજરાત ઉપર ચડી આવ્યુ હતુ તેની સામે ગુજરાતના જગલમા મુકાબલો કરી સારા લશ્કરની કતલ કરી આબુનો રાજા પણ સમાનધર્મીની હિમાયત કરવા માટે ગયો હતો, એટલે રાજાના દિલમાથી સુલતાનના તરફનો ડર નીકળ્યો નહિ અને હમેશાં ફિકરમાં રહેતો હતો. કર્મસંજોગે સુલતાનની મા જાત્રાએ ગઈ[2] ત્યારે ગુજરાતના સમુદ્ર કિનારે વસ્તુપાળની યુક્તિપ્રયુક્તિથી લૂટારુઓએ સુલતાનની માનો

અસબાબ લૂંટી લીધો, પરંતુ તે પછી રાજાએ તે અસબાબ ફરીથી અપાવ્યો, અને ઘણો જ વિવેક બતાવ્યો. જ્યારે આ ખબર દિલ્હી પહોંચી, ત્યારે સુલતાન અતિ ખુશ થયો, અને રાજાને ઇનામ આપવાની ઇચ્છા કરી. રાજાએ વિનતિપૂર્વક કહ્યું કે ગુજરાત પર ચડાઈ ન કરવામાં આવે એજ એક મહાન બક્ષિસ છે. સુલતાને તેનો સ્વીકાર કર્યો, અને રાજાની ફિકર જતી રહી." આ પ્રમાણે લખી આગળ રદિયો આપતાં લખે છે કે એ કિસ્સો તદ્દન ગલત છે. કારણ કે ઇસ્લામી તવારીખોમાં એનો કંઈ પણ ઉલ્લેખ નથી, એટલે સુધી કે સુલતાનની માતાના જાત્રાએ જવા વિશે પણ કંઈ લખ્યું નથી. આ ઉપરાંત વીરધવળ ઇ. સ. ૧૨૩૩ થી ઈ. સ. ૧૨૩૮ (હિ. સ. ૬૩૧ થી હિ. સ. ૬૩૬) પર્યંત રાજ્યકર્તા રહ્યો. ગુલામવંશમાં બે મુઇઝુદ્દીન થઈ ગયા. પહેલો મુઇઝુદ્દીન બહેરામશાહ ઈ. સ. ૧૨૩૯ થી ઈ. સ. ૧૨૪૧ (હિ. સ. ૬૩૭ થી હિ. સ. ૬૩૯) પર્યંત અને બીજો મુઇઝુદ્દીન કૈકોબાદ આ ખાનદાનનો આખરી બાદશાહ છે. ટૂંકમાં પહેલો મુઇઝુદ્દીન પણ વીરધવળના અવસાન બાદ તખ્તનશીન થયો. આ ઉપરથી સાફ સાફ જણાય આવે છે કે આ કિસ્સો જોડી કાઢેલો વજૂદ વગરનો છે.[1] પરંતુ મારા ધારવા મુજબ એક બીજી બાબત એવી છે જે સંશોધનથી કંઈક સાચી સાબિત થાય એ બનવાજોગ છે, અર્થાત્ જેમકે ઉપર કહેવામાં આવ્યું છે, આ મુઇઝુદ્દીન તે ગુલામવંશનો મુઇઝુદ્દીન નથી, પરંતુ એ શિહાબુદ્દીન ગોરી છે જે મુઇઝુદ્દીન મોહમ્મદ પણ કહેવાય છે અને જેનો નાયબ કુત્બુદ્દીન અઈબેક હિંદનો હાકેમ હતો. મુઇઝુદ્દીન મોહમ્મદ (શિહાબુદ્દીન) ગોરીએ ઇ. સ. ૧૧૭૮ (હિ. સ. ૫૭૪)માં ગુજરાત ઉપર હુમલો કર્યો તેને અટકાવવા માટે નાયિકાદેવી પોતાના ધાવતા બાળક મૂળરાજને લઈને તેના કાકા ભીમદેવ બીજા સાથે નીકળી તેની સાથે મુલ્કના તમામ રાજાઓ એકત્રપણે હતા, તેમાં વાઘેલા ખાનદાનનો સ્થાપક અર્ણોરાજ અને લવણપ્રસાદ તેમજ તેનો વજીર વસ્તુપાળ

( જે લવણપ્રસાદના પુત્ર વીરધવળનો પણ વજીર હતો ) વગેરે પણ હતા. સાચી વાત તો એ છે કે તે લોકોની હિમ્મતથી જ એક લાખની સંયુક્ત ફોજ જમા થઈ અને બહાદુર ગોરીઓની બલા ગુજરાતના શિરેથી તે સમયે ટળી વસ્તુપાળ અને તેજપાળ બંને અતિ હોશિયાર હતા. તેઓ પોતાના ડહાપણથી જરૂર સમજ્યા હશે કે મુઈઝુદ્દીન મોહમ્મદ ગોરી જોકે અત્યારે તો હારીને ચાલ્યો ગયો છે પણ તે સંપૂર્ણ તૈયારી સાથે જરૂર પાછો આવશે; તેનો મુકાબલો આસાન હશે નહિ. તેથી તે એવી ફિકરમા મંડયો ગ્લો હશે કે કોઈ પણ રીતે સુલતાનને ખુશ કરી ભવિષ્યના હુમલાનો દરવાજો બંધ થાય.

હજ્જ માટે જવાના તે સમયે જુદા જુદા રસ્તા હતા :

(૧) ગઝના અને ગોરથી જમીન માર્ગે ઈરાકમાં થઈ મક્કા;

(૨) સિંધનું બંદર દેબલ કે મન્સૂરાથી સમુદ્રમાર્ગે બસરા અને બસરાથી મક્કા;

(૩) સિંધના બંદરથી સમુદ્રમાર્ગે મુખ્ખા (યમન) ત્યાંથી મક્કા;

(૪) ખંભાત અને ભરૂચથી સમુદ્રમાર્ગે મુખ્ખા અને ત્યાંથી મક્કા.

જો કે જમીનમાર્ગેની સફર દરિયાઈ માર્ગ જેટલી જ મુશ્કેલી-ભરી હતી તેથી જેને જ્યાંથી નજીક પડતું ત્યાંથી તે ચાલ્યો જતો. આ ઉપરથી સિંધની ફતેહ પછી સુલતાનની મા કે મુર્શિદ (કે બંને) સિંધનાં બંદરોથી રવાના થયાં હોય એ સંભવિત છે. વળી તે જમાનામાં વહાણવટાની રીત એવી હતી કે લોકો બની શકે ત્યાં સુધી સામાન્ય રીતે કિનારે કિનારે કાંઠાનાં સ્થળોએથી પસાર થઈ લઈ જતા હતા. એમ ગણતાં ગુજરાતના કિનારાની સામે જ્યારે જહાઝ આવ્યું હશે ત્યારે વસ્તુપાળ પોતાની તદબીર અમલમાં લાવ્યો હોય, એ ઘણું જ સંભવિત છે; જેમકે ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે; અને પછી છાનામાના સુલેહ કરી એ વિનંતિ કરી હોય કે

ગુજરાત ઉપર હુમલો કરવામાં નહિ આવે. આ સુલતાને સમજી જઈ સમયને અનુસરીને કબૂલ કરી લીધુ હોય. તેથી બીજા કારણો સાથે એ પણ એક કારણ હોય કે ખુદ મુઈઝુદ્દીન મોહમ્મદ ગોરી અથવા તેના નાયબે એ સમય પર્યંત ગુજરાત ઉપર કોઈ પણ હુમલો ન કર્યો; તે એટલે સુધી કે ખુદ કરણના સિપાહસાલાર જીવનરાયે કુતુબુદ્દીનને છેડયો નહિ. નહિ તો બિલકુલ સંભવિત હતુ કે જે રીતે પૃથ્વીરાજથી હારી જઈ તેનું વેર લીધુ તેવી જ રીતે ગુજરાતીઓ સામે પણ વેર લીધુ હોત. હવે એ વાત રહી કે કોઈ ઈસ્લામી તારીખમાં એનો ઉલ્લેખ નથી. તેનુ કારણ મારા ખ્યાલ મુજબ એ છે કે એ કોઈ એવો મહાન બનાવ ન હતો, જેને ઈતિહાસમાં સ્થાન મળે. અલાઉદ્દીન ખલજીની બેગમ (મલેકાજહાં) મલેક કાફૂર અને ખુસરૌશાહ ગુજરાતીનાં કૃત્યોથી કટાળી જઈ મક્કા જતી રહી હતી. પરંતુ તવારીખમાં એ બનાવનો કંઈ પણ ઉલ્લેખ હોત તો ઝિયા બર્નીના આ લખાણ ઉપર કોઈને કંઈપણ જાતનો શક રાખવાનો મોકો ન મળત, કેમ કે ખલજી ખાનદાનનો કોઈ આદમી રહ્યો ન હતો તેથી તગલક તખ્ત ઉપર બેઠો. અને એ બનાવ પણ મને ઇબ્ન બતૂતા તરફથી જાણવાને મળ્યો જેમણે મક્કામા એ ખાનદાનના લોકો (મલેકાજહા વગેરે)ને જોયા હતાં. તેથી હું એમ તો કહેવા નથી માગતો કે આ બનાવ ગલત છે, પરંતુ સંભવિત છે કે નીચે બ્યાન કરવામા આવે છે તે બનાવની સાથે સાચો ઠરે. એ બનાવ અલ્તમશના જમાનામા બન્યો હતો અને બનવાજોગ છે કે શમ્સુદ્દીન અલ્તમશનો મુર્શિદ અથવા તો તેની મા હજ્જ માટે જતા હોય અને સન્જરની નાકામિયાબીનુ વેર લેવાના ઈરાદાથી વીરધવળને આમ કરવાની ફરજ પાડી હોય.

મિરાતે અહમદીમા[૧] જણાવવામા આવ્યું છે કે સુલતાન સન્જરે સાત હજારનું લશ્કર આપી અલફખાનને નહરવાલા ફતેહ

૧. મિરાતે અહમદી ભા. ૨, પૃ૦ ૭૩

કરવા માટે રવાના કર્યો. જ્યારે તે પહોંચ્યો ત્યારે નહરવાલાના રાજા હર્દંગોલ[1] વાઘેલાએ તેનો મુકાબલો કર્યો. પાંચ વરસ અગિયાર મહિના પર્યંત લડાઈ ચાલુ રહી; પરંતુ નિકાલ થાય તે પહેલાં સુલતાન સન્જરનું અવસાન થયું તેથી અલફખાન રાજા પાસેથી થોડું ઘણું લઈ સન્જર તરફ પાછો ફર્યો. મજકૂર સરદારે કિલ્લા સામે જે મસ્જિદ તૈયાર કરી હતી તેમાં તારીખી શે'રો આ છે, તેમાથી હિ સ ૬૫૫ માલૂમ પડે છે—

બિનાશુદ મસ્જિદે જામે મુનવ્વર,
નબાશદ મિસ્લે ઊ દર મુલ્કે દીગર.
ખલીલુલ્લાહ દર મક્કા હરમસાખ્ત,
બમિસ્લશ દરપટન શુદ બૈતે ખુશતર.
બશહરે નહરવાલા દારે ઈસ્લામ,
શુદા મસ્જિદ બહુકમે શાહે સરવર.
બફર્કશ અર્શ મીગર્દદ ફલકવાર,
બરાયે દીદને મિહરાબો મિમ્બર.
હરીમે કાબા શુદ દર દારે ઈસ્લામ,
કે અહસનતિલ મદાર્ઇન ગસ્ત બહેતર.
બિનાશુદ ખાના અઝ અમ્રે ખુદાવંદ,
બુગો અઝ લફ્ઝે હાદી બૈતે અકબર,
બિના કર્દસ્ત આલી બૈતે ઈસ્લામ,
અઝૂ રૌનક શુદા દીને પયમ્બર.
બસન્ને શશ સદો પન્જાહો પંજ બૂદ,
ઝે હિજરત સૈયદે સાલારે મહશર.
રસાન દર મહે ઝીકાદા ઈત્મામ,
અલફખાન નામવર સુલ્તાન સન્જર.

---

૧. મિરાતે મોહમ્મદી, પૃ૦ ૩૨

(અર્થાત્ રોશનદાર જામે મસ્જિદ બંધાઈ; તેના જેવી બીજી મુલ્કમાં નથી.

અલ્લાહના મિત્ર (અબહામે) મક્કામાં હરમ (પવિત્ર જગ્યા) બંધાવી, તેના જેવું પાટણમા સુંદર મકાન થયુ.

ઇસ્લામના ઘર નહરવાલા શહેરમાં અગ્રગણ્ય શાહના હુકમથી મસ્જિદ થઈ, તેનો મિમ્બર અને મેહરાબ જોવાને નવમુ સ્વર્ગ (ખુદાનું સ્થાન) તેની ટોચ ઉપર આકાશની માફક ફરે છે.

ઈસ્લામના દેશમાં તે કાબાની પવિત્ર જગ્યા થઈ, અને તે તમામ શહેરોમાં ઉત્તમ થયું.

ખુદાવન્દ (પાદશાહ)ના હુકમથી આ મકાન બધાયુ.

"હાદી બેતે અકબર " શબ્દોમાંથી એની તારીખ નીકળે છે. તેણે એક ઇસ્લામનું આલીશાન મકાન બધાવ્યું છે. તેના વડે પૈગમ્બરનો દીન (ધર્મ) રોનકદાર થયો.

પણ સત્ય નથી, કારણ કે વીરધવળ હિ. સ. ૬૫૫ પહેલાં મરણ પામ્યો હતો, તેનું અવસાન મિરાતે મોહમ્મદી પ્રમાણે (ઇ. સ. ૧૨૩૮ હિ. સ. ૬૩૬) અને બીજા આધાર પ્રમાણે ઈ. સ. ૧૨૪૨ (હિ. સ.૬૪૦) છે. તે ઉપરાંત તેની રાજધાની ધોળકા હતી. તે વખત પર્યંત પાટણ તેના કબજામાં ન હતું, પરંતુ પાટણ તે વખતે વીસળદેવના કબજામાં હતુ. અને પહેલો બનાવ ઈ. સ. ૧૨૫૭ (હિ. સ. ૬૫૫) નો છે. તે પછી અસલ બનાવ લઈએ. તેમાં સંખ્યાબંધ બાબતો વિચાર કરવા જેવી છે. પહેલાં તો એ કે સુલતાન સન્જર કોણ હતો ? મોહમ્મદ ગઝનવી પછી સુબુક્તગીનના વંશના આખરી બાદશાહ પર્યંત કોઈ શખ્સ આ નામથી ગઝનવી બાદશાહ નથી થયો. વળી અલફખાન સન્જર નામનો કોઈ સિપાહસાલાર પણ મળતો નથી. સલ્જુક ખાનદાનમાં એક બાદશાહ "સન્જર" નામનો જરૂર થયો છે, પરંતુ તારીખમાં એ વાત ચોક્કસ છે કે તેની ફોજો ગઝનાથી કદી આગળ આવી ન હતી. ગોરી ખાનદાનના જેટલા સુલતાનો થયા તેઓમાં કોઈનું નામ "સન્જર" ન હતું. ગુલામ વંશમાં કુત્બી કે શમ્સીઓમાં પણ "સન્જર" નામ ન હતું. અને કુત્બુદ્દીન અઈબેક પર્યંત કોઈપણ સિપાહસાલારનું નામ પણ "સન્જર" ન હતું.[૧] શમ્સી [શમ્સુદ્દીન અલ્તમશ અવસાન ઈ. સ. ૧૨૩૫ (હિ. સ. ૬૩૩) ]ના જમાનામાં અલબત્ત કેટલાએ અમલદારોનાં નામ "સન્જર" છે, જે નીચે પ્રમાણે છેઃ

૧. મલેક તાજુદ્દીન અર્સલાનખાન સન્જર ખ્વારઝમીઃ—આ શખ્સને ઇખ્તિયારુલ્મુલ્ક અબુબક્ર 'મિસર કે એકનથી ખરીદી દિલ્હી લાવ્યો હતો અને અલ્તમશે ખરીદ કરી તેની જુદા જુદા હોદ્દા ઉપર નિમણૂંક કરી. રુક્નુદ્દીન અને સુલતાના રઝિયાના સમયમાં પણ અયોધ્યા અને પંજાબમાં તે હાકિમ રહ્યો. સુલતાન નાસિરુદ્દીન મહમૂદના સમયમાં ઈ. સ. ૧૨૫૮ (હિ. સ. ૬૫૭) માં તેણે બળવો

૧. તબકાતે નાસિરી—સુલ્તાનોની ફેહરિસ્ત

કર્યો. માળવા અને કાલિજર તરફ જઈ ફરીથી તે બંગાળા ચાલ્યો ગયો. મલેક ઇઝુદ્દીન બલબને આખરે તેને ગિરફતાર કરી મારી નાખ્યો.

૨. મલેક તાજુદ્દીન સન્જર તબરખાનને શમ્સુદ્દીન અલ્તમશના સમયમાં ખરીદ કરવામાં આવ્યો હતો. મુઇઝુદ્દીને તેને તબેલાનો દારૂગો[1] બનાવ્યો, અને સુલતાન નાસિરુદ્દીને તેને નાયબ અમીર બનાવ્યો. ત્યારપછી તે જુદા જુદા સૂબાનો હાકેમ થયો. તે સુલતાન બલબન સાથે મેવાત પર્યંત ગયો અને ઈ. સ. ૧૨૫૯ (હિ. સ. ૬૫૮) સુધી તે હયાત હતો.

૩. મલેક તાજુદ્દીન સન્જર કુર્જતખાન અતિ બળવાન હતો. એકી વખતે બે ઘોડા ઉપર કોઈ વખત આ ઉપર અને કોઈ વખતે તે ઉપર તે સવારી કરતો. ઈ. સ. ૧૨૪૨ ( હિ. સ. ૬૪૦ )માં જુદા જુદા હોદ્દા ઉપર દિલ્હી અને અયોધ્યામાં રહ્યો. તેની ઉમરના આખરી હિસ્સામાં તે બિહાર ગયો અને કિલ્લાની ભીંત નીચે એક તીરથી જખ્મી થઇ મરણ પામ્યો.

૪. મલેક તાજુદ્દીન સન્જર કસલકને શમ્સુદ્દીનના સમયમાં ખરીદ કરી જમાદાર બનાવવામાં આવ્યો; સુલતાન રઝિયાના સમયમા બદાયૂનનો હાકેમ થયો. ઈ. સ. ૧૨૪૨ ( હિ. સ. ૬૪૦ ) માં કાલિંજર ફતેહ કરવાની તૈયારી તે કરી રહ્યો હતો ત્યારે લોકોએ ઇર્ષ્યાથી તેને પાનમાં ઝેર આપ્યું અને થોડા જ દિવસમાં તેનું

શિહાબુદ્દીન ગોરીના સમયમાં તેને ખરીદ્યો અને પોતાના બાળકોની સાથે તેની પરવરિશ કરી.

તે જવાન થયો ત્યારે જુદા જુદા હોદ્દા ભોગવ્યા પછી તબેલાના દારૂગા (જે તે સમયે એક મોટો હોદ્દો હતો) તરીકે તેની નિમણૂક કરવામાં આવી. ઇ. સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫) માં નિઝામુલ્મુલ્ક મોહમ્મદ જુનયદી વઝીર સાથે સિંધ ગયો અને એક પછી એક તમામ સિંધનો કબ્જો લીધો. સુલતાને ત્યાંજ તેને હાકેમ બનાવ્યો. તેણે પણ મુલ્કની બરાબર વ્યવસ્થા કરી. ઇ. સ. ૧૨૩૦ (હિ. સ. ૬૨૮) માં મુલતાન અને ગુજરાત તેને હવાલે કરવામાં આવ્યા. ઈ. સ. ૧૨૩૧ (હિ. સ. ૬૨૯) માં તેનું અવસાન થયું.

ઉપરના ઉલ્લેખ ઉપરથી માલૂમ પડશે કે શમ્સુદ્દીનના સમયમાં ફક્ત કઝલકખાન સન્જર હતો, જેના વિશે કહેવાય છે કે તેને ગુજરાત તરફ મોકલવામાં આવ્યો હતો. અને કોઈ સન્જર વિશેનો તવારીખમાં ઉલ્લેખ આવતો નથી કે જેણે ગુજરાત ઉપર હુમલો કર્યો હોય. તેથી જુદાં જુદાં કારણોને લઈને એટલું તો માનવુ પડશે કે મુલતાન સન્જર "મિરાતે અહમદી"માં પણ કઝલકખાન સન્જર છે.

[૧] પ્રથમ તો આજ સન્જર નામનો એક શખ્સ મળે છે, જેણે એ સદીમાં ગુજરાત ઉપર હુમલો કર્યો હતો.

[૨] આ જ શખ્સ છે કે જેને મુલતાન અને 'ઉચ' અર્થાત્ સિંધનો હાકેમ બનાવવામાં આવ્યો હતો, અને ઘણું કરીને ત્યાંથી જ તેણે ફોજ નહરવાલા મોકલી હતી. એવું સમર્થન મિરાતે અહમદીના આધાર પરથી થાય છે કે મૌલાના યાકૂબ અલકખાન સન્જરની સાથે 'ઠઠ્ઠા' [સિંધ]થી નહરવાલા પાટણ આવ્યા હતા અને ત્યાંજ તે રહ્યા.

[૩] એ જ શખ્સ છે કે જેણે ઇ. સ. ૧૨૩૧ (હિ. સ. ૬૨૮) માં નહરવાલા પાટણ ઉપર ચડાઈ કરી, અને ઈ. સ. ૧૨૬૨ (હિ-

સ. ૬૨૯)માં મરણ પામ્યો. મિરાતે અહમદીમાં અલફખાન સન્જરનું પાછા ફરવાનું કારણ એ જ છે. અર્થાત્ સુલતાન સન્જરનું અવસાન ઇ. સ. ૧૨૩૧ (હિ. સ. ૬૨૯)માં અને ચડાઈની સાલ ઇ. સ. ૧૨૩૦ (હિ. સ. ૬૨૮) અને મસ્જિદની સાલ ઈ. સ. ૧૨૫૮ (હિ. સ. ૬૫૬) છે. બનેમાં લગભગ ૨૭ વરસનો તફાવત છે. તો મારા ધારવા મુજબ એનો જવાબ એ છે કે મસ્જિદનો પાયો સન્જરના સમયમાં નંખાયો, પરંતુ આ મસ્જિદ હિ. સ. ૬૫૬ (ઈ. સ. ૧૨૫૮) માં ખતમ થઈ, કારણ કે અલફખાન અપૂર્ણ છોડી ચાલ્યો ગયો હતો. આ મારા ખ્યાલને એ જ શિલાલેખ ઉપરની શે'રો ઉપરથી સમર્થન મળે છે, જેમાંની એક શે'ર નીચે મુજબ છે :

એક કડી—"શુદા મસ્જિદ બહુકમે શાહે સરવર" [ અગ્રગણ્ય શાહના હુકમથી મસ્જિદ થઈ].

એક બીજી કડી આ છે :

"બિના શુદ ખાના અઝ અમ્રે ખુદાવન્દ"

[ અર્થાત્ મકાન ખુદાવન્દના હુકમથી બંધાયું છે. ]

એ બને કડી ઉપરથી માલૂમ પડે છે કે સુલતાનના હુકમથી એનો પાયો નાંખવામાં આવ્યો હતો. આખરી શે'રમાં તે ખતમ થયાનો સમય બતાવવામાં આવ્યો છે કે

"રસાન્દા દર મહે ઝીકાદા ઇતમામ"

[અર્થાત્ હિ. સ. ૬૫૫ [ઈ. સ. ૧૨૫૭]ના ઝુલ્કાદા માસમાં ખતમ થઈ]

આનો દાખલો મારી નજર આગળ આ જ મુલ્કમાં છે એટલે કે મંગલોર [માંગરોળ] ઇઝુદ્દીને ફીરોઝશાહ તગલકના જમાનામાં ઇ. સ. ૧૩૬૮ (હિ. સ ૭૭૦)માં ફતેહ કર્યું અને તેની યાદગીરી તરીકે જામે મસ્જિદનો પાયો નાંખવામાં આવ્યો; પરંતુ ઈ. સ. ૧૩૮૩ [હિ. સ. ૭૮૫]મા તે ખતમ થઇ.

૧. મિરાતે અહમદી ભા. ૨ ,પૃ૦૬૩, મુંબઈ

અને અતિ સંભવિત છે કે સુલતાન સન્જરના અવસાન બાદ તેનું બાંધકામ ગુજરાતના રાજાએ અટકાવી પાડયું હોય અને ત્યારપછી એક અરસા પછી આબરૂદાર મુસલમાનોની સિફારિશથી તે પૂરી કરાવી હોય. ત્રીજી ચર્ચાયોગ્ય વાત એ છે કે સુલતાન સન્જર જાતે આવ્યો હતો કે તેનો અમલદાર ? તબકાતે નાસિરીમાંથી એમ માલૂમ પડે છે કે સન્જર ખુદ ગુજરાતમાં આવ્યો હતો, જેમાં તે લખે છે કેઃ—

"ત્યારપછી જે વરસે તે મુલતાન ગયો તેજ સાલ હિ. સ. ૬૨૮ ના મહિનાઓમાં ગુજરાત અને મુલતાન તેને સોંપવામાં આવ્યાં. ત્યાથી તે પાછો ફર્યો ત્યારે કોહરામનો સૂબો તેને સુપ્રત કરવામાં આવ્યો. થોડા વખત પછી તબરહિંદનો ઇલાકો તેને હવાલે કરવામાં આવ્યો."[1]

પરંતુ હું એને સત્ય માનતો નથી. ગુજરાતી તવારીખમાંથી સાબિત થાય છે કે તે સમયે ગુજરાત ઉપર રાજા ભીમ રાજ્ય કરતો હતો. ફતેહ પહેલાં મુલતાન અને ઉચ (સિંધ) નાસિરુદ્દીન કબાચાની હકૂમત નીચે હતાં. ઈ. સ. ૧૨૨૬ (હિ. સ. ૬૨૪) મા ઉચ (અર્થાત્ સિંધ) જીતાયુ અને ઇ. સ. ૧૨૨૭ ( હિ. સ. ૬૨૫) માં ત્યાંની હકૂમત તેને મળી. ઈ. સ. ૧૨૩૦ (હિ. સ. ૬૨૮) માં ગુજરાત અને મુલતાન પોતાની સત્તા નીચે લાવવાનો હુકમ કર્યો. અને ઈ. સ. ૧૨૩૧ (હિ. સ. ૬૨૯) માં તે મરી ગયો. આવી વસ્તુસ્થિતિ હોવા છતાં ગુજરાત પાછા ફર્યા પછી કોહરામનો સૂબો અને થોડી મુદ્દત પછી તબરહિંદ તેને સોંપવામાં આવ્યું એ કોઈપણ રીતે સત્ય નથી. ત્યારપછી બીજી જગ્યાએ ઇ. સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫)ને માટે લખે છે કે જ્યારે વજીર દિલ્હી તરફ ચાલ્યો ગયો અને તેને સૂબેદાર બનાવવામાં આવ્યો ત્યારે તેણે સૂબાની બરાબર વ્યવસ્થા કરી પ્રજાને દિલાસો આપ્યો, સહીસલામતી કાયમ કરી,

૧ તબકાતે નાસિરી પૃ૦ ૨૩૨, કલકત્તા

દૈયત અને મુલ્કને ઇન્સાફ વડે સુખી બનાવ્યાં, અને થોડા સમય પછી ઇમાનદારી સાથે ઇ. સ. ૧૨૩૧ (હિ. સ. ૬૨૯)માં મરણ પામ્યો. આ બ્યાન ઉપરથી એમ જણાય છે કે સૂબેદારીના હોદ્દા ઉપર આવ્યાની શરૂઆત ઈ સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫) થી અવસાન ઈ સ ૧૨૩૧ (હિ. સ. ૬૨૯) પર્યંત તે સિંધમાં રહ્યો. આવી પરિસ્થિતિમાં ગુજરાત પાછા ફર્યા પછી ઈ. સ. ૧૨૩૦ (હિ. સ. ૬૨૮)માં કોહરામ અને તબરહિંદની સૂબેદારી કેવી રીતે સંભવિત હોય? તેથી હું ધારું છું કે એ નુસખો સાચો નથી. અથવા તો તબકાતના કર્તાએ આ મામલામાં બનાવો આગળ પાછળ કરી દીધા છે. અર્થાત્ કોહરામ અને તબરહિંદની સૂબેદારી અસલ તો સિંધની સૂબેદારીથી પહેલાનો બનાવ છે. અને એનો ક્રમ આ પ્રમાણે છે કે તે શરૂઆતમાં ચાસણીદાર (ખાણું પીરસવાની વ્યવસ્થા કરનાર), ત્યારપછી તબેલાનો દારૂગો અને તે બાદ કોહરામનો સૂબો થયો અને તે પછી તબરહિંદનો ઇલાકો તેને સુપ્રત કરવામાં આવ્યો. આ સર્વ ઈ. સ. ૧૨૨૭ (હિ સ. ૬૨૫) પહેલાં થયું. ઈ. સ ૧૨૨૭ (હિ. સ. ૬૨૫)માં સિંધ અને ત્યારપછી મુલતાન અને ગુજરાત તેના કબ્જામાં આવ્યાં. પરંતુ કેટલાક અરસાથી સિધમાં ખાનાજંગી જારી રહી હતી. પહેલાં તો કબાચા અને કુત્બુદ્દીન અઈબેક વચ્ચે લડાઈ ચાલતી રહી. તે પછી માંગરોળ અને ખારઝમશાહની ચડાઈ આવી. અને આખરે અલ્તમશની લડાઇને લઈને મુલ્ક પરેશાન થયો. તે ઉપરાંત મોગલો (તાર્તારો)ના હુમલાનો

ખબર સાંભળી પાછો આવી ગયો. મુકામ દરમિયાન તેણે સન્જરના હુકમથી મસ્જિદનો પાયો નાખ્યો, જે કામ ઈ. સ. ૧૨૫૭ (હિ. સ. ૬૫૫)માં પૂરું થયું. આ બ્યાન ઉપરથી સાફસાફ જણાય છે કે હુમલો કરનાર ગુજરાતમાં વરસ ૭ મહિનાથી વધુ રહ્યો નહિ. તેથી મિરાતે અહમદીની એ વિગત સાચી નથી કે પાંચ વરસ અને અગિયાર મહિના પર્યંત સાતહજાર ફોજ વડે પાટણનો ઘેરો ચાલુ રાખ્યો. જો એ માનવામાં આવે તો આ ફોજની પાછળથી મદદ બરાબર આવતી રહી. તે છતાં પણ એ સમજવું જોઈએ કે વાઘેલા ખાનદાન તે વખતે ઘણું તાકતવર હતું અને વીરધવળ જેવો બહાદુર રાજા ઈ. સ. ૧૨૩૦ (હિ. સ. ૬૨૮) માં ગુજરાતમાં હયાત હતો, જેના વઝીરે ગોરીને એક લાખ ફોજ વડે ઝબરદસ્ત હાર આપી હતી. અને એ પણ માની લેવામાં આવે કે ભીમદેવ અને વાઘેલા ખાનદાન વચ્ચે ઘણી દુશ્મનાવટ હતી, તેમ છતાં પણ કોઈપણ રીતે અટકળ કરી શકાતી નથી કે ૭ વરસ પર્યંત ભીમદેવના શિર ઉપર આવી મુસીબત રહી હોય અને ભીમદેવે વાઘેલા ખાનદાનને આ મુસીબત વખતે પણ મિત્ર બનાવવાની કોશિશ ન કરી હોય. ખરી વાત એ છે કે મિરાતે અહમદીની નજરમાં મોગલ પાદશાહોનાં ફરમાન અને તે સમયની મરાઠાઓની લડાઇ હતી, તેથી બીજી વાતોમાં ઘણી જગ્યાએ તેણે બેદરકારી બતાવી છે. જેમકે શેખ મુઈઝુદ્દીન સુલેમાન શહીદના જીવનના બનાવોમાં લખવામાં આવ્યું છે કે અલાઉદ્દીન ખલજી પોતે મજકૂર શેખ સાથે ગુજરાત ફતેહ કરવાને આવ્યો હતો. એ વાત સાચી નથી. પરંતુ ઉલૂગખાન જે અલાઉદ્દીનનો ઉત્તમ સિપાહસાલાર હતો તેણે તે જીત્યું હતું. જેમકે ખુદ મિરાતે અહમદીની શરૂઆતના ભાગમાં[1] "ઇસ્લામ કાળ"ના મથાળા નીચે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સૌથી આખરી ઊંડો વિચાર કરવા જેવી બાબત એ છે કે આ શિલાલેખ જેમાં શે'રો લખવામાં

[1] મિરાતે અહમદી ભા. ૨, પૃ૦ ૭૨, મુંબઈ

આવી છે તે શું હિ. સ. ૬૫૫ ( ઈ. સ. ૧૨૫૭ ) નો છે ? મારું ધારવું એમ છે કે એમાં પણ સત્ય નથી. એ શે'રો ફરીથી વિચાર-પૂર્વક વાંચવાથી સાફસાફ જણાઈ આવે છે કે તે શે'રો બાદમાં લખાયેલી છે. તેમાં " દારૂલ ઈસ્લામ " શબ્દ વારંવાર આવે છે. જેમકે એક કડીમાં આ પ્રમાણે છે:

" બ શહરે નહરવાલા દારે ઈસ્લામ " ( ઈસ્લામનું ઘર નહર-વાલા શહેરમાં ).

એક બીજી કડી છે કેઃ -

" હરીમે કાબા શુદ દારે ઈસ્લામ " ( ઈસ્લામનું ઘર કાબાનું પવિત્ર સ્થળ થયું )

સવાલ એ ઉપસ્થિત થાય છે કે નહરવાલા પાટણ તે સમયે ( હિ. સ. ૬૨૮ કે હિ. સ. ૬૫૫માં ) દારૂલ્ ઈસ્લામ ક્યારે હતું ? તમામ તવારીખમાં એ વાત નક્કી જ છે કે અલાઉદ્દીન ખલજી ( હિ. સ. ૬૯૭-ઈ. સ. ૧૨૯૭ ) પહેલાં એ શહેર દારૂલ્ઈસ્લામ થયું નહતું.

તે જ સમયનો વિદ્વાન મુસાફર મોહમ્મદ ઔફી જે ઈ.સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫ )માં ખુદ ખંભાતમાં જાતે મોજૂદ હતો, અને પોતાની કિતાબ જામેઉલ્હિકાયાત જે ઈ. સ. ૧૨૨૭ (હિ. સ. ૬૨૫)થી ઈ. સ. ૧૨૩૨ (હિ. સ. ૬૩૦) સુધીમાં રચવામાં આવી હતી,

હતાં. ખુદ મિરાતે અહમદીનો આધાર પણ એ જ છે કે સન્જરના અવસાનની ખબરને લઈને મસ્જિદ અધૂરી રહી અને પાટણ વગર જીત્યે રાજા પાસેથી કંઈ લઈ અમલદાર પાછો ચાલ્યો ગયો, તેથી આવી પરિસ્થિતિમાં એને દારૂલ્ઇસ્લામ કેવી રીતે કહી શકીએ? મારા ખ્યાલ મુજબ આ શિલાલેખ અલાઉદ્દીન ખલજીના સમયમાં મલેક સન્જર અલપખાનનો છે, જે ઇ. સ ૧૨૯૭ (હિ સ. ૬૯૭) માં ગુજરાતનો પહેલો હાકેમ હતો. આમ માનવાથી હરેક સંશય દૂર થાય છે. એ સમયે નહરવાલા દારૂલ્ઇસ્લામ પણ હતું, અને મુલ્કના હાકેમનું નામ સન્જર અને ખિતાબ અલપખાન હતો. ત્યાર પછી અલપખાનનું અલફખાન થયુ.

૧. હિજરી સાતમી સદીની શરૂઆત અને મધ્યમાં એવો કોઈ બાદશાહ સામાન્ય તારીખમાં મળતો નથી જેણે ગુજરાત ઉપર ચઢાઈ કરી હોય, જેનું નામ સન્જર હોય અને જેનો અમલદાર અલપખાન હોય.

૨. શમ્સી સમયમાં જેટલા અમલદારોનાં નામ સન્જર મળે છે તેઓમાં ફક્ત કઝલકખાન જ છે જેના સમયમાં ગુજરાત ઉપર હુમલો થયો હોય. સંભવિત છે કે આ ગુજરાત પંજાબમાં આવેલું ગુજરાત હોય.

૩. મલેક સન્જર કઝલકખાન સિંધના હાકેમના હાથ નીચેના એક અમલદારે ગુજરાત ઉપર હુમલો કર્યો અને શહેરના કોટની બહાર તે જમાનામાં એક મસ્જિદનો પાયો નાંખ્યો. હિ. સ. ૬૨૮ (ઈ. સ. ૧૨૩૦)

૪. સન્જરના અવસાનને લઈને મસ્જિદ અધૂરી રહી અને પાટણ જિતાયા વગર રહ્યું અને અમલદાર પાછો ચાલ્યો ગયો. હિ. સ. ૬૨૯ (ઈ. સ. ૧૨૩૧)

૫. મૌલાના યાકૂબ સાહેબ એ જ અમલદારની સાથે "ઠઠ્ઠા"થી

પાટણ આવ્યા હતા અને એ જ મસ્જિદમાં ઉપદેશ કરતા રહ્યા. હિ. સ ૬૫૫ (ઈ. સ. ૧૨૫૭)

૬. હિ. સ. ૬૫૫ (ઈ. સ. ૧૨૫૭)મા આ મસ્જિદનું બાંધકામ પૂરું થયુ.

૭. મસ્જિદનો શિલાલેખ મલેક સન્જર અલપખાનના સમયનો. જે. નહરવાલા જિતાયા બાદ દારૂલઈસ્લામ હિ. સ. ૬૯૭ (ઈ. સ. ૧૨૯૭)માં થઈ ચૂકયુ હતુ. પરંતુ મસ્જિદ પૂરી થયાની તારીખ યાદ-ગીરી તરીકે રહેવા દીધી.

૮. સિંધના અને ગુજરાતના હાકિમોનાં નામ સન્જર હતાં તેથી સંશયને સ્થાન મળે છે.

: ૪ :

## સુલતાન ગિયાસુદ્દીન બલબન

બલબન ખરેખર એક ગુલામ હતો જેને તુર્કસ્તાનમાંથી બગદાદમાં લાવવામાં આવ્યો હતો ત્યાર પછી ખ્વાજા જમાલુદ્દીન બસરી બગદાદથી ભીમદેવ બીજાના સમયમાં તેને ગુજરાતમાં લાવ્યા (કદાચ ખંભાતમાં લાવ્યા હશે,) અને કેટલોક સમય ત્યાં રહી દિલ્હી લઈ ગયા. ઇ. સ. ૧૨૩૨ (હિ. સ. ૬૩૦ )માં અલ્તમશને તે વેચી દેવામાં આવ્યો.[1] સુલતાન ગિયાસુદ્દીન બલબન જેણે ઈ. સ.૧૨૬૮ (હિ. સ ૬૬૬ )થી વીસ વરસ પર્યંત રાજ્ય કર્યું હતું તેના દરબારમાં સલ્તનતના સ્તભોએ માળવા અને ગુજરાત ફતેહ કરવાની દરખાસ્ત કરી હતી, પરંતુ દુરંદેશી સુલતાને તેનો સ્વીકાર કર્યો નહિ અને કહ્યું કે તાબાના મુલ્કની જ્યાંસુધી ઉમદા વ્યવસ્થા ન હોય ત્યાંસુધી બીજા મુલ્કનો લોભ કરવામાં રાજકીય ડહાપણ નથી. વળી ગુજરાત ઉપર હુમલો ન કરવાનું એક બીજુ કારણ એ હતું કે એ જમાનામાં તાર્તરી મોગલોનું બળ વધારે હતું. તેઓ વારંવાર હુમલો કરી હિંદુસ્તાનમાં ઘૂસવાની ઇચ્છા રાખતા હતા. બલબન એક અનુભવી

૧. તબકાતે નાસિરી, કલકત્તા

એના કમ્પાઉન્ડમાં દાખલ થવાનો આ અસલ દરવાજો હતો, તેનાથી આગળ ચાલતાં અસલ મસ્જિદ છે, એ મસ્જિદ મામૂલી જાતની છે. ઈમારત પથ્થરની છે તે નાની છે, હરેક તરફથી તૂટતી જાય છે, પરંતુ પોણીસાતસો વરસની પુરાણી ઈમારતના રક્ષણનો ખ્યાલ, અફસોસ છે કે રિયાસતના કોઈ પણ અમલદારને આવ્યો નહિ. હાલના મધ્યના બારણા ઉપર જે મિહરાબ છે તે ઉપર લખવામાં આવ્યું છે કેઃ—

"આ મુબારક મસ્જિદ બનાવવાનો હુકમ હિ. સ. ૬૮૫ (ઈ. સ. ૧૨૮૬)માં ઉદાર બુઝર્ગ હાજી અફીફુદ્દીન અબુલકાસિમ ઈબ્ન અલી ઈર્જીએ આપ્યો. તે ખુદા પાસેથી તેનાથી ખુશ રહે એવી આશા રાખે છે; હિ. સ. ૬૮૫ (ઈ. સ. ૧૨૮૬ ). ખુદા તે કબૂલ કરે અને તેને અને તેનાં માબાપને ક્ષમા આપે.

એ ઉપરથી માલૂમ પડે છે કે અલાઉદ્દીન ખલજીની ગુજરાતની ફતેહ પહેલાં ઘણા વખત અગાઉ મુસલમાનોએ અહીં વસવાટ કરી દીધો હતો અને એમ પણ માનવામાં આવે છે કે મુસલમાનોની વસ્તીની સંખ્યા ઘણી મોટી હશે, અને તેથી એક મસ્જિદની જરૂર લાગી હશે. હકૂમત પોતાની ન હતી તેથી એ મસ્જિદ ઘણું કરીને આમ જનતા તરફથી તૈયાર કરવામાં આવી હશે. બનાવનાર ઘણું કરીને કોઈ માલદાર વેપારી છે. નામની સાથે જે ખિતાબો છે તે ઉપરથી એમ જણાય છે કે તે કોઈ આબરૂદાર ગૃહસ્થ છે અને તમામ મુસલમાનોનો સરદાર (અર્થાત્ કાઝી) પણ છે. ઈબ્ન બતૂતા અને મસઉદી વગેરે તરફથી એમ જાણવાનું મળે છે કે હિંદમાં જ્યાં જ્યાં મુસલમાનોની હકૂમત ન હતી અને વેપાર સંબંધને લઈને અહીં ખંભાત, ભરૂચ, ગોધરા, ચિમૂર, મલબાર વગેરે સ્થળોમાં વસવાટ કર્યો હતો, ત્યાં હકૂમત તરફથી મુસલમાનોમાંથી સૌથી વધારે વિદ્વાન અને નેક આદમીને

સિપાહી અને ચાલાક મુત્સદ્દી હતો તે સારી રીતે સમજતો હતો કે જો ફતેહનો દરવાજો હુ ખોતુ તો મુલ્કની બાબતમાં ગાફેલ સમજી મોગલો સત્વર સરહદી ઇલાકામા ઘૂસી જશે તેથી તેણે ફતેહને બદલે સુ ફી ઇન્તિઝામનુ કામ પસદ કર્યું

ગિયાસુદ્દીન બલબનના સિક્કો,—એ સિક્કો જૂનાગઢથી મળ્યો

નીચેનો સિક્કો દિલ્હીમાં હિ સ ૬૮૦ મા પાડવામા આવ્યો

| એકબાજૂ | બીજીબાજૂ |
|---|---|
| અસ્ સુન્તાનુ્ આઝમ | અલઈમામ |
| ગયાસુદ્દુનિયા વદ્દીન | અલમુસ્તસિમ અમીરૂલ મોમિનીન |
| અબુલમુઝફ્ફર બલ્બન | |
| અસ્‌સુલ્તાન | |

સુલતાન ગયાસુદ્દીન બલ્બન

|

બગરાખાન

(જે બગાળનો હાકેમ હતો)

|

મોઈઝુદ્દીન કૈકોબાદ

|

શમ્સુદ્દીન કૈકાઉસ

એ જમાનામા જૂનાગઢમાં માય ધણુન્ચીની મસ્જિદ તૈયાર થઈ હાલમા એ સ્થળ અત્યારના જૂનાગઢથી થોડે છેટે છે અને એક વેરાન જગ્યામા છે તેની આસપાસ કેટલીક કબરો છે, કઈ ખાસ રીતે જણાયુ નહિ કે "માય ધણુન્ચી" કોણ હતી અને આ મસ્જિદ સાથે તેનો શો સબધ છે, અને તેની સાલ કઈ છે ગમે તે હોય, પરતુ આ મસ્જિદનુ અસલ બાંધણુ પડી ગયુ છે ફક્ત થોડો જ ભાગ બાકી છે જે ઉપરથી એટલું માલૂમ પડે છે કે મસ્જિદ યા તો

એના કમ્પાઉન્ડમાં દાખલ થવાનો આ અસલ દરવાજો હતો, તેનાથી આગળ ચાલતાં અસલ મસ્જિદ છે, એ મસ્જિદ મામૂલી જાતની છે. ઈમારત પથ્થરની છે તે નાની છે, હરેક તરફથી તૂટતી જાય છે, પરંતુ પોણીસાતસો વરસની પુરાણી ઈમારતના રક્ષણનો ખ્યાલ, અફસોસ છે કે રિયાસતના કોઈ પણ અમલદારને આવ્યો નહિ. હાલના મધ્યના બારણા ઉપર જે મિહરાબ છે તે ઉપર લખવામાં આવ્યું છે કેઃ—

"આ મુબારક મસ્જિદ બનાવવાનો હુકમ હિ. સ. ૬૮૫ (ઈ. સ. ૧૨૮૬)માં ઉદાર બુઝર્ગ હાજી અફીફુદ્દીન અબુલકાસિમ ઈબ્ન અલી ઈર્જીએ આપ્યો. તે ખુદા પાસેથી તેનાથી ખુશ રહે એવી આશા રાખે છે; હિ. સ. ૬૮૫ (ઈ. સ. ૧૨૮૬ ). ખુદા તે કબૂલ કરે અને તેને અને તેનાં માબાપને ક્ષમા આપે.

એ ઉપરથી માલુમ પડે છે કે અલાઉદ્દીન ખલજીની ગુજરાતની ફતેહ પહેલાં ઘણા વખત અગાઉ મુસલમાનોએ અહીં વસવાટ કરી દીધો હતો અને એમ પણ માનવામાં આવે છે કે મુસલમાનોની વસ્તીની સંખ્યા ઘણી મોટી હશે, અને તેથી એક મસ્જિદની જરૂર લાગી હશે. હકૂમત પોતાની ન હતી તેથી એ મસ્જિદ ઘણું કરીને આમ જનતા તરફથી તૈયાર કરવામાં આવી હશે. બનાવનાર ઘણું કરીને કોઈ માલદાર વેપારી છે. નામની સાથે જે ખિતાબો છે તે ઉપરથી એમ જણાય છે કે તે કોઈ આબરૂદાર ગૃહસ્થ છે અને તમામ મુસલમાનોનો સરદાર (અર્થાત્ કાઝી) પણ છે. ઈબ્ન બતૂતા અને મસઉદી વગેરે તરફથી એમ જાણવાનું મળે છે કે હિંદમાં જ્યાં જ્યાં મુસલમાનોની હકૂમત ન હતી અને વેપાર સંબંધને લઈને અહીં ખંભાત, ભરૂચ, ગોધરા, ચિમૂર, મલબાર વગેરે સ્થળોમાં વસવાટ કર્યો હતો, ત્યાં હકૂમત તરફથી મુસલમાનોમાંથી સૌથી વધારે વિદ્વાન અને નેક આદમીને

મુખી (કે કાઝી) તરીકે મુકરર કરવામાં આવતો હતો એમ જણાય છે કે હાજી અફીફુદ્દીન અબુલકાસિમ ઈર્જી પણ એ જ લોકોમાંથી હતા, જેઓ જૂનાગઢમાં વેપારી તરીકે રહ્યા હતા. ઘણું કરીને આ મુસલમાનોનો વેપાર સોમનાથ અને માંગરોળનાં બંદર મારફત ઈરાન અને બસરા સાથે હશે. તેઓ ઘણું કરીને ઈરાકી ઘોડા વેચવાને આવતા હતા. જેમકે સોમનાથમાં અરબ મુસાફરો (વેપારીઓ)નાં જહાજોની લૂંટ માટેના ક્ષેમરાજના ઈ. સ. ૮૬૬ (હિ. સ. ૨૫૨)ના મશહૂર બનાવ ઉપરથી એ વિશે માલૂમ પડે છે.

